॥ ॐ ॥

એક સુબોધક નવલકથા.

# ઝેરી જમાનો.


લેખક, સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.

શાહપુર, મહેતાપોળ—અમદાવાદ.



પ્રકાશક:-

બુકસેલર, કચરાભાઇ વનમાળીદાસ પટેલ.

મોટીહમામ—અમદાવાદ.

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦.





સંવત ૧૯૭૫. સને ૧૯૧૯.

અમદાવાદ—સલાપોસ રોડ,

ધી "ડાયમંડ જ્યુબિલિ" પ્રીન્ટીંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

મૂલ્ય રૂ. ૨-૦-૦

# પ્રસ્તાવના.

શ્રી પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી આ નવલકથા ગુણજ્ઞ વાંચકોના કરકમળમાં સાદર સમર્પણ થાય છે. પ્રભુની ઘટમાળ ન્યારી છે, મનુષ્યનું ધાર્યું કંઇ કામમાં આવતું નથી. ઈશ્વરેચ્છા મુજબજ સૌ કાંઇ થએ જાય છે. પછી અજ્ઞાન મનુષ્યો ભલે એમ માની લે કે હુંજ સર્વ કાર્યનો કર્તા છું અને આ મ્હેંજ કર્યું છે. પરંતુ તેમની અજ્ઞાનાવસ્થા દૂર થતાંજ સત્ય સમજાય છે અને કર્તાની કળાને પ્રણામ કરવા પડે છે. આ જગતમાં સમયરંગ બદલાયા કરે છે. પૂર્વે આ જગતનાં મનુષ્યો ધર્મી, ન્યાયી હતાં; પણ આ સાંપ્રત સમયનાં ઘણાં મનુષ્યોમાં સર્વાંશે ધર્મ, નીતિનો અભાવજ જોવામાં આવે છે. દિનપ્રતિદિન અધમતામાં વધારો થતો જાય છે. આથી આ જમાનાને કળીકાળનું નામ આપવામાં આવ્યું છે; અને આ કળીકાળમાં બનતા અધમ બનાવો સાથે ધર્મ, નીતિ, સત્ય વગેરેના સુબોધક દાખલા સમાવી પુસ્તકનું નામ પણ ઝેરી જમાનો રાખવામાં આવ્યું છે. આ કળીકાળમાં કેવાં અધમ કાર્યો થાય છે, સ્વાર્થને માટે કેવા રાક્ષસી જુલમો ગુજરે છે, પુણ્યાત્માઓ દુઃખી થવા છતાં કેવી અડગ ધૈર્યતાથી સત્યનું અવલંબન કરે છે, જુલ્મીઠગ–ફાંશીયા શયતાનો તેમની પ્રપંચજાળમાં કેવી રીતે નિર્દોષ જનોને ફસાવી તકદીરના તોફાને ચઢી કેવાં ભયંકર ફળ પ્રાપ્ત કરે છે વગેરે બાબતો સ્પષ્ટતાથી પ્રતિપાદન કરવામાં આવી છે. વાંચકોને આ પુસ્તકમાંથી અવશ્ય કંઈક નવીનતા જણાઈ સુબોધક જ્ઞાન સાથે આનંદ પ્રાપ્ત થશે. આ પુસ્તક દરેક વાંચી શકે તેને માટે સાદા સરળ શબ્દો વાપરવામાં આવ્યા છે. આપણા દેશમાં મહાન વિદ્વાનો ઘણા ઓછા છે અને તેઓ આવાં સાદી ભાષા વાળાં પુસ્તકો વાંચવાનો શ્રમ ભાગ્યેજ લે છે. પણ આવાં સમજ પડે એવાં પુસ્તકો સાધારણ ભણેલાં મનુષ્યો, ઉછરતા યુવકો આનંદથી વાંચી ગુણ ગૃહણ કરે છે; અને તેથી આ સમયરંગમાં નહિ રંગાતાં પોતાના સંસારને ઉજ્વળ કરે છે. છતાં આ સાથે એટલું તો જણાવવાનું જરૂરનું છે કે આ સંસારમાંની કોઈ પણ વસ્તુ યા કાર્ય દોષ વિનાનાં તો નથીજ. મારો આ અલ્પ પ્રયાસ છે, ઘણી ખામીઓ રહી ગઈ હશે ! તેને માટે મારા વિબુધ વાચકોને વિનંતી માત્ર એટલીજ કે હંસ ન્યાયે ગુણને ગૃહણ કરવા. પરમાત્મા સર્વને સુબુદ્ધિ અર્પો એજ અમારી અંતીમ પ્રાર્થના છે.

| | |
|---|---|
| શાહપુર–અમદાવાદ. | લી. |
| શ્રાવણ પૂર્ણિમા ૧૯૭૫. | સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા. |



શ્રીમાન નેક નામદાર શ્રી ખાનસાહેબ
મહમદખાનજી ફતેહખાનજી.

"હિંદુસ્થાન" પ્રેસ, કોટ, મુંબઈ.

# સમર્પણ.

શ્રીમાન નેકનામદાર ખુદાવિંદ

## શ્રી ખાનસાહેબ મહમદખાનજી ફતેહખાનજી.

ખડીયા—કાઠીયાવાડ.

આપ નામદારની પ્રજા પ્રિયતા, વિશુદ્ધ ધાર્મિકતા, ન્યાય-પ્રિયતા, ગરીબો પ્રત્યે ઉદારતા, વિદ્યાપ્રીતિ વગેરે અનેક ગુણોથી આપની પ્રત્યે પૂજ્ય ભાવ ઉત્પન્ન થાય છે. આપે આજ પર્યંત મને કીમતી મદદો આપી મારા ધંધાને ઉત્તેજન આપ્યું છે અને હજી પણ આપતા જાવ છો. આપના મહાન પ્રશંસનીય ગુણોથી અને મારા પ્રત્યેની કૃપા નજરથી આકર્ષાઇ આ નવીન સુબોધક પુસ્તક આપશ્રીના કરકમળમા સ્નેહપૂર્વક સમર્પણ કરી કૃતાર્થ થાઉ છું. પરમાત્મા આપને દિર્ઘાયુ અર્પી સદા—સર્વદા સુખી રાખો. અસ્તુ.

લી,

શુભેચ્છક.

**કે. વી. પટેલ.**

# અનુક્રમણિકા.

ॐ

# ઝેરી જમાનો.

## પ્રકરણ ૧ લું.

### પત્ની કે પિશાચિની?

અમાવાસ્યાની રાત્રિનો બિષણુ અંધકાર સર્વત્ર વ્યાપેલો હતો. દ્વિતીય પ્રહરનો આરંભ થઇ ચૂકેલો હતો. વર્ષાઋતુની ઉતરાવસ્થા ચાલતી હતી. આજે આકાશમાં મેઘ છવાએલો હતો. વિજળીઓના ચમકારા પ્રતિપળે થતા હતા. સમસ્ત સંસારમાં જાણે શાન્તિનું સામ્રાજ્ય વ્યાપી ગયું હોય એમ જણાતું હતું. વિલાસપુર નામક નગરના મોટા રસ્તાઓ અત્યારે શૂન્યકાર જણાતા હતા. દેડકાં ઇત્યાદિ જળચર જંતુઓના અવાજ સંભળાતા હતા. ધીમે ધીમે વરસાદ વરસવો શરૂ થયો. આ સમયે વિલાસપુર નગરની એક સાંકડી ગલીમાં આવેલા એક નાનકડા ઘરમાં દીપકનો પ્રકાશ જણાતો હતો. તે પ્રકાશમાં એક બાવીસેક વર્ષના વયની યુવતી ચિંતાતુર વદને લમણે હાથ ટેકવીને બેઠેલી જણાતી હતી. આ રમણી ગૌરવર્ણી હતી, પણ તેના મુખનો ઘાટ બરાબર નહોતો. તેની આંખ્યો પહોળી અને ક્રૂર જણાતી હતી. આ વખતે તેની આંખ્યો ગુસ્સાથી લાલચોળ થએલી જણાતી હતી. તે વિચારવશ વનિતાએ મૌનતાથી બેશી રહી લગભગ એક કલાક પસાર કર્યો; અને અંતે

વિચારથી અકળાઇને તે બોલવા લાગી, "બસ હવે ગમે એમ થાય પણ કાલે મારે આ ઘરમાં રહેવું જ નથી. મારાં માતાપિતાએ મને ગરીબ પતિ સાથે પરણાવી દુઃખી કરી છે. મારા પતિથી જોઇએ તેટલું સુખ મને મળતું નથી. શું પરમેશ્વરે સ્ત્રીઓને ગુલામગીરી કરવાને જ ઉત્પન્ન કરી હશે ? હા, મને તો એમજ જણાય છે. પરંતુ હું હવે ગુલામગીરીમાં વધુ વખત પડી રહેવાને ઇચ્છતી નથી. હું મારા ગરીબ પતિથી છેક જ કંટાળી ગઇ છું અને તે પણ મારાથી કંટાળ્યો છે. અમારા બન્નેમાં આંખ રોષ વધી પડયો છે. જો આવી રીતે ઘણા દિવસ ચાલશે તો પરીણામ ભયંકર આવશે. મારા મૂર્ખ પતિને મારી બિલકુલ દરકાર નથી. તે મારી પર ઘડી ઘડી વ્હેમાય છે. કોઈ સારા પુરૂષ સાથે વાત કરતી જોઇ તે બળી જાય છે. પત્નીને આનંદ કરાવવાને પાસે પુરતા પૈસા તો છે નહિ અને મિજાજ બાર ખાંડીનો ધરાવે છે. હું વાપરવાને પૈસા માગું તો ચોકખી ના પાડશે અને પેલી તેમની નવી સગલીને મહિનો થતાં તો કંઇને કંઇ મોકલાવશે. બસ આથી જ મારા હ્રદયમાં આગ વરસી રહી છે." આમ બોલતી તે યુવતી થેડીકવાર વિચારમાં પડી પુનઃ બોલવા લાગી, "બસ હવે તેના અને મારા સંસ્કાર પૂરા થયા છે. હું આજથી તેની પત્ની મટી તેની વૈરી બની છું. હું તેને અને તેની નવી બૈરીને ખરાબ ખસ્ત કરીશ, તેમનો સંસાર ઝેર સમાન બનાવીશ. મારી જીંદગી છે ત્યાં સુધી તો તેઓ કદાપિ સુખ ભોગવી શકશે જ નહિ. મ્હેં હવે તેમનું સત્યાનાશ વાળવાને માટે નારી સ્વરૂપને બદલે રાક્ષસી સ્વરૂપ ધારણ કર્યું છે; તેના પત્નીપદને તિલાંજલી આપી તેનું અને તેની નવી વ્હાલી પત્નીનું રક્ત પીવાને પિશાચિની પદ સ્વિકાર્યું છે." આમ બોલતી તે સ્ત્રીના મુખપર ગુસ્સાની લાગણીઓ પ્રકટપણે જણાવા લાગી. તેનું મુખ વિકાળ

અને ઝનુની ભાસવા લાગ્યું. એ અરસામાં જ નીચેથી તેના ઘરનું બારણું ઉઘડવાનો અવાજ સંભળાયો. તે સ્ત્રીએ ચમકીને પ્રશ્ન કર્યો, "કોણ છે ?"

"એ તો હું રામલાલ." આમ બોલતો એક તરુણ પુરૂષ ઉપર આવ્યો. તેને જોતાં જ તે રમણીનો ગુસ્સો શાન્ત થઇ ગયો. તેના ક્રોધભર્યા વદન પર આનંદ છવાયો. તેણે આવનાર પુરૂષના કંઠે વળગી પૂછ્યું, "વ્હાલા ! છેવટે આવ્યા તો ખરા. તમને આજે ઘણું કષ્ટ સહન કરવું પડયું હશે ?"

"સુંદરી! તારા માટે હું જેટલું સંકટ સહન કરૂં તેટલું ઓછું જ છે. પ્યારી ! તારો પ્રેમ મારા શ્રમને ટાળી નાખી આનંદના સાગરમાં નવરાવે છે." આમ કહેતા તે પુરૂષે માથે બાંધેલો ફેંટો ઉતારી ખીંટીપર ભરાવ્યો. તે પછી તેણે વરસાદથી ભીંજાએલાં કપડાં બદલી બીજાં પહેર્યાં. તેણે મુખ છૂપાવવાને મુખપર બાંધેલી બુકાની છોડી નાખી. આ પુરૂષનું વય બહુધા ત્રીસેક વર્ષનું હોય એમ જણાતું હતું. તેનું શરીર મજબુત અને બાંધી દડીનું હતું. ભરાવદાર મુખપર મુછોના આંકડા વાળેલા હતા. તેના શરીરનો રંગ સ્હેજ શ્યામ હતો. આંખ્યો લીંબુની ફાડ જેવી પહોળી અને ઝનુની જણાતી હતી. આ પુરૂષનું નામ રામલાલ હતું. તે આવનાર રામલાલે ત્યાં પડેલી એક ગોદડીપર બેસી હાથ લાંબો કરી નજીકમાં ઉભેલી યુવતીને પાસે ખેંચી તેના ગાલપર ચુંબન લઇ જોડે બેસાડી પૂછ્યું, "વ્હાલી કપટકળા ! બોલ હવે તારો શું વિચાર છે ?"

"વિચારમાં હવે એજ કે મારે કાલે આ ઘરમાં રહેવું નથી. મ્હેં કંટાળીને જ તમને સંદેશો મોકલાવ્યો હતો; સારૂં થયું કે તમે આજે આવ્યા. કાલે આવ્યા હોત તો મારો મેળાપ થાત નહિ."

"વ્હાલી ! તું હમણાં—હમણાંમાં સુકાઇ તો બહુજ ગઇ છે હો ? તારૂં ગુલેગુલાબી બદન અત્યારે નિસ્તેજ જણાય છે." રામલાલે તેના સામે જોઇ કહ્યું.

"એ સઘળો પ્રતાપ મારા ધણીનો જ છે. તે હમેશાં મને ત્રાસ આપે છે. હું તો હવે તેનાથી કંટાળી ગઈ છું. જો તમારૂં શરણ મને ના હોત તો મારે જરૂર ઝેર ખાઇને મરવું પડત."

"તને દુઃખ દઇ આવા હાલ હવાલ કરનાર તારા કસાઇ ધણીને હું બરાબર શિક્ષા કરીશ."

"બસ વ્હાલા, ત્યારે જ હું સંપૂર્ણ શાન્ત થઇશ અને તમને અધિકાધિક આનંદ આપી મારા સ્નેહ સરોવરમાં સ્નાન કરાવીશ. કહો વ્હાલા ! આપ જમીને આવ્યા છો કે ભુખ્યા ?" કપટકળાએ પૂછ્યું.

"દિલદાર ! હું ચાર વાગે જમીને જ આ તરફ આવવાને નીકળ્યો હતો. મને હજી ભૂખ લાગી નથી."

"તમે ચાર વાગ્યાના નીકળ્યા હતા, ત્યારે અહિં આવતાં આટલું બધું મોડું કેમ થયું ?"

"આજે ચંદ્રભાગામાં પૂર આવ્યું છે. હોડીવાળાને મનાવતાં વાર થઇ, છેવટે એક રૂપીઓ આપવો કરી હોડીમાં બેઠો અને નદીપાર કરી તને આવી મળ્યો. પણ વારૂ આજે તારો ધણી ક્યાં ગયો છે ?"

"તે ગઇ કાલનો બહાર ગામ ગયો છે."

"શા માટે ?"

"તેના શેઠની ઉઘરાણી કરવા."

"ગામથી પાછો ક્યારે આવનાર છે ?"

" આવતી કાલે આવવાનું જણાવ્યું છે. "

" એ બહુ સારૂં થયું. આપણને જવાની સુગમતા પડશે; પણ હવે તારે જે સાથે લેવાનું હોય તે લઇ લે. આપણે અહિંથી મોટા પરોઢીએ પસાર થઇ જઇશું. "

" આ ઘરમાં શું ઠીકરાં છે કે હું સાથે લઈ લઉં ? વ્હાલા ! ન મળે રોકડો પૈસો કે ન મળે કંઇ જણસભાવ. "

" ત્યારે એણે આટલાં વર્ષ નોકરી કરી શું ઉકાળ્યું ? "

" તેના બાપનું કપાળ. મહિને દહાડે પંદર રૂપરડી પેદા કરે છે; અને તેમાં મારૂં ને તેનું હોજરૂં ભરે છે; તેમાં વળી મુખેં મીજાજ રાખે છે નવાબ સાહેબનો, સારૂં થયું કે પરમેશ્વરે તેને પૈસા વિનાનોજ રાખ્યો છે. "

" હશે જવા દે એ વાત અને તારાં કપડાં તો બાંધી રાખ ? "

" કપડાંમાંએ ફક્ત એક સાલ્લો અને એક કમજો છે. તે તો મારે પહેરી લેવાનો છે. "

આવી રીતે વાતો ચાલી રહી હતી; એવામાં પુનઃ નીચેથી દ્વાર ઉઘડવાનો અવાજ સંભળાયો. રામલાલ અને કપટકળા ચમક્યાં. કપટકળાએ રામલાલને એક મોટા પટારા પાછળ છૂપાઇ જવાનું કહી બૂમ મારી " કોણ છે ? "

" એ તો હું, દીવો લાવજે. "

" ભોગ મળ્યા. મારો રોયો કાલને બદલે અત્યારે ક્યાંથી મુઓ ! " આમ મનમાં બડબડી કપટકળા દીવો લઇ નીચે જવાની તૈયારી કરવા લાગી. તેણે પટારા પાછળ ભરાએલા રામલાલને કહ્યું, " પેલો આવી પહોંચ્યો છે. હું દીવો લઇ નીચે જાઉં છું. તમે મારી પાછળ ધીમે રહી નીકળી આવજો. હું નીચે ઉતરતાં દીવો પાડી નાખીશ એટલે

અંધારૂં ઘોર થઇ જશે, એ તકનો લાભ લઇ તમે બહાર નીકળી જજો અને મોટા પરોઢીએ પેલા સ્થળે...મારી રાહ જોઈ ઉભા રહેજો. હું જરૂર ત્યાં આવી મળીશ." આટલી સૂચના આપી કપટકળા હાથમાં દીવાનું કોડીયું લઇ નીચે જવા સીઢીનાં પગથીઆં ઉતરવા લાગી. રામલાલ સીઢીને મથાળે ઉભો રહી અંધારૂં થવાની રાહ જોઇ રહ્યો. કપટકળાએ પાંચેક પગથીઆં ઉતરી જોયું કે પતિ ઘરની વચ્ચે બારણાં તરફ પીઠ કરી બેઠો છે. એવું જોઇ તત્કાળ તે કારસ્થાની સ્ત્રીએ હાથમાંનું કોડીયું પાડી નાખ્યું. અંધારૂં ઘોર થઇ રહ્યું. તેનો સ્વામી બૂમ પાડી ઉઠયો, "હત્ રાંડ કર્કશા ! ઘરમાં આવ્યો કે જણાઇ. ચાલ, જલ્દી દીવો કર."

રામલાલ ધીમે પગલે નીસરણી ઉતરી પોબારા ગણી ગયો. કપટકળાના હૃદયમાં શાન્તિ થઇ. તેણે દિવાસળી સળગાવી દીપક પ્રકટાવી કાષ્ટની દીવીપર મૂકી રોષ ભર્યાં વદને પતિના સામે જોયું. તેનો પતિ કે જેનું નામ કિશોરચંદ્ર હતું તે બહાર ગામની મુસાફ્રીથી લોથપોથ થઇ ગયો હતો. વરસાદથી આખા શરીરે ભીંજાઇ ટાઢથી ધ્રુજતો હતો. તેણે કોરાં કપડાં પહેરી પત્નીને કહ્યું, "તું મારે માટે જલ્દીથી કંઇક ખાવાનું બનાવી દે. મને ભુખ ઘણી લાગી છે."

"અત્યારે શું ખાવાનું કરી આપું ? રાતના બાર વાગવા આવ્યા છે, ત્યાંથી ખાઇને નીકળવું હતુંને ?" કપટકળાએ કહી નાખ્યું.

"તું હવે વધારે પડતું બોલ્યા વિના જલ્દીથી ખીચડી ઓરી દે. ભૂખથી મારી આંખે અંધારાં આવે છે." કિશોરચંદ્રે જણાવ્યું.

"તમે ગમે એમ કરશો પણ મારાથી અત્યારે કંઇ પણ બની શકે એમ નથી. તમને ભુખે અંધારાં આવે છે તો મારૂં માથું દુખે

છે અને પેટમાં સખ્ત ચુંક આવે છે. શું ત્યાં ખાવાનું ના મળ્યું કે જેથી અહિં ભૂખ્યા ટળ્યા ?"

કિશોરને ગુસ્સો ચઢ્યો. તે આવેશથી બોલ્યો, "પણ ઘરાક ગામમાં સુઓ હોય તો તેને ઘેર જઇને ખાઉંને ? આજે મને નકામો વીસ ગાઉનો ધક્કો પડયો છે."

"ત્યારે ત્યાં રહી તેની રાહ જોવી હતી, શું ઘર નાશી જતું હતું કે ઢીલે લમણે પાછા આવ્યા ? ખરેખર તમારામાં કંઈ બોણી જ બળી નથી."

"હવે વધારે લમણાઝીક કર્યા વિના મારૂં કહેવું માનવું છે કે નહિ ?"

"મ્હેં એક વખત જણાવી દીધું કે મારાથી કંઇ પણ બની શકે એમ નથી, છતાં વારવાર હેવાનની માફક પૂછ-પૂછ શું કરો છો ?"

લાંબી મુસાફરીના થાકથી અને ભુખથી અકળાએલા કિશોરને કુભાર્યાના શબ્દો હાડોહાડ લાગી આવ્યા. તેણે ક્રોધાયમાન થઇ કહ્યું, "એ રાંડ ચૂડેલ ! બોલતાં ફાટી કે શું ? ધણીના સામે ચપ-ચપ જવાબ આપતાં શરમાતી નથી ?"

"શા માટે શરમાઉં ? તમે ધણી થઇને મને શું સુખ આપ્યું છે ?"

"ત્યારે તું કેવા દુઃખમાં દટાઇ મરી છે એતો જણાવ ?"

"મારે જણાવવાની કંઇ જરૂર નથી. તમારે ફાવે એ કરી લ્યો. મારૂં માથું ફોડાવશો નહિ."

"ત્યારે તું અહીં મરી રહી છે શું કરવા ? જલ્દી ફાવે ત્યાં ચાલી જાને કે જેથી તારા પાપથી છુટી હું પણ સુખી થાઉં ?"

"એ મહેરબાન ! સુખી થવાની તો હવે આશાજ રાખશો

નહિ. તમે જાણો કે આ મરી જાયતો નવી સાથે સુખ ભોગવાય; પણ એવું ધારતા નહિ. હું તમને બન્નેને સુખમાં રહેવા દેવાની જ નથી ?"

" મ્હેં તારૂં કંઇ બગાડ્યું છે ?"

" ઘણું એ. તમને પરણીને મારા દુઃખના દાળીઆ થઇ ગયા છે."

"તો ભોગ તારાં માબાપનાં કે તેમણે શામાટે તારે માટે ગરીબ ઘર જોયું ? મોજ શોખ ભોગવવાને કોઇ પૈસા વાળાને પસંદ કરવો હતોને ?"

" તમારી જીભને લગામમાં રાખો. હું તમારાથી હવે લગીર પણ દબાઇ જવાની નથી. કમાવાની શક્તિ તો મુદ્દલે છે નહિ છતાં મીજાજ શાને કરો છો ?"

" કમાયા વિના તારૂં અને મારૂં પૂરૂં ક્યાંથી થાય છે? શું કમાવાને તું જાય છે ?"

" તમે બહુ કમાવ છો તે જાણ્યા હવે? તમારાથી તો મજુરીયા પણ સારૂં પેદા કરે છે."

" ત્યારે શું હું મજુરી કરવા જાઉં ?"

" તે હું તમને ક્યાં કહું છું ? તમારે ફાવે એ કરો."

" શું તને મારી લગીર પણ દરકાર નથી."

" નાજી; હવે તમારી જરીક પણ પરવાહ કરનારી નથી."

" હા ! ધિક્કાર છે તને અને તારાં માબાપને કે જેમણે તારા જેવી વંઠેલી વનિતાને જન્મ આપ્યો."

" મુઆં મારાં માબાપ કે તમારા જેવા ગરીબ નમાલા ધણીની સાથે મારાં લગ્ન કર્યાં."

" ઓ કમજાત ! જરીક જીભને વશ રાખ. હું તારો પતિ,

તારે પૂજવા યોગ્ય ગણાઉં તે તો વિચાર ? હવે એમ ફાટયું ફાટયું શું બોલે છે ?"

"હું તમને પતિ તરીકે માનતીજ નથી. ફક્ત કહેવાતા લગ્નથી નાની વયમાં તમારા જેવા દૈત્યની સાથે પરણી હું પૂરેપૂરી પસ્તાઇ છું."

"ત્યારે તું અહિં શા માટે પડી રહી છે ? જાને, કોઇ બીજાનું ઘર માંડીને સુખી થાને. હા ! તારા દુઃખથીજ મારે બીજી વાર પરણવું પડયું છે; પણ તે સ્નેહાળ બાળાની સાથે પણ ત્હેં સુખ ભોગરવા દીધું નથી. હા ! ભગવાન ! મારાં તે ક્યાં આ રાંડ કમજાત સાથે પાનાં પડયાં ?" કિશોરચંદ્રે નિઃશ્વાસ નાખ્યો.

રાંડ કમજાત વગેરે શબ્દો સાંભળી કપટકળા ઉછળી પડી. તેણે કિશોરચંદ્રને ન સંભળાવાય એવાં વચનો સંભળાવ્યાં. છેવટે કિશોરનો મિજાજ ગયો. તે રાતો પીળો થઇ કપટકળા પર ધશી ગયો, અને "રાંડ, શંખણી, દુષ્ટા." વગેરે શબ્દો ઉચ્ચારી તેને બેચાર લાતો લગાવી દીધી. કમજાત કપટકળા પતિને ગાળો દેતી ત્યાંથી ઉઠી મેડા પર ચઢી ગઇ અને લોકોને જણાવવા રાગડો તાણી રડવા લાગી. મધ્ય રાત્રિએ પડોશના લોકો જાગી ઉઠયા. તેમણે કિશોરના ઘરમાં કલેશ થતો સાંભળ્યો; પણ ત્યાં કોઇ નહિ જતાં જાગેલા લોકો સુઇ ગયા. કારણ કે કિશોરને ત્યાં કલેશ કંકાશની કંઇ નવાઇ નહોતી. તેમના નિરંતરના કલેશથી પડોશીયો પણ અકળાયાં હતા; અને કપટકળા જતી રહે અથવા મરી જાય તો કિશોર બિચારો સુખી થાય એમ મનમાં ઇચ્છતાં હતાં. બિચારો કિશોર પણ ખીન્ન વદને ઓરડામાં જઈ ભૂખ્યો–તરસ્યો પથારીમાં પડયો. તેને પોતાની દુર્દશા નિહાળી ઘણું લાગી આવ્યું. તેની આંખોમાં જળ ભરાઇ આવ્યું, તે દુઃખી દિલે આત્મગત બોલવા લાગ્યો.

"હા ! પ્રભુ! શું મારૂં જીવન આવી રીતે દુઃખમાંજ જશે ? ઓ પરમાત્મા ! મારાં એવાં તે શું ભયંકર પાપ હશે કે જેથી મને છેક નિર્ધનને ઘેર જન્મ આપ્યો અને તેમાં વળી આવી કુભારજા સ્ત્રીથી પાનું પાડયું ? હા ! માતાપિતા ! તમે પણ મોટી ભૂલ કરી મારૂં લગ્ન બાલ્યકાળમાંજ કરી નાખ્યું. તમે સારી રીતે જાણતાં હતાં કે, આ કપટકળાનાં માબાપ દુષ્ટ છે; તેમની છોકરી પણ વંઠેલી છે; છતાં શા માટે મને એવાં દુષ્ટ સગાંઓ સાથે સંબંધ બાંધી દુઃખી કર્યો ? શું મને કોઇ કન્યા આપતું નહોતું કે જેથી જેની કન્યાનાં લક્ષણ જાણતાં કોઇ પણ પરણવાને તૈયાર થાય નહિ એવી વંઠેલ અને મહા ભયંકર સ્ત્રીની સાથે પરણાવી મારૂં જીવન રદ કર્યું ? શું તમારે મને પરણાવી લ્હાવો લેવો હતો કે જેથી મને આ અગ્નિ કુંડમાં ઝીકયો ? અરે! તમે તો લ્હાવો લઇ આ પૃથ્વીપરથી વિદાય થયાં પણ તમારો પુત્ર કેવા શોક સંતાપથી સળગી રહ્યો છે તે તો જુઓ ?

ખરેખર ! આ ભાગ્ય પણ ફૂટેલુંજ છે. દ્રવ્યને માટે હું પ્રમાણિક પણે તનતોડ મહેનત કરૂં છું; પણ લક્ષ્મીદેવી મારાથી દૂર જતી જણાય છે; અને અપ્રમાણિક મનુષ્યો લક્ષ્મી પ્રાપ્ત કરી સુખી થાય છે. શું આ કળીકાળમાં પ્રમાણિક જનોને દુઃખ પ્રાપ્ત થતું હશે અને અપ્ર-માણિક જનોને સુખ મળતું હશે ? હા, એમ જ જણાય છે. ધર્મ-નીતિના રસ્તે ચાલવાથી મારે નિર્ધન રહેવું પડયું છે અને કમજાત કાન્તાનું દુખમય ધુંસરૂં ગરદનમાં ધારણ કરવું પડયું છે. અરેરે ! જેને મારા જેવી કુભાર્યા પ્રાપ્ત થઇ હશે; તેની દશા પણ મારા જેવીજ થતી હશે. હા ! કારસ્થાની કપટકળા ! તારી રગેરગમાં કપટ ભરેલું છે. ત્હેં મારો સંસાર વિષમય બનાવ્યો છે. લોકો કહે છે કે સમય જતાં એ સુધરશે; પણ તેમનું ધારવું વ્યર્થ છે. જે કુલટા જન્મથી જ

અજ્ઞાન છે, જેને માતા પિતા તરફથી ધણીનું ઘર નહિ માંડવાનું શિક્ષણ મળેલું છે; તેમજ જે પોતાની સુંદરતા વેચીને નાણું પ્રાપ્ત કરવાને ઇચ્છે છે અને જેને નિરંતર મોજ શોખ પ્રિય છે, જીભ્યા સ્વાદને માટે ભ્રષ્ટ થવાનો જેના હૃદયમાં લેશ માત્ર પણ વિચાર હોતો નથી તેવી કમજાત અબળા, અરે પ્રબળા કદાપિ કાળે પણ સુધરવાની નથી તે નથી જ.

ખરેખર જેને શિયળનું તો કદાપિય જ્ઞાન હોતું નથી; અને જેનું કુટિલ હૃદય ધણીને ધમકાવવાનું અને ક્ષણીક સુખને માટે વ્યભિચારને વ્હાલો ગણવાનું જ્ઞાન હોય છે; તેવી કમજાતોને સુધારવાનું કામ મહા મૂશ્કેલ છે. ત્યારે હવે મારે શું કરવું ? ” આવા વિચારોમાં તદ્રુપ થએલો કિશોરચંદ્ર મનમાં અપાર દુઃખી થવા લાગ્યો. મનના કષ્ટથી અને ભૂખથી તેને ઘણીવાર સુધી નિદ્રા આવી નહિ. છેવટે પાછલી રાત્રિનો સમય થયો. નિદ્રાદેવીને દુઃખી કિશોરની દયા આવી. તેણે એ યુવકને પોતાના સુખમય શરણમાં લઇ થોડી વારને માટે તેના દુઃખી વિચાર ભૂલાવ્યા. કિશોર નિદ્રામાં પડી શાન્તિ ભોગવવા લાગ્યો. મેડાપર ચઢી ગએલી કપટકળાનો રાગડો ક્યારનોએ બંધ થઇ ગયો હતો. તે પતિના ઉંઘવાની રાહ જોતી પથારીમાં જાગતી પડી રહી હતી. રાત્રિ વિતતાં તેની આંખ્યો પણ ઉંઘથી ઘેરાવા લાગી. તેણે વિચાર્યું કે જો ઉંઘી જઇશ તો વ્હેલું ઉઠાશે નહિ અને રામલાલ સાથે જવાનું બની શકશે નહિ; માટે આજે ઉંઘવુંજ નહિ. તે વારંવાર આંખ્યોપર પાણી છાંટી જાગૃત રહેવા લાગી. અંતે મોડું મળસકું થયું—ઘંટીના ઘોરનાદ સંભળાવા લાગ્યા. આ વખતે કપટ કળાએ ધીમે પગલે મેડાપરથી નીચે ઉતરી આવી પતિના શયન મંદિર તરફ જોયું. કિશોર ભર નિદ્રામાં પડેલો હતો. તેની સામે

ધિક્કારમય નજર ફેંકી કપટકળા ધીરે રહી બારણું ઉઘાડી બહાર નીકળી અને બારણાંને બંધ કરી રસ્તે પડી. આજે આખી રાત્રિ વરસાદ વરસ્યો હતો. સર્વત્ર પાણીનાં ખાબોચીયાં ભરાએલાં હતાં. મકાનોનાં નેવાંમાંથી હજી પાણી ટપકતું હતું. જાંખો પ્રકાશ પૃથ્વીપર પથરાયો હતો. કપટકળા કંઇ પણ ભય ધર્યા સિવાય ઝપાટાબંધ પગ ઉપાડતી સંકેત સ્થળ તરફ ચાલી જતી હતી. તે આખરે રાહ જોઇ ઉભેલા રામલાલને આવી મળી. બન્નેજણાં ત્યાં વિશેષવાર નહિ રોકાતાં ઝડપથી ચાલવા લાગ્યાં અને પ્રભાતના છ વાગતાં તો વિલાસપુરથી પાંચ માઇલ દૂર આવેલી ચંદ્રભાગા સરિતાને કિનારે આવીને ઉભાં રહ્યાં. તેમને હવે નદીમાંજ મુસાફરી કરવાની હતી. કપટકળાનું પિયર કૃષ્ણપુર ત્યાંથી સાત માઇલ દૂર આવેલું હતું. રામલાલ પણ ત્યાંજ રહેતો હતો. બન્નેની ઇચ્છા પણ ત્યાં જ જવાની હતી. આ વખતે નદીમાં પૂર આવવાથી પુષ્કળ પાણી ચઢેલું હતું. રામલાલે નદીની ભેખડપર આવેલા ખારવાનાં ઝુંપડામાંના એક ઝુંપડા આગળ જઇ ખારવાને જગાડી હોડીયું તૈયાર કરવાને કહ્યું. ખારવાએ ત્રણ રૂપીઆ ભાડુ ઠરાવી હોડી તૈયાર કરી. રામલાલ અને કપટકળા હોડીમાં બેઠાં. ખારવાએ હલેસું હાથમાં લઇ હોડી ચલાવી. પવન અનુકુળ હોવાથી હોડી કૃષ્ણપુર તરફ જવા સડસડાટ ચાલવા લાગી.



# પ્રકરણ ૨ જું.

## કિશોરની કર્મકથા.

પ્રભાત થયું. પક્ષીઓ ચારો શોધવાને નીકળી પડયાં. વરસાદ વરસવાથી કોયલ-મોર આનંદમય બની મધુરા ટહુકાર કરવા લાગ્યાં. નિદ્રાવશ મનુષ્યો જાગૃત થઇ પ્રાતઃકર્મ કરવા લાગ્યાં. કિશોરચંદ્ર પણ નિદ્રાને પરહરી જાગૃત થયો. તેણે પથારીમાં બેસી થોડીવાર પ્રભુનું સ્મરણ કર્યું. બાદ દાતણ પાણી કરી પત્નીને જાગૃત કરવાના ઇરાદે મેડાપર ગમન કર્યું; પણ ઉપર કપટકળા જણાઇ નહિ. પથારી ખાલી પડેલી હતી. "તે અત્યારમાં કયાં ગઇ હશે? શું કુવે જળ ભરવા તો નહિ ગઈ હોય? શી ખબર પડે? જ્યાં ગઇ હશે ત્યાંથી હમણાં આવશે." આમ સંકલ્પ વિકલ્પ કરતો કિશોર નીચે આવ્યો. તેણે દેવતા સળગાવી પાણી ગરમ કરવા મૂકયું. અર્ધા કલાકે પાણી થયું. કિશોરે સ્નાન કરી લીધું. "હજી પણ કપટકળા આવી નહિ, હા! રાંડ પણ દયાહીન થઇ છે; લાવ ખીચડી ઓરી દેવસેવા કરી લઉં." કિસોરે ચૂલાપર ખીચડીની તપેલી ચઢાવી સેવા કરવાનું શરૂ કર્યું. તેણે દેવ પુજનમાં કલાક કાઢયો. પછી દેવને પ્રણામ કરી ખીચડી તપાસી. ખીચડી તૈયાર થઇ ગઇ હતી. ભૂખ કકડીને લાગેલી હોવાથી કિશોર ખીચડીનું આનંદથી ભોજન કરવા લાગ્યો. આખરે તેણે જમી રહી હાથ ધોયા. નવ વાગ્યા હતા. કપટકળા નહિ આવવાથી કિશોરને ચિંતા થવા લાગી. તે કપડાં પહેરી તપાસમાં નીકળ્યો. તેણે તેને જવાનાં સ્થળ તથા કેટલાક સ્નેહી મિત્રોને ત્યાં તપાસ કરી પણ પત્નીનો પત્તો લાગ્યો નહિ. બરાબર બે વાગે કિશોર

થાકી કંટાળી ઘરમાં આવ્યો. તેની વિચારમાળા ચાલુજ હતી. તે વિચારવા લાગ્યો કે, "નક્કી એ તેના પિયર તરફ જ વિદાય થઇ ગઇ હશે! રાંડ કારસ્થાની છે એટલે બીજું કંઇ સાહસ પગલું ભરવાનો સંભવ નથી. હા! હવે જ મને નિરાંતે બેસવાનો સમય મળશે." કિશોરના મુખપર સંતોષની ઉર્મીઓ જણાઇ. એટલામાં વળી પાછું કંઇક વિચારનું સ્ફુરણ થતાં તે બોલી ઉઠયો, "ગમે એમ હોય, પણ મારે એની તપાસતો કરવી જોઇએ. રખેને રાંડ તેના પીયર તરફ નહિ જતાં બારોબાર કોઇની સાથે દેશાવર ઉપડી ગઇ હોય તો? જો એમ થયું હશે તો તેનાં દુષ્ટ માબાપ મને સુખે જંપીને બેસવા દેશે નહિ. માટે પ્રથમ તેને પિયર તપાસ કરવી જરૂરની છે. ચાલ ત્યાં જવાથી વ્હાલી કમળાને પણ મળાશે. તે બિચારીને મળે લગભગ બે વર્ષ થવા આવ્યાં છે. આ કમભાગ્યને પાને પડી તે પણ સુખી થઇ નથી. જેનો પતિ દુઃખી તેની પત્નીને સુખ કયાંથી હોય? હા! તે ગરીબડી બાળાનો પિતા પણ તેને નિરાધાર દશામાં મૂકી ચાલતો થયો. તે મહા દુઃખે મારાં દુષ્ટ સાસુ સસરાના શરણમાં રહી દિવસો નિર્ગમન કરતી હશે? મારાં તે ચંડાળ સગાં જો કે તેનાં કાકા કાકી થાય છે; પણ તેને પુત્રીની શોકય ધારી ઇર્ષ્યાની નજરે જુએ છે; અરે સમય આવે તેનું કાશળ કાઢવાના પણ વિચાર કરતાં હોય તો આશ્ચર્ય પામવા જેવું નથી. કારણ કે જેમનું હૃદય મૂળથી જ ક્રૂર અને પિશાચવૃત્તિવાળું છે; તેમના હૃદયમાં દયાનો આવિર્ભાવ મરૂ ભૂમિમાં જળબિંદુ સમાન છે. કમળા! પ્રિયે! હું તારો અક્ષમ્ય અપરાધી છું. મ્હેં પૈસાની પ્રાપ્તિને અર્થે તારી સંભાળ લીધી નથી. અરે! તારી ઉપર શું એ મુશીબતો ગુજરતી હશે? પ્રિયતમા! મ્હેં તારા પ્રેમને બદલે પૈસાને પ્રિય ગણ્યો છે; પણ તેમાં તારો

અને મારો સ્વાર્થ સમાએલો હતો. હું નિર્ધનાવસ્થાથી તદ્દન કંટાળ્યો છું. હું સત્ય માર્ગે અપાર પરિશ્રમ વેઠી દ્રવ્ય સંપાદન કરી સુખમય જીવન વ્યતિત કરવાની ઇચ્છા ધરાવતો હતો અને હજી પણ ધરાવું છું; પરંતુ લક્ષ્મી મારાથી દૂર નાસતી ફરે છે. હવે હું ભગિરથ પ્રયત્ન કરીશ કે જેથી ટુંક સમયમાં શ્રીમંત બની જઇશ. પરંતુ મારા તે વિચારોને તને મળ્યા પછીથીજ અમલમાં મૂકીશ. હું તને મળી બનશે તો સાથે લઇ મારી જન્મભુમિ વીરપુરમાં જઇશ અને તારી સાથે થોડા દિવસ આનંદમાં વિતાવી દ્રવ્ય પ્રાપ્તિને માટે સંસારના વિશાળ મયદાનમાં વિચરીશ અને ગમે એ પ્રકારે મારાથી દૂર ભાગતી લક્ષ્મીને પકડીશ. ચાલ, જીવ ! થા તૈયાર. તું હવે તારા નિશ્ચયથી ડગીશ નહિ. " આમ નિર્ણય કરી કિશોરચંદ્ર ઘરની બહાર નીકળી તેના શેઠના મકાને આવ્યો અને નોકરી છોડી દેવાની ઇચ્છા જણાવી. શેઠે તેને તરત રજા આપી તેનો ચઢેલો પગાર ચૂકાવી આપ્યો અને ઘણા દિવસ પ્રમાણિકપણે નોકરી કરવાથી તેને સો રૂપિયા બક્ષિસ આપી જરૂર પડે પોતાની મદદ આપવાનું જણાવી તેને જવાની આજ્ઞા આપી. કિશોર શેઠને પ્રણામ કરી ઘેર આવ્યો અને વિલાસપૂરને સલામ કરી જન્મભુમિ તરફ જવાની તૈયારી કરવા લાગ્યો.

× × × ×

કિશોરચંદ્રનો જન્મ વીરપુર નામક એક નાનકડા ગામમાં થયો હતો. તે વિલાસપુરથી પચિસ માઇલ દૂર આવેલું હતું. કિશોરચંદ્રનાં માબાપ ઘણાં ગરીબ હતાં. તેઓ મહેનત મજુરી કરીને પોતાનો નિર્વાહ ચલાવતાં હતાં. તેમની પાસે પૈસા નહોતા; પણ તેઓ તેમની પ્રમાણિકતાનો કદાપિ ત્યાગ કરતાં નહોતાં. આવાં ગરીબ માતા-પિતાને ત્યાં કિશોરનો જન્મ થયો હતો. ગરીબીમાં સંતોષ માની તેઓ

કિશોરને રમાડી આનંદ અનુભવવા લાગ્યાં. કિશોર પાંચ વર્ષનો થયો. તેને ગામઠી નિશાળે ભણવા મૂકયો. તે વખતે આજની માફક શિક્ષણ લેવાની શાળાઓ નહોતી. અંગ્રેજી રાજ્યની શરૂઆત હતી. ચોર–લુંટારાના ઉપદ્રવ ચાલુ હતા. કિશોરે તેની બાર વર્ષની ઉમ્મરમાં આંક, વાંચનજ્ઞાન નામું અને લેખાંની વિદ્યા પ્રાપ્ત કરી. તે આખા ગામમાં હોંશીયાર છોકરો ગણાતો. કિશોરનાં માતાપિતાએ પુત્રનું લગ્ન કરી લ્હાવો લેવાની ઇચ્છાથી કન્યાની શોધ કરવા માંડી; પણ પૈસાનું સુખ ઇચ્છનારાં જનોએ એ ગરીબ ઘેર કન્યા આપવાની અનિચ્છા જણાવી. પોતાની ગરીબી હાલતને લીધે કોઈ કન્યા આપતું નથી ધારીને કિશોરનાં માબાપને ઘણું લાગી આવ્યું. તેમને ગરિબાઇ પર ધિક્કાર આવ્યો. અજ્ઞાત કિશોર તો ભણવામાં અને રમવામાં ધ્યાન આપતો હોવાથી માતાપિતાનું કષ્ટ તેના સમજવામાં આવ્યું નહિ. કિશોરના ભાગ્યમાં કન્યા હશે તો આવી મળશે ધારીને તેનાં માતાપિતા પ્રભુનું ભજન કરવા લાગ્યાં. આ અરસ્સામાં કિશોરના પિતાને કંઇ કામ પ્રસંગે કૃષ્ણપુર જવું થયું. ત્યાં તેમનો એક મિત્ર રહેતો હતો. તેની આગળ તેમણે કિશોરના વિવાહની વાત કરી. કુદરત કંઇક ઓરજ કાર્ય કરે છે. કિશોરના પિતાના મિત્રે તરત એક માણસને બોલાવી સઘળી વાત કહી. તે માણસ સ્વજ્ઞાતિનો હતો. તેણે પોતાની પુત્રી કિશોરની સાથે પરણાવવાની ઇચ્છા દર્શાવી. વિવાહની વાત નક્કી થઇ. અરસ્પરસ કબુલાતો લખાઇ. કિશોરના પિતા વીરપુર જવાને નીકળ્યા. માર્ગમાં કૃષ્ણપુરના એક વણીકનો સંગાથ થયો. કિશોરના પિતાએ કન્યાના પિતાની હકીકત પૂછી, વાણીઆએ વિવાહની વાત જાણી ઘણી દિલગીરી દર્શાવી જણાવ્યું કે " ભાઇ ! તમે તેની કન્યા લેવાનું કબુલ કર્યું એ ઘણુંજ ખોટું

કર્યું છે. તેની કન્યા ઉમ્મર લાયક થઇ ગઇ છે, તે તમારા પુત્ર કરતાં મોટી ઉમ્મરની છે; તમેજ વિચાર કરી જુઓ કે એટલી મોટી કન્યા આજ સુધી કુંવારી કેમ રહી હશે? જ્યારે તેને ગામમાં કોઇ લેનાર મળયું નહિ ત્યારેજ તે પ્રપંચીએ એ ચોકઠું તમારી સાથે બેસારી દીધું છે. વળી વિશેષમાં તે કન્યા નીતિભ્રષ્ટ થએલી છે. તેનાં માબાપ તેની સુંદરતાથી પૈસા ઉપાર્જન કરે છે. આ ઉપરાંત તમને જણાવવાનું કે તમે જેમની સાથે સગાઇનો સંબંધ બાંધ્યો છે, તે ઘણાં ભયાનક માણસો છે. તમારો થનાર વહેવાઇ ઠગ લોકોની ટોળીનો નાયક છે, ચોર છે—વાટપાડુ છે. તે અનેક વેષ ધારણ કરી ગરીબ મુસાફરોને પ્રપંચ જાળમાં ફસાવી તેમના પ્રાણ પરહરે છે. કેટલાક શ્રીમંત્ યુવાન મસાફરોને અમીરનો વેશ ધારણ કરી પોતાને ઘેર તેડી લાવે છે અને ચાર પાંચ દિવસ સુધી તેની સારી બરદાસ્ત ઉઠાવે છે; એ અરસ્સામાં તેની કુટિલ પુત્રી મ્હેમાન થએલાને પોતાની કુટીલ જાળમાં સપડાવી એકાન્તમાં મળે છે; અને પછી બુમ પાડી જણાવે છે કે મ્હેમાને મારી લજ્જા લુંટી. આથી તેનો બાપ રાક્ષસ સ્વરૂપ ધારણ કરી ત્યાં દોડી જઇ તે ગરીબ મુસાફરને ઠાર કરી તેના પૈસા પડાવી લે છે અને તેના શબને પોતાના સાગ્રિતોને સ્વાધિન કરી ચંદ્રભાગાના પ્રવાહમાં ફેંકી દેવરાવે છે. તેના આવા ત્રાસથી મુસાફરો આ તરફ મુસાફરીએ પણ નીકળતા નથી. કૃષ્ણપુર ગામના લગભગ ઘણાખરા માણસો તેની ટોળીમાં જોડાએલા છે. ફિરંગી સરકારનાં માણસો એ દગાબાજોને પકડવાનો પ્રયત્ન કરી રહ્યા છે; પણ તે ઉપરથી શાહુકાર જણાતા ધાડપાડુ ઉજળા ઠગ તેમના સપાટામાં સપડાતા નથી. આથી નવા ફિરંગી રાજાને કૃષ્ણપુરમાં થાણું રાખવું પડયું છે. ભાઈ! આ વિનાતો બીજી ઘણી બાબતો છે. માટે એવા ભયંકર

માણસની સાથે સંબંધ બાંધતાં વિચારજો. તમે તો આજે છો અને કાલે નથી. તમારા ગરીબ પુત્રને ભવિષ્યમાં ઘણું દુઃખી થવું પડશે. દેવરૂપ બાળકને રાક્ષસી સાથે પરણાવી તેની જીંદગી રદ કરશો નહિ. પછી તો જેવી તમારી મરજી." આટલી વાત કહી તે વણીક મૌન ધારી કિશોરના પિતાની સાથે ચાલવા લાગ્યો. તેની વાત સાંભળી કિશોરનો બાપ વિચાર સાગરમાં ડુબ્યો. તે આત્મગત્ બોલવા લાગ્યો કે, "શું આ વણીકની વાત સત્ય હશે ? શું કન્યાનો બાપ એવો કુકર્મી હશે ? શું ખબર પડે ? દેખાવમાં તો એ ક્રૂર દેખાવનો લાગે છે ખરો; પણ અંદરથી એવો દુષ્ટાત્મા હશે તેની ખાત્રી શી ? રખેને આ વણીકને તેની સાથે વૈર હોય અને તેથી મને જુઠું સમજાવતો હોય તો ? એમ પણ બને. કારણ કે આ સંસારમાં વિવાહ મંડાવનારા કરતાં વિવાહ ભંગ કરાવનારાઓ ઘણા હોય છે. વળી આ વણીકનું કહેવું કદાચ સત્ય હોય; પણ મ્હેં મુખથી હા કહી કબુલાત લખી આપી, તે હવે કેમ મિથ્યા થાય ? હું બોલીને ફરી જાઉં તો મારી આજદિન સુધીની પ્રમાણિકતા ધુળમાં મળી જાય. ખરો મનુષ્યતો એકજવાર બોલે છે, તે પ્રાણાંતે પણ બોલેલા વચનથી ફરતો નથી; તો હું એક પ્રમાણિક માણસ થઇ બોલ્યું અબોલ્યું કરૂં તો મારા જીવનને ધિક્કાર છે. છોકરાનું નશીબ છોકરાની પાસે છે. તેનું રક્ષણ કરનાર શ્રી હરી છે." આમ આત્મગત્ બોલતા કિશોરના પિતાએ લગ્નનો નિશ્ચય કરી દીધો. તેમણે વાણીયાને પછી કંઇ પૂછ્યું નહિ; તેમ વાણીયાએ પણ તે સંબંધમાં એકે અક્ષર ઉચ્ચાર્યો નહિ. બન્નેએ મૌનતાથી થોડોક રસ્તો કાપી નાખ્યો. બાદ વ્યાપારની વાતો ચાલવા લાગી. તે વાતો ઠેઠ વીરપુરની ભાગોળ સુધી પહોંચી. વાતોમાં રસ્તો જલ્દી ખૂટી ગયો. વાણીઓ જેગોપાળ કહી ભાગોળેથી છૂટો

પડયો. કિશોરના પિતાએ ઘેર આવી પત્ની આગળ વિવાહની વધાઇ ખાધી. કિશોરનો વિવાહ થયો સાંભળી માતા ગાંડી-ઘેલી બની ગઇ. તેણે કોઠલામાંથી આઠ આના કાઢી ગોળ મગાવી મહેલ્લામાં વ્હેંચ્યો. થોડાક દિવસો વિતતાં લગ્ન કરવાનું નિર્માણ થયું. તેર વર્ષનો બાળક કિશોર ઘોડાપર સ્વાર થઇ વરરાજા બન્યો. તે નવાં કપડાં પહેરવાથી અને ઘોડાપર બેસવાથી આનંદિત જણાતો હતો. તેને ગ્નાન નહોતું કે હું ભવિષ્યનું ભયંકર ધુંસરૂ ગળામાં પહેરવાને જાઉં છું. તેનાં માતા-પિતાનો આનંદ અવર્ણીય હતો. કહેવત છે કે "લગ્ન સમાન આનંદ નહિ અને મરણ સમાન શોક નહિ." કિશોરના પિતાએ પાંચસો રૂપિઆ દેવા કરી પુત્રનો ધામધૂમથી વરઘોડો ચઢાવી કૃષ્ણપુર તરફ પ્રયાણ કર્યું. જાન ગામમાં આવી. વ્હેવાઇએ યથાયોગ્ય સત્કાર કરી કન્યાદાન દીધું. બાદ ત્રણ દિવસ જાનને રાખી ચોથા દિવસે કન્યાને વળાવી. કિશોર વહુ પરણી ઘેર આવ્યો. ગામનાં બૈરાં વહુને જોવા આવજાવ કરવા લાગ્યાં. વહુ કિશોરથી બે વ્હેંત ઉંચી દેખાતી હતી, જોવા આવનારાં મશ્કરીયો કરી ચાલ્યાં જતાં. સઘળે કજોડું કહેવાયું. વહુને સાસરે આવ્યે આઠ દિવસ થયા. નવમા દિવસની રાત્રિ પડી. કિશોર મહેતાજીએ આપેલો પાઠ ગોખી તેના સુવાના ઓરડામાં જઇ સુઇ ગયો. તે પછી કિશોરની માતાએ ઉમ્મર લાયક થએલી વહુને પતિના શયનાલય તરફ જવાને સૂચવ્યું. યૌવનના પૂર બ્હારમાં આવેલી અને શરીરે અલમસ્ત-મદમસ્ત જણાતી વહુ પગનાં ઝાંઝર ઝમકાવતી મનમાં અનેક આશાઓ બાંધતી અને પતિ સાથે રસરંગ માણી સ્વર્ગીયસુખ ભોગવવાના વિચારમાં ઝુલતી શયનમંદિરમાં આવી. પણ ત્યાં આવી જોતાંજ તેણે પતિને ભર નિદ્રામાં પડેલો જોયો. વહુએ નિઃશ્વાસ નાંખી પતિને ઢંઢોળવા માંડયો. નિર્દોષ છોકરો શરીરપર પ્રચંડ હાથ

પડવાથી " શું છે ? અને કેમ જગાડો છો ? " વગેરે શબ્દોચ્ચાર કરતો જાગૃત થયો. તેણે બે હાથવતી આંખ્યો ચોળતાં પત્ની સામે જોયું. એવામાંજ અનંગથી અકળાએલી યૌવનાએ ઉભી થઇ પતિને બાહુપિંજરમાં દબાવી જોરથી આલીંગન આપ્યું. કિશોર સમસ્ત શરીરે ધ્રુજવા લાગ્યો. મદમસ્ત મહિલાના મજબુત હાથથી સજ્જડ દબાએલા કિશોરે અકળાઇને આખરે બુમ પાડી. મદનના તાપથી મુંઝાએલી માનુનીએ નિરાશ થઇ પતિને જોરથી એક તમાચો ખેંચી કાઢયો. કિશોરે તેનીપર ધસી જઇ બે ચાર મુક્કીઓ લગાવી દીધી. પ્રથમ દિવસેજ લગ્નનો પ્રથમ પ્રવેશ ભજવાયો. પતિ–પત્નીમાં મારામારી શરૂ થઇ. કિશોરનાં માતાપિતા સાથે મહેલ્લાનાં માણુસો જાગી ઉઠયાં અને ઘરધણી સાથે એ નાટક જોવા કિશોરના શયન ભૂવનમાં દોડી આવ્યાં. કિશોરના પિતાએ પુત્રને ખેંચી લીધો, તેની માતાએ વહુને ધમકાવી. સ્વચ્છંદપણે વર્તેલી વહુએ તત્કાળ સાસુને ગાળોથી વધાવી લીધી. જોવા એકઠાં મળેલાં લોકો હોહા કરતાં વિખરાઇ ગયાં. તે રાત્રિ પૂર્ણ થઇ. સવાર થયું. કિશોર ઉઠતાંવારજ બગલમાં દફતર મારી બહાર નીકળી પડયો. સાંજ પડવા આવી પણ તે ઘેર આવ્યો નહિ. તે નિશાળેથી છૂટી તળાવપર બેસી રહ્યો હતો. પુત્રને ઘેર નહિ આવેલો જાણી તેના પિતા ખોળવા નીકળ્યા. એક માણુસે કિશોર તળાવપર બેઠો છે એમ જણાવ્યું. તેના પિતા તળાવપર ગયા અને પુત્રને ઘેર ચાલવાનું કહેવા લાગ્યા. પુત્રે ઘેર જવાની હઠ પકડી પિતાને જણાવ્યું કે, "વહુને કાઢી મૂકશો તોજ હું ઘેર આવીશ." તેનું કહેવું સાંભળી પિતાએ તેને હા કહી મહામુશીબતે ઘેર આણ્યો. ઘરમાં પણ વહુએ પિયર જવાની હઠ લીધી હતી. દસ દિવસમાં તો પુત્રવધુથી કિશોરના માબાપ ત્રાહ–ત્રાહ થઇ ગયાં. તેમણે સારો સંગાથ

જોઇ વહુને પિયર વિદાય કરી દીધી. દિવસો પર દિવસો જવા લાગ્યા. વહુ પિયર ગઇ તે ગઇજ, ફરીથી પાછી આવીજ નહિ. કિશોર આનંદથી ભણુવા લાગ્યો. આખરે તેની સોળ વર્ષની ઉમ્મર થઇ. તેણે નામું–હિસાબ–વાંચન વગેરેની ઉપયોગી વિદ્યા સંપાદન કરી લીધી. ઉમ્મરે વધતાં તેને પોતાની સ્થિતિનું ભાન થયું. તેનાં માતાપિતાએ પણ કન્યાને મોકલવાનું કહેણુ મોકલ્યું; પણ વહુને તેનાં માબાપે સાસરે મોકલીજ નહિ. શા માટે મોકલે ? તેમને પુત્રીથી તો દ્રવ્ય સંપાદન કરવું હતું. છેવટે કિશોરના પિતા જાતે તેડવા ગયા. ત્યાં તેમનું સારૂં સ્વાગત કરી કન્યાના પિતાએ જણાવ્યું કે " અમારે તો એકની એક લાડકવાઇ પુત્રી છે. તમે ગરીબ છો. તમારા ઘરમાં તે જોઇએ તેટલું સુખ ભોગવી શકે એમ નથી, માટે તમે તમારા પુત્રને અમારે ત્યાં મોકલી દયો. અમે તેમને સારી રીતે રાખીશું. " આવી રીતે કહી તેણે વહુને મોકલવાની સાફ ના પાડી. કિશોરના પિતા ઢીલે લમણે ઘેર આવ્યા. તેમને પેલા વણીકની વાત યાદ આવી. સમય વિતવા લાગ્યો. અકસ્માત વીરપુરમાં કોલેરા ફાટી નીકળ્યો. ઘણાં માણસો મરવા લાગ્યાં. તેની અંદર કિશોરનાં માતાપિતા પણ સપડાયાં. પિતૃભકત પુત્રે અપાર પરિશ્રમ ઉઠાવી માતાપિતાની સેવા ચાકરી કરી, અંતે તે સ્ત્રી–પુરૂષ કલાક કલાકના અંતરે વિકરાળ કાળનાં ગ્રાસ થયાં. કિશોર પોક મૂકી રડી પડયો. પડોશીયોએ આવી તેને આશ્વાસન આપ્યું. આ વખતે ઘરમાં એક રાતી પાઇ પણ નહોતી. કિશોરે એક ભલા પડોશીને ઓરડામાં બોલાવી દુઃખદ સ્થિતિ જણાવી. તે દયાળુ જને તેને પચિશ રૂપિઆ લાવી આપ્યા. કિશોરે મહેલાના લોકો સાથે સ્મશાનમાં જઇ માતા–પિતાને અગ્નિસંસ્કાર કર્યો. અગ્નિની શીખાઓ ચિતાની આસપાસ ફરી વળી. કિશોર માતા પિતાની છેલ્લી અવસ્થા

નિહાળી પુષ્કળ રડયો. શબ ભષ્મ થઇ ગયાં. કિશોર અને સ્મશાનમાં આવેલા માણસો સ્નાન કરી ઘેર આવ્યા. કિશોરને ઘરમાં શૂન્યકાર ભાસવા માંડયું. તે ભૂખે પેટે સુતો. એવામાં પાડોશમાં રહેતી એક વૃદ્ધ ડોશી ઘરમાં આવી તેને પોતાને ઘેર લઇ ગઇ અને તૈયાર કરેલી ખીચડી કિશોરને સમજાવી ખવરાવી. મરણની વાત કૃષ્ણ-પૂર પહોંચી. કિશોરનો સસરો કેટલાક માણસો સાથે કાણે આવ્યો. તેણે જમાઇને ઘરમાં બોલાવી સઘળી વાત જાણી લીધી. તેણે એક હજાર રૂપિઆ કિશોરને આપી જણાવ્યું કે આમાંના અર્ધાથી દેવું ચૂકવી દયો અને બાકીના રૂપીઆથી તમારા પિતાની ક્રિયા કરો. સ-સરાના આવા વર્તનથી કિશોર અજબ થયો. તેણે તે રૂપિયામાંથી પિતાનું છસો રૂપિયાનું દેવું ચૂકાવી દીધું અને બાકીના ચારસો પિતાની પાછળ ક્રિયામાં અને ન્યાત્ જમાડવામાં ખર્ચી નાખ્યા. આ સઘળા કાર્યથી પરવારી કિશોરનો સસરો તેને સમજાવી-ફોસલાવી ઘરને તાળું વસાવી કિશોરને પોતાની સાથે પોતાના ઘેર લઇ ગયો. કિશોર સસ-રાને ઘેર આવી ઘરજમાઇ થઇને રહેવા લાગ્યો. છમાસ તો તેણે સુ-ખમાં ગુજાર્યા. આટલા લાંબા વખતમાં પણ તેને તેની પત્ની સાથે એકાન્તમાં મળવાનો યાતો વાત કરવાનો પ્રસંગ કોઇએ પાડવા દીધો નહોતો. કિશોર ઓશીયાળાની માફક પેટ ભરી ગામમાં ફરવા લાગ્યો. સમય જતાં તેને બેશી રહેવાને માટે સાસુ-સસરા તથા સાળા તરફથી ઠપકો મળવા લાગ્યો. ધીમે ધીમે તેનું અપમાન પણ થવા લાગ્યું. કિશોરને ઘણું લાગી આવ્યું. તેણે ઘણાએ વિચાર કર્યા પણ કંઇ નિશ્ચય કરી શકયો નહિ. ચારેક દિવસ વિતતાં તો સાસુએ તેને વગડામાં ભેંસો-ગાયો લઇ જઇ ચરાવવા જવાનું સૂચવ્યું. કિશોરે સ્પષ્ટ ના પાડી. સસરાએ કાઢી મૂકવાની ધમકી આપી. તે દિવસે કિશોર

ગમગીન ચ્હેરે ગામમાં ફરવા નીકળ્યો. તે ગામમાં તેને આશ્વાસન આપી રસ્તે ચઢાવે એવું કોઇ નહોતું, કિશોર વિચાર વમળમાં ઘસડાતો સસરાના એક પિત્રાઇ ભાઇને ઘેર આવ્યો. તેનું નામ હરીહર હતું. આખા ગામમાં તે ડાહ્યો અને જ્ઞાની માણસ ગણાતો. તે ભાઇના દુષ્ટ કર્મમાં ભળ્યો નહોતો; એથી તેને ભાઇની સાથે બનતું નહોતું. કિશોરના સસરાને અને તેને હાલમાં બોલ્યા ચાલ્યાનો વહેવાર નહોતો. હરીહરે પોતાનું જીવન સારી રીતે ગુજરે એટલી દ્રવ્ય સંપત્તિ એકત્ર કરી હતી. તેની પત્નિ એક બાલિકાને મૂકી મરણ પામી હતી. હાલ તે બાળાની ઉમ્મર બાર વર્ષની હતી. હરીહર પ્રભુભક્તિ કરતો પોતાની પુત્રી સાથે સંતોષથી દિવસો આનંદમાં નિર્ગમન કરતો. સારો માણસ સારાનોજ સહવાસ પસંદ કરે છે; એ મુજબ કિશોરને હરીહરનો સહવાસ પ્રિયકર થઇ પડયો. તે તેનો ઘણોખરો વખત તેને ત્યાંજ બેસી રહી ગુમાવવા લાગ્યો. હરીહર તેને સારી શિખામણો આપવા ઉપરાંત કોઇ નોકરી પર ચઢી જઇ સ્વતંત્રપણે નિર્વાહ ચલાવવાની સલાહ આપતો. કિશોરે પણ પોતાની ઇચ્છા દર્શાવી ક્યાંક નોકરી અપાવવાની તેને વિનંતી કરી. હરીહર તેને માટે નોકરીની તલાસ કરતો હતો. દરરોજ આવવા જવાથી હરીહર અને તેની પુત્રી કિશોરને સ્નેહથી ચ્હાવા લાગ્યાં. હરીહરે ધીમે ધીમે કિશોરને તેના શ્વસુર કુટુંબનાં કારસ્થાનોની માહિતગાર કરી દીધો, કિશોરે પણ સસરાને ત્યાં રહી તેમનાં કુટિલ કર્મોનું થોડુંક દિગ્દર્શન કર્યું હતું. કિશોરને ઘૃણા ઉત્પન્ન થઇ. તેણે સસરાના ઘરનો ત્યાગ કરવાનો દ્રઢ નિશ્ચય કર્યો; અને પોતાનો તે વિચાર તેણે હરીહરને જણાવ્યો. હરીહરે તેના નિશ્ચયને અનુમોદન આપ્યું. બાદ એક દિવસે કિશોરનું લોહિ ઉકળે એવો બનાવ બન્યો. એક સાંજના સમયે કિશોર ફરીને ઘેર આવ્યો. તેણે

કપડાં કાઢી બાળું કરી લીધું. પછી તે ઉપર ગયો. આ વખતે મેડા ઉપર અદ્‌ભૂત બનાવ બની રહ્યો હતો. કિશોરની પત્ની તેના એક પ્રેમપાત્ર સાથે આનંદ ઉડાવી રહી હતી. કિશોરથી આ દેખાવ જોઇ શકાયો નહિ. ગમે એવી પણ તે પોતાની સ્ત્રી કહેવાતી હતી. કિશોર રાતો પીળો થઇ ગયો. તેણે મોટો અવાજ કરી દુષ્ટોના આનંદમાં ભંગ પાડયો. તેની કુટિલ સ્ત્રી કિશોરની દરકાર નહિ કરતાં આશકના ગળામાં હાથ નાખી ઉભી રહી અને કિશોરને અનેક પ્રકારના શબ્દો વ્યંગમાં સંભળાવી હસવા લાગી. કિશોરે ઉશ્કેરાઇ ત્યાં પડેલી એક લાકડી ઉઠાવી પત્નીને ઝાપટી. લાકડીનો ફટકો પોતાની માશુકના પર પડે એ પહેલાંજ આશકે પોતાના હાથ પર ઝીલી લીધો, કિશોરનો ફટકો નિરર્થક ગયો. તેની સ્ત્રીનો યાર તેના શરીરપર ધશી ગયો. કિશોર તેનાથી જાય એવો નહોતો. બન્ને મલ્લ કુસ્તી કરવા લાગ્યા. કિશોરની સ્ત્રી કે જેનું નામ કપટકળા હતું તે પોતાના યારની મદદમાં દોડી આવી. તેણે કિશોરની પીઠપર પાછળથી લાત મૂક્કા લગાવવા માંડયા, કિશોરે તેના મારની દરકાર નહિ કરતાં પોતાના હરીફને આખરે નીચો નાખ્યો અને તેને મારમારી અધમૂઓ કરી નાખ્યો. કપટકળાએ બૂમેબૂમ પાડવા માંડી. તેની બૂમોથી તેનાં માબાપ, ભાઇ અને અન્યજનો ઉપર દોડી આવ્યાં. કપટકળાનો યાર કે જેનું નામ રામલાલ હતું, તે કિશોરના મારથી બેશુદ્ધ બની ગયો હતો. તે રામલાલ કિશોરના સસરાનો વિશ્વાસુ અને કાર્યનો મદદગાર હતો. તેની એવી દશા જોતાંજ શ્વસુરરાજનો પિત્તો ખસ્યો, તેમણે કિશોરને ધમકાવવા માંડયો; કિશોરે પણ તેને સામા જવાબ આપી તેનાં પોકળ ખુલ્લાં કરી ધિક્કારનો વરસાદ વરસાવ્યો. પોતાનાં દરેક કામની કિશોરને ખબર પડી ગઇ છે; માટે હવે તેને

જીવતો રાખવો તે સાપને દુધ પાયા બરોબર છે; આમ નિશ્ચય કરી તેણે પોતાનાં માણસોને તેને પકડી લેવાની આજ્ઞા કરી. દૈત્ય દિલના માણસોએ કિશોરપર આક્રમણ કર્યું, કિશોરે પણ પોતાથી બની શક્તો બચાવ કર્યો; પણ આખરે પકડાયો, તેને એક ચાદરમાં ગાંસડીની માફક બાંધવામાં આવ્યો. શ્વસુરરાજે તે ગાંસડીને ચંદ્રભાગામાં પધરાવી દેવાનું સુચવ્યું. પાપાત્માઓ સરિતા તરફ જવા મધ્યરાત્રિએ ઘરની બહાર નીકળ્યા. અર્ધે રસ્તે જતાં તેમને ચાર માણસોએ તેમની નજીક આવી અત્યારે ક્યાં જાઓ છો ? આ ગાંસડીમાં શું છે એમ ઉપરા-સાપરી બે ચાર પ્રશ્નો કર્યા. પાપકર્મ કરવાને નીકળેલા દૈત્યો જવાબ દેવામાં ગલ્લાં તલ્લાં કરવા લાગ્યા. પેલા માણસોને વ્હેમ પડવાથી ગાંસડી ખુંચાવી લીધી. દુષ્ટ માણસોએ પાપ ફુટવાની બીકે પલાયન કર્યું. તે પછી પેલા માણસોએ ગાંસડી છોડી કિશોરને બહાર કાઢયો. કિશોરે બે હાથ જોડી પોતાનું રક્ષણ કર્તાનો ઉપકાર માન્યો. તે પછી એ ચારે માણસો કિશોરને લઇ એક છુપા રસ્તે થઇને હરીહરના મકાને આવ્યાં. મકાનમાં દીપક બળતો હતો. તેના પ્રકાશમાં કિશોરે પોતાના બચાવનારને ઓળખ્યો. તે હરીહર હતો. ઉપકારના ભાર નીચે દબાએલા કિશોરે પૂછ્યું. "આપને આ બધી બાબતની શી રીતે ખબર પડી?"

હરીહરે કહ્યું. "જે વખતે તમારી અને રામલાલની કુસ્તી થતી હતી; તે વખતે મારો એક માણસ તમારા સસરાને ત્યાં કંઇ કામ પ્રસંગે આવ્યો હતો. તે માણસે તમારા અવાજપરથી તમને ઓળખ્યા. એટલામાં તો તમારો સસરો તે માણસને કાલે આવજો કહી બીજા માણસોને બોલાવી ઉપર ચઢવા લાગ્યો. એવું જોઈ તે માણસે તરત ત્યાંથી નીકળી મારી પાસે આવી તમારીપર આવેલી આફતની વાત મને જણાવી. તમારો સસરો તેના દુષ્મનોને નદીમાં

દેકી દેવરાવતો હતો; તે વાતની મને ખબર હોવાથી હું મારા વિશ્વાસુ ત્રણ માણસો સાથે આગળથી નદીએ જઇ બેઠો અને પછી પ્રભુ-કૃપાએ તમારૂં રક્ષણ કરવામાં ફાવ્યો."

" તમારો ઉપકાર હું જીવન પર્યંત વિસરનાર નથી. હવે મને જણાવો કે મારે શું કરવું ? " કિશોરે પૂછ્યું.

" કિશોર ! આ ગામનો ત્યાગ કરવામાંજ હવે તમારૂં કલ્યાણ સમાએલું છે. તમે મોટે મસળકે અહિંથી નીકળી વિલાસપૂર જજો. ત્યાં અંગ્રેજ સરકારનું મોટું થાણું છે. તે નગરમાં મારો એક શ્રીમંત સ્નેહિ રહે છે. હું તેનીપર એક ચીઠ્ઠિ લખી આપું છું. તે તમને તેને ત્યાં નોકરી રાખશે. તમે તેની નોકરી પ્રમાણિક પણે બજાવી કાળ નિર્ગમન કરજો. કિશોર ! પૂર્વ જન્મના કોઇ સંસ્કારે કરીનેજ તમારો અને મારો સ્નેહ બંધાયો છે. તમારા જેવો નમ્ર વિનયી યુવાન મારા આખા ગામમાં કોઇ નથી. તેમ આખા ગામમાં એ ત્રણ માણસો સિવાય મારૂં સારૂં ઇચ્છનાર પણ કોઇ નથી. ભાઇ છે તે શત્રુની ગરજ સારે છે. કિશોર ! અત્રેથી જતાં પહેલાં તમને મારા હૃદયની એક છાની વાત જણાવું છું કે જો તમે અત્રેથી ગયા પછી નોકરી-પર ચઢી જશો અને એ માણસોનું ગુજરાન ચલાવી શકાય એટલું દ્રવ્ય સંપાદન કરશો તો મારી પુત્રીનું લગ્ન હું તમારી સાથે કરીશ. તમે આ વાત કોઇને જણાવશો નહિ. " આટલું કહી હરીહરે તેને ખર્ચને માટે પચીસ રૂપિઆ આપી પોતાના સ્નેહિ શેઠ પર એક ભલામણ પત્ર લખી આપી તેજ ક્ષણે વિદાય કરી દીધો. સ્નેહાળ બાલિકા કમળા સજળનયને તેને જતો જોઇ રહી, કિશોર હરીહરના ઘરમાંથી બહાર નીકળી અંધકારમાં અદૃશ્ય થયો.

# પ્રકરણ ૩ જું.

## કિશોરની કર્મકથા અને ભાગ્યના તમાસા.

કિશોર કૃષ્ણપુરનો ત્યાગ કરી વિલાસપુરના પંથે પળ્યો. તેણે સરિતાના કિનારે પડી રહી રાત્રિ પૂરી કરી. પ્રાતઃકાળ થયો. ઘોર તિમીરનો નાશ થઇ પૃથ્વીપર પ્રકાશ પથરાયો. તારાઓ નભમંડળમાં વિલુપ્ત થઇ ગયા. શિતળ પવન વ્હાવા લાગ્યો. પક્ષીઓના અવાજ જગતને જાગૃત કરવા લાગ્યા. નરનારીયો સરીતામાં સ્નાનાર્થે આવવા લાગ્યાં, કિશોરે કયારનુંએ સ્નાન કરી લીધું હતું, તે હોડીયો ફરતી હતી ત્યાં ગયો અને એક હોડી ભાડે કરી અંદર બેઠો, હોડી ચાલવા લાગી. કિશોરે ભગ્ન મને કૃષ્ણપુરને પ્રણામ કર્યાં. પોતે આ અવનિમાં એકલો છે જાણી તેની ચક્ષુઓમાં જળ ઉભરાયું. પવન સારો હોવાથી હોડીયું સડસડાટ ચાલતું હતું. છેવટે નવ વાગ્યાના સૂમારે હોડીયું વિલાસપૂર જવાના માર્ગ આગળના કિનારે આવીને અટકયું, કિશોર નીચે ઉતર્યો. તેણે બે રૂપીઆ ખારવાના હાથમાં મૂકી ચાલવા માંડયું, બે વાગે કિશોર વિલાસપૂરમાં આવ્યો. તેણે હરીહરનો ભલામણ પત્ર કાઢી શેઠનું નામ જોયું. શેઠનું નામ નારાયણદાસ હતું. કિશોર ઠેકાણું પૂછતો-પૂછતો તેમને ઘેર આવ્યો. આ વખતે નારાયણદાસ ગાદીપર બેઠી હુક્કો પીતા હતા અને તેમનાં પત્ની પાસે બેશી વીંઝણાથી વાયુ ઢોળતાં હતાં. કિશોરે તેમને પ્રમાણ કરી પાસેનો પત્ર આપ્યો. નારાયણદાસે મિત્રનો પત્ર વાંચવા માંડયો. કિશોર અદબવાળી ઓશીયાળાની માફક એક બાજુએ ઉભો

રહેશો. નારાયણદાસે પત્ર વાંચી કિશોર સામે જોઇ પૂછ્યું, "ભાઇ ! તું મારે ત્યાં નોકરી કરવાને ખુશી છે ?"

"હાજી, નોકરી કરવાના ઇરાદાથીજ હું કૃષ્ણપુરથી અત્રે આવ્યો છું."

"ક્યાં સુધી ભણ્યો છે ?"

"લખવા–વાંચવા ઉપરાંત વ્યાજ–નામું પણ સારી રીતે જાણું છું."

"એમ તો આ કાગળમાં બે આંકડા લખ્ય જોઇએ, કે જેથી તારા અક્ષર પણ કેવા છે એ જણાઇ આવે." કહી નારાયણદાસે તેને એક કાગળનો કટકો અને ખડીયો લેખણ આપી લખવાને સૂચવ્યું. કિશોરે બે ત્રણ લાઇનો લખી કાગળ શેઠના હાથમાં આપ્યો. મોતીના દાણા જેવા અક્ષરો જોઇ શેઠ પ્રસન્ન થયા. તેમણે કિશોરને પોતાને ત્યાં રાખી નામાનું તથા ઉઘરાણીનું કામ સોંપ્યું. તેને રહેવાનું તથા ખાવાનું પણ પોતાને ત્યાં રાખવાનું કહ્યું. નારાયણદાસ ધીરધારનો ધંધો કરતા હતા. પરમેશ્વરે તેમને સારા પૈસા આપેલા હોવાથી તેઓ સંતોષમય જીવન ગાળતા. ગરીબો પ્રત્યે દયાભાવ રાખતા. વ્યાજ પણ બહુ ભારે લેતા નહિ. તેમને સંતાનમાં ફક્ત એક પુત્ર હતો. તેનું વય આ વખતે બે વર્ષનું હતું. કિશોર નારાયણદાસને ત્યાં રહી નોકરી કરવા લાગ્યો. તે દરરોજ પાછલી રાત્રિએ જાગૃત થઇ સ્નાન કરી પ્રભુભક્તિ કરી પરવારતો અને સવાર થતાં બગલમાં ચોપડો મારી વિલાસપૂરની આસપાસ આવેલાં નાનાં ગામડાંમાં ઉઘરાણીએ નીકળી પડતો. તે બપોરે પાછો આવતો અને ભોજન કરી નામું લખવા બેસતો. તેના આવવાથી શેઠના માથેથી કામનો બોજો ઓછો થયો. તે નિવૃત્ત થઇ આનંદ કરવા લાગ્યા. દિવસો

જતાં કિશોરે તેમની અપૂર્વ પ્રીતિ સંપાદન કરી લીધી. શેઠ શેઠાણી તેને પોતાના પુત્રની માફક ચ્હાવા લાગ્યાં. કિશોરે શેઠના ડૂબેલા રૂપિયા ઘરાકોને સમજાવી વસુલ કર્યા. શેઠની લક્ષ્મી વધવા લાગી. શેઠ–શેઠાણી તેને શુભ પગલાંનો ગણવા લાગ્યાં. આવી રીતે ત્યાં રહે કિશોરને પાંચ વર્ષ વીતી ગયાં. તેની ઉપર હરીહરના પત્રો આવતા. કિશોર પણ પોતાની કુશળતાના તેને પત્ર લખતો. એક દિવસે કિશોર જમી પરવારી મેડા ઉપર બેશી નામું લખતો હતો; તેવામાં નારાયણદાસ શેઠ હાથમાં એક પત્ર લઇ હસતા હસતા તેની પાસે ઉપર આવ્યા. કિશોરે તેમના સામે જોયું. નારાયણદાસે તેની સામે પડેલી એક ખુરશીમાં બેશી કહ્યું, " કિશોર ! હું અત્યારે તને એક આનંદના સમાચાર જણાવવાને આવ્યો છું. "

" શું ભાઇના વિવાહ કરવાની વધાઇ લાવ્યા છો ? " કિશોરે હસીને પૂછ્યું,

" ભાઇ તો હજી ન્હાનો છે. તેને મારે ઉમ્મર લાયક યોગ્ય પરણાવવો છે; પણ હાલ તો તને પરણાવી લ્હાવો લેવાની ઇચ્છા ધરાવું છું. " નારણદાસે કહ્યું.

" હું તો પરણેલો છું. "

"પણ તે કર્કશા રાંડ તારૂં ભલું કરી શકે એમ ક્યાં છે ? કિશોર ! જો, આ હરીહરે મને પત્ર લખી તેની કન્યા તને આપવાનો વિચાર જણાવ્યો છે. બોલ તું ખુશી છે કે નહિ ?"

" મુરબ્બી ! મારી હાલ કેવી સ્થિતિ છે તે આપ સારી રીતે જાણો છો. હું ફરીથી પરણીશ કે તરત પેલી કુભાર્યા અહિં આવશે, લોકલાજે પણ મારે તેને રાખવી પડશે, હું બે સ્ત્રીયોનું પોષણ કેવી રીતે કરી શકીશ ? "

" તેની તું ફિકર કરીશ નહિ, હું તારા પગારમાં વધારો કરી આપીશ. વળી હરીહરે કન્યાદાનમાં તને એક હજાર રૂપિઆ આપવા જણાવેલું છે. તે રૂપિઆ હું મારે ત્યાં જમે રાખી તને સારૂં વ્યાજ ઉપજાવી આપીશ; બોલ, હવે હું હરીહરને પ્રત્યુત્તર લખી દઉં કે ?"

" જેવી આપની ઇચ્છા. હું તો આપનો બાળક છું." કહી કિશોરે પુનઃ નામુ લખવામાં ધ્યાન આપ્યું. નારાયણદાસે હરીહરને પત્ર લખી પોતાની સંમતિ દર્શાવી. આઠમે દિવસે હરીહર કન્યા કમળાને લઇ વિલાસપુર આવ્યો. તેણે શુભ મૂહુર્ત જોઇ કિશોરની સાથે કન્યાનો વિવાહ કર્યો. લગનનું મુહુર્ત ચોથે દિવસે લેવાયું. નારાયણ શેઠને ત્યાં ધામધુમ થઈ રહી. શેઠ શેઠાણી પુત્ર લગનના જેવોજ આનંદ પ્રદર્શિત કરવા લાગ્યાં. લગનને દિવસે ઠાઠમાઠથી કિશોરનો વરઘોડો આખા નગરમાં ફર્યો. લોકો નારાયણદાસને ધન્યવાદ આપવા લાગ્યા. રાત્રે કિશોરનું લગ્ન થયું. પ્રેમિ બાળકો હૃદય ઇચ્છા પૂર્ણ થતાં આનંદ પામ્યાં. વરવધુએ શેઠ શેઠાણીને પગે પડી તેમનો આશીર્વાદ મેળવ્યો. શેઠે ગુમાસ્તાને વાસ્તે સારૂં ખર્ચ કર્યું જાણી સર્વત્ર તેમની વાહવાહ થવા લાગી. હરીહરે કન્યાદાનમાં એક હજાર રૂપિયા અને બીજા હજાર રૂપિઆનું ઘરેણું કમળાને આપ્યું. તે પછી હરીહર થોડાક દિવસો ત્યાં રહી પુત્રી–જમાઇને શુભ શિખામણ આપી કૃષ્ણપૂર તરફ ગયો. કિશોર કમળા આનંદથી શેઠને ઘેર રહેવા લાગ્યાં. આ વાતની ખબર કૃષ્ણપુરમાં રહેતાં કિશોરનાં સાસરીયાંને પડી. તેમણે હરીહરની સાથે તકરાર કરી ગાળો દેવા માંડી. હરીહર કંઇ પણ બોલ્યો નહિ. ધીમે ધીમે તે દુષ્ટ જનોએ કપટકળાને કિશોરની પાસે મોકલવાનો પ્રયત્ન આરંભ્યો. તેમને સારી રીતે ખબર હતી કે કિશોર નારાયણ શેઠને ત્યાં રહી સુખી થયો છે, તેણે સારા પૈસા એકઠા કર્યા

છે; વળી હરીહરે તેને એક હજાર રૂપિયા રોકડા અને કમળાને હજાર રૂપિયાના દાગીના આપ્યા છે. જો કપટકળા ત્યાં જશે તો જતે દહાડે એ સઘળો માલ આપણો થશે. આવા નીચ ઉદ્દેશથી તેમણે પુત્રીને મોકલવાની ખટપટ કરવા માંડી. એક દિવસે કિશોર બપોરના સમયે શેઠના મકાનમાં ઉપરના ઓરડામાં બેઠો હતો. હસમુખી કમળા વિવિધ પ્રકારની વાર્તા-વિનોદ કરી પતિને રીઝાવી રહી હતી. એવામાં શેઠે ઉપર આવી બૂમ મારી, " કિશોર ?"

" મુરબ્બી." કિશોર તરત બહાર આવી ઉભો. શેઠે તેને એક પત્ર આપતાં કહ્યું, "લે, આ તારા નામનો એક કાગળ આવ્યો છે." શેઠ કાગળ આપી નીચે ચાલ્યા ગયા. કિશોરે કમળા પાસે આવી પત્ર વાંચવા માંડયો, પત્ર હરીહરરાયનો હતો, તેમાં આ પ્રમાણે લખેલું હતું.

" રા. રા. ચી. કિશોરચંદ્ર તથા સૌ. બ્હેન કમળાલક્ષ્મી !

શુભ સ્થળ વિલાસપુર.

વિશેષ લખવાનું કે અત્રે કપટકળાને તમારી પાસે મોકલવાની ખટપટ ચાલી રહી છે. તે કદાચ ત્યાં આવે તો તમે ખૂબ સંભાળ પૂર્વક રહેજો. તે છોકરી રાક્ષસી સ્વભાવની છે. તેની તમને સારી રીતે ખબર હોવાથી હું વિશેષ કાંઇ લખતો નથી. બીજું આ પત્ર લખી હું કૃષ્ણપુરમાંથી નીકળી જાઉં છું. હું કયાં જાઉં છું તે હાલ જણાવી શકાય એમ નથી. મારૂં મન સંસાર પરથી ઉઠી ગયું છે. આ પત્ર તમને પહોંચશે તે પહેલાં તો હું ઘણે દૂર નીકળી ગયો હોઇશ. તમે મારા જવાથી રડશો નહિ. હું મારા અને તમારા કલ્યાણને અર્થેજ નીકળી પડયો છું. તમે બન્ને સંપસંપીને ચાલી તમારો સંસાર ઉજ્વળ કરજો. મારૂં કૃષ્ણપુરનું ઘર કમળાને નામે રજીસ્ટર કરાવ્યું છે, તે રજીસ્ટર

દસ્તાવેજ તમને થોડા દિવસમાં મળશે. અંતરમાં હવે જણાવવાનું એજ કે કૃષ્ણપુરમાં તમારાં ભયંકર દુષ્મનો છે. તેમનાથી તમે સંભાળીને રહેજો. પ્રભુ તમારૂં રક્ષણ કરો. મિત્રવર્ય નારાયણને મારા ઘણા માનથી પ્રણામ જણાવશો, જીવતો હોઇશ તો કોઇક વખતે મળીશ; પણ હાલ તો છેવટના પ્રણામ. ”

લી,
હરીહર.

કિશોરે ધડકતા અંતઃકરણે પત્ર પૂર્ણ કરી કમળા સામે જોયું. કમળાની આંખ્યોમાંથી અશ્રુધારાઓ નીકળતી હતી. તે લગભગ બેશુદ્ધ જેવી બની જમીન પર બેસી રહી હતી. તેના પિતા એકાએક આવી રીતે ચાલ્યા જશે એવું તે ધારતી નહોતી. કિશોરે તેને આશ્વાસન આપી સમજાવી શાન્ત કરી. કમળાનો રૂદન ધ્વની સાંભળી નારાયણદાસ શેઠ ઉપર આવ્યા. કિશોરે તેમને સઘળા વર્તમાન જણાવ્યા. શેઠે હરીહરના એકદમ ચાલ્યા જવાથી દિલગીરી દર્શાવી. તે પછી કિશોર–કમળા આનંદથી દિવસો નિર્ગમન કરવા લાગ્યાં. દિવસો પર દિવસ જવા લાગ્યા. એવામાં એક દિવસે સવારના પ્હોરમાંજ કિશોરનો સસરો કપટકળાને લઇ નારાયણદાસ શેઠને ઘેર આવ્યો. શેઠે તેને સત્કાર પૂર્વક બોલાવી પોતાની પાસે બેસાર્યો, તેણે પોતાની પુત્રીને ત્યાં રાખવાનું જણાવ્યું. નારાયણદાસે કિશોરને બોલાવી તેની ઇચ્છા પૂછી. કિશોરે સ્પષ્ટ ના પાડી. આથી તેના સસરાએ કહેવા માંડયું, “ કિશોરચંદ્ર ! હજી પણ તમને હું કહું છું કે મારી પુત્રીને તમારી પાસે રાખો, તે તમારી સાથે પરણેલી છે. તમે તેનું પાલન કરવાને બંધાએલા છો. માણસ સદાકાળ એવું ને એવું રહેતું નથી. સમજ આવે તેની મેળે સુધરે છે.

વળી તમે કહો છો કે અમારા તરફથી તમને અત્યંત સહન કરવું પડયું છે; પણ તેમાં દોષ તમારો છે. તમે અમારા ઘરનું છીદ્ર શા માટે બહાર જાહેર કર્યું ? તમે અમારૂં ખાઇ અમારૂંજ ખોદતા હતા; એથી અમારે નિરૂપાયે તમને ભય દેખાડવાને માટેજ તમારી પ્રત્યે એવું અઘટિત પગલું ભરવું પડયું હતું. તેને માટે હું હાલ તમારી ક્ષમા માગું છું અને હવે તમારો શો વિચાર છે એ જાણવાને ઇચ્છું છું."

સસરાનું કહેવું ધ્યાનપૂર્વક શ્રવણ કરી કિશોરે કહ્યું, " તમારા શબ્દોમાં સત્ય નથી. તમારૂં હૃદય નિષ્ઠુર છે. તમારા જેવા ભયંકર સગાનો સંબંધ રાખવાને હું ખુશી નથી. તમે તમારી પુત્રીને તમારે ત્યાં રાખો. હું તેના ખોરાકને માટે દર માસે રૂપિઆ પાંચ મોકલાવતો રહીશ. "

" શું તમારો છેવટે આ જ વિચાર છે ? " શ્વસુરરાજે અકળાઇને પૂછ્યું.

" હા જી, કારણ કે મને તમારા તરફથી પૂર્ણ અન્યાય મળ્યો છે."

" કિશોરચંદ્ર! હજી સમય છે, વિચાર કરો; પાછળથી પસ્તાવું પડશે. મારે ન છૂટકે બીજો રસ્તો લેવો પડશે. " આટલું કહી તેણે નારાયણદાસ શેઠ સામે જોઇ પુનઃ કહેવા માંડયું; " શેઠજી ! આપ વિદ્વાન છો. તમે તમારા ગુમાસ્તાને સમજાવો. મારી પુત્રી સ્વખુશીથી જ અહિં આવી છે. તેનો નિસાસો ના લેશો." આવી રીતે કહી તેણે નારાયણદાસના અત્યંત કાલાવાલા કર્યા; આથી નારાયણદાસે કિશોરને સમજાવી છેવટે કપટકળાને ત્યાં રાખવાનું કહ્યું. સસરાએ ખુશી થઇ કિશોરને પચાસ રૂપીઆ અને સારાં વસ્ત્રો આપ્યાં. તેણે કમળાને પણ પાસે બોલાવી પાંચ રૂપીઆ આપી અપૂર્વ પ્યાર જણાવી કહ્યું, "બ્હેન તારા બાપના ચાલ્યા જવાથી તું મનમાં મુંઝા-

ઇચ્છા નહિ, તું મારી પુત્રી છે. તારે કૃષ્ણપુર આવવું હોય તો સુખેથી આપણા ઘેર આવજે. ”

કમળા નિરૂત્તર રહી. તે કાકાને સારી રીતે ઓળખતી હતી. બીજે દિવસે કપટકળાને ત્યાં મૂકી તે કૃષ્ણપુર ચાલ્યો ગયો. કપટકળા ત્યાં રહી. તેણે થોડાક દિવસ તો પતિની આજ્ઞા મુજબ રહેવા માંડયું, પણ પછી ધીમે ધીમે જાતી સ્વભાવ ધારણ કરવા માંડયો. કમળાની સાથે વાર'વાર લઢવા લાગી; પતિને અડાવવા લાગી અને છેવટે આશ્રયદાતા શેઠ શેઠાણીને પણ ગાળો દેવા માંડી; આથી નારાયણદાસે કિશોરને જુદા રહેવાનું જણાવ્યું. કિશોર એક ઘર ભાડે રાખી રહેવા લાગ્યો. એક દિવસે કિશોર ઉઘરાણીને માટે બહાર ગામ ગયો હતો; કમળા અને કપટકળા વિના ઘરમાં બીજું કોઇ હતું નહિ. બપોરનો સમય હતો. કમળા વાસીદુ' વાળતી હતી. કપટકળા સુખશૈય્યામાં પડી ઉંઘતી હતી. આ વખતે કૃષ્ણપુરથી રામલાલ એકાએક ત્યાં આવ્યો. તેણે નગરમાં આવી પ્રથમ કિશોરની તપાસ કરી અને જ્યારે તેને જણાયું કે કિશોર બહાર ગામ ગયો છે ત્યારે જ તે કપટકળાની પાસે આવ્યો. કમળાએ કપટકળાને જગાડી. કપટકળા તેને જોતાંજ ગાંડી—ઘેલી બની તેને ભેટવા દોડી. પણ કમળાની સ્મૃતિ થતાં આગળ વધતી અટકી, તેણે રામલાલનું સન્માન કરી પિતાની ખબર પુછી. રામલાલે કુશળ વર્તમાન જણાવી કમળા સામે જોયું. કમળાને યૌવનના બહારમાં આવેલી જોઇ રામલાલ મોહ મુગ્ધ થયો. તેણે કમળાને પાણી લેવા મોકલી કપટકળા પ્રત્યે કહ્યું, “ કેમ દીલદાર ! ખુશીમાં તો છે ને ? ”

“ તમારા વિના હું' કેટલી સુખી છું એ મારૂં મન જ જાણે છે. આજે તમે આવ્યા છો તેથી મને બહુ આનંદ થયો છે. વ્હાલા !

જો કમળા અત્યારે ના હોત તો આપણે મઝા ઉડાવત." કપટક-
ળાએ કહ્યું.

"પણ તું કમળાને તારા વિચારને મળતી કેમ બનાવતી નથી?
જો તું કહે તો હું તેને મારા પ્રેમમાં ફસાવું. બસ તે પછી તેની તરફનો
કંઇ પણ વાંધો રહેશે નહિ. તમે બન્ને જણાં મળી છેવટે કિશો-
રનો કાંટો દૂર કરી નાખજો." પાપીએ તેનો વિચાર પ્રદર્શિત કર્યો.
કપટકળાએ સંમત્તિ દર્શાવી. કમળા પાણી લઇ રામલાલની નજીક
આવી. રામલાલે એકદમ તેનો હાથ પકડી હસીને કહ્યું, "કમળા!
મારાથી ગભરાય છે શાને? આવ મારી પાસે બેસ." કહી તેણે કમ-
ળાને ખેંચી પોતાની જોડે બેસાડી. બાલિકા પરપુરૂષના સ્પર્શથી શરીરે
ધ્રુજવા લાગી. રામલાલે તેને સમજાવવા માંડી; અને તેની પ્રત્યે અસભ્ય
વર્તન ચલાવવા માંડયું. કમળા ચેતી ગઇ; અને એકદમ ઉભી થઇ
ત્યાંથી મૂઠીયો વાળીને દોડી ઘરની બહાર નીકળી ગઇ. રામલાલ અને
કપટકળા ગભરાયાં. તરત કપટકળાએ પેટી ઉઘાડી કમળાના દાગીનાનો
દાબડો રામલાલને આપી જતા રહેવાનું જણાવ્યું. રામલાલ પસાર
થઈ ગયો. કમળા નારાયણદાસ શેઠને ત્યાં આવી રડી પડી. શેઠાણીએ
તેને રડવાનું કારણ પૂછ્યું. કમળાએ રડતાં—રડતાં સઘળી હકીકત
કહી સંભળાવી. શેઠાણીએ શેઠને બોલાવી કપટકળાના કુટિલ વર્ત-
નના વર્તમાન જણાવ્યા. શેઠે નિઃશ્વાસ નાખી કમળાને કિશોર આવે ત્યાં
સુધી પોતાને ઘેર રહેવાનું જણાવ્યું. કમળા ત્યાં રહી. કિશોર રાત્રે ઘેર
આવ્યો. કર્કશા સ્ત્રી દીપક કર્યા વિના અંધકારમાં બેસી રહી હતી.
કિશોરે ઘરમાં આવી બુમ મારી, "કમળા! એ કમળા?"

"મશાણમાં ગઇ રાંડ કમળા." કહેતી કપટકળા તેની નજીક
આવીને ઉભી રહી. કિશોરે દીવો સળગાવી કપટકળાની રૌદ્રમૂર્તિ નિહાળી.

કિશોરે કારણ પૂછ્યું, જવાબમાં કપટકળા કર્કશસ્વરે બોલી, "હું તો તમારી એ સગલીથી હવે તો થાકી. રાંડ મારા ઘરને ઉજડ કરવા બેઠી છે."

"પણ છે શું તે તો કહે ?" કિશોરે પૂછ્યું.

"શું કહું મારૂં કપાળ. તેણે આજે તેના એક માટીને ઘરમાં ઘાલ્યો હતો અને તેની સાથે આનંદ ભોગવી જણસોનો દાબડો આપી દઇ તેને કહ્યું કે; હું થોડા દિવસમાં મારા ધણીને મારી નાખી તારી પાસે આવીશ અને પછી આપણે બન્ને દૂર દેશાવર ઉપડી જઇશું. આવી વાત થતી મ્હેં કાનોકાન સાંભળી. આથી હું તેમની પાસે દોડી ગઇ. મને જોતાં જ તે બન્ને જણાં જ'ખવાણાં પડી ગયાં અને તરત મેડાપરથી નીચે ઉતરી બહાર નીકળી ગયાં." કપટકળાએ અલૌકિક વાર્તા પતિ આગળ જાહેર કરી. કિશોર સ્તબ્ધ બન્યો. તેને કમળાની સંપૂર્ણ ખાત્રી હતી. કપટકળાનું જુઠાણું તેને સમજાયું. તે વગર બોલે ઘરની બહાર નીકળી શેઠના મકાને આવ્યો. ત્યાં કમળા તેને મળી. સત્ય વાતની કિશોરને માહિતી મળી, તેના દુઃખનો પાર રહ્યો નહિ. તે નારાયણદાસની આગળ એક બાળકની માફક રડી પડ્યો. નારાયણદાસે તેને સમજાવી શાન્ત કરી કમળા સાથે ઘેર મોકલ્યો. ઘરમાં પગ મુકતાંજ કપટકળા વાઘણની માફક કમળાની ઉપર ઉછળી પડી અને તે બિચારીને બે ચાર લાત મૂક્કિઓ લગાવી ગાળોનો વરસાદ વરસાવવા લાગી. કિશોરના ક્રોધનો પાર રહ્યો નહિ. તેણે લાકડી લઇ કપટકળાને ઝાપટવા માંડી. નિર્લજ્જ નારી મોટી બૂમેબૂમ પાડી રડવા લાગી. પાડોશીઓ દોડી આવ્યાં. તેમણે કિશોરને વાર્યો. કિશોરે એક હજાર રૂપિઆની જણશો જવાની વાત જણાવી. કપટકળાએ ક્રોધથી ગર્જી ઉઠી કમળાની પર ચોરીની આળ ચઢાવી. કપટકળાનાં વર્તન

જાણનાર લોકો કપટકળાનો મનથી તિરસ્કાર કરતા અને કિશોર કમળાના ભાગ્યને નિંદતા પોતપોતાના ઘરમાં ચાલ્યા ગયા. તે રાત્રિ પૂરી થઇ. બીજે દિવસે કિશોરે પૂર્ણ વિચાર કરી કમળાને સમજાવી એક સારા સંગાથ સાથે તેના પિયર મોકલી દીધી. કપટકળા ખુશી થઇ. તે મનથી એક સાલ ગયું એમ સમજવા લાગી. કિશોરે તેને પણ ચાલ્યા જવાનું જણાવ્યું, પણ તેણે જણાવ્યું કે; " હું જવાને આવી નથી; પણ તમારૂં ઘર માંડવાને આવી છું. મને નહોતી રાખવી ત્યારે પરણ્યા શું કરવા ? આ જીવ છે ત્યાં સુધી હું જવાની નથી અને નવીની જોડે તમને સુખ પણ ભોગવવા દેનાર નથી. "

તેના આવા શબ્દોથી કિશોરને કંટાળો આવ્યો; પણ તે વખતે મૌન ધારી રહ્યો. તેના દુઃખનો પાર રહ્યો નહિ. દિવસો પર દિવસો જવા લાગ્યા. કુભારજા સ્ત્રીના ક્લેશ કંકાશની સીમા નહોતી. કિશોર મૌનતા ધરી કામકાજ કરવા લાગ્યો. આવી રીતે વળી એકાદ વર્ષ વીતી ગયું. કિશોર કમળાને યાદ કરી નિરંતર હૃદયમાં દુઃખી થતો હતો. તે પોતાની પ્રિય પત્નીને પત્ર અગર કુશળ વર્તમાન મોકલવાને અત્યંત આતુર હતો; પરંતુ શયતાન સદનમાં નિવાસ કરી રહેલી ગરીબડી બાળાને પત્ર યા સમાચાર કેવી રીતે મોકલી શકાય ? થોડા વખતપર કમળાએ એક પત્ર પોતાના પતી ઉપર મોકલાવ્યો હતો, પણ તે પત્ર કિશોરના હાથમાં નહિ જતાં કપટકળાના હાથમાં આવ્યો હતો. પત્રમાં કમળાએ પોતાનું દુઃખ પતિને દર્શાવ્યું હતું અને પોતાને તેમની પાસે તેડાવી લેવાની વિનંતી કરૂણ શબ્દોમાં કરી હતી. એ પત્ર કપટકળાએ તુર્ત ફાડી નાખ્યો, અને કિશોરની ગેરહાજરીમાં છૂપાવેશથી આવજાવ કરતા પોતાના યાર રામલાલ માર્ફતે કમળાની પર સખ્ત દેખરેખ રાખવાનો અને સમય મળે તેને યુક્તિસર પરલોક

પ્રયાણુ કરાવવાનો સંદેશો મોકલાવ્યો. આ સંદેશો પહોંચ્યા પછી કમળા એક પણ પત્ર પતિને લખવા યા પોતાનું દુઃખ જણાવવા ભાગ્યશાળી થઇ નહોતી. ભાગ્યહિન બાલિકા ત્રાસ—દુઃખમાં જીવન વ્યતિત કરી મૃત્યુની ઇચ્છા કરવા લાગી. કમળા તરફના કંઇ પણ સમાચાર નહિ મળવાથી કિશોરે કૃષ્ણપૂર જવાનો મનથી નિશ્ચય કર્યો. તેણે પોતાનો નિશ્ચય કપટકળાને જણાવ્યો; કપટકળાએ તેને નહિ જવાનું કહી અતીશય કલેશ કર્યો. કલેશ—કંકાસથી કંટાળી કિશોર ઉઘરાણી કરવા બહાર ગામ ગયો. તે પછી વરસાદ પડયો. કપટકળાનો યાર રામલાલ આવ્યો. પિશાચ—પિશાચિનીએ મળી ઠરાવ કર્યો. એકાએક કિશોર આવ્યો. કપટકળા યુક્તિથી યારને પસાર કરી ભયાનક કલેશનો આરંભ કરી છેવટે પસાર થઇ ગઇ અને અંતે કિશોર પણ શેઠની આજ્ઞા માગી હોડી તૈયારી કરાવી શ્વસુરગૃહે જવાને નીકળ્યો વગેરે આપણે જાણી ગયા છીએ. હવે આગળ ઉપર શું થાય છે એ જાણવાને આપણે પણ કિશોરની સાથે ગમન કરવું જોઇએ.

## પ્રકરણ ૪ થું.

### હોડીપર હુમલો.

રાત્રિ પડી ચૂકી હતી. કૃષ્ણપક્ષ હોવાથી અંધકાર સઘળે વ્યાપેલો હતો. પ્રકૃત્તિ દેવીએ શાન્ત સ્વરૂપ ધારણ કર્યું હતું. રાત્રિના દ્વિતીય પ્રહરનો આરંભ થઇ ચૂકેલો હતો. ચંદ્રભાગાનું જળ ખળખળ અવાજ કરતું સાગર પ્રતિ પ્રયાણ કરતું હતું. આ સમયે કિનારાથી થોડેક દૂર આવેલા એક વડવૃક્ષ નીચે બે માણસો ઉભા—ઉભાં કંઇક

વાતો કરી રહ્યાં હતાં. અંધકારમયી રાત્રિના સમયે અને તે પણ વળી સરિતાના જનશુન્ય સ્થાનમાં ઉભાં રહેલાં માણસોની વાતો કંઇક ભેદભરજ હોવી જોઇએ. એ બે માણસોમાં એક યુવતી હતી અને બીજો એક રૂષ્ટપુષ્ટ યુવાન હતો. યુવકનું નામ રામલાલ હતું અને યુવતીનું નામ કપટકળા હતું. બન્ને જણાં વિલાસપુરથી પસાર થઇ કૃષ્ણપુર આવી રહ્યાં હતાં. કપટકળાએ તેના બાપને કિશોર સંબંધે ખોટું ભરાવી પોતાને અત્યંત દુઃખ પડયાનું જણાવ્યું હતું. મારી પુત્રી કમળાને લીધેજ પતિના આદરને પાત્ર થઇ નહિ ધારીને કપટકળાના પિતાએ કમળાને તે દિવસે ખૂબ મારમારી અધમૂઇ કરી નાખી. કપટકળાએ પણ ગરીબ બાળા પર કોપ કરવામાં કસર રાખી નહિ. છેવટે પિતા–પુત્રિએ ઘણીવાર સુધી મસલત ચલાવી કિશોરને સંસારમાંથી વિદાય કરવાનો દૃઢ નિશ્ચય કર્યો. રામલાલ શ્રીમંત માબાપનો પુત્ર હતો. તેણે વિદ્યાભ્યાસ સાધારણ રીતે કરેલો હતો, અને દુરાચારી મિત્રોની સોબતમાં પડવાથી તે ખરાબ થયો હતો. માતાપિતાના મરણ પશ્ચાત તે ઘણો ભયંકર અને દુરાચારી માણસ થઇ પડયો. તેનું લગ્ન થયું નહોતું. તે દુરાચારીને કોઇ કન્યા આપવાને ઇચ્છતું નહોતું. આથી તેણે દ્રવ્યનો પાણીના પૂરની માફક ખર્ચ કરી અનેક બાળાઓને તેના દુષ્ટ હવસમાં ફસાવી ભ્રષ્ટ કરી હતી. તેનો પ્રેમ પ્રથમ કપટકળા તરફ વળ્યો હતો, કપટકળા તેની વ્હાલામાં વ્હાલી પ્રિયતમા થઇ પડી, રામલાલ કમળાને પણ પોતાના પ્યારમાં ફસાવવાને ઇચ્છતો હતો. કપટકળા અને તે તેને ભ્રષ્ટ કરવાને અનેક પ્રપંચો રચતાં હતાં; પણ પરમાત્મા નિર્દોષ કમળાનું રક્ષણ કરી રહ્યા હતા. આથી તે બન્નેએ કિશોરને મારી નાખવાનો સંકલ્પ કર્યો કારણકે કિશોરના મરણ પશ્ચાત જ કમળા આખરે સમજશે.

કપટકળાનો ધૂર્ત પિતા રામલાલને પુત્રની માફક ચ્હાતો. રામલાલ પણ તેને પિતા સમાન ગણી તેને સંકટ સમયે દ્રવ્યની જોઇએ તેટલી સ્હાયતા આપતો.

આથી સમય જતાં કપટકળાના પિતાએ તેને પોતાની ટોળીનો સરદાર નીમ્યો. રામલાલ નીરંતર વેષ બદલીનેજ ફરતો. પોતાના ગામમાં તો શ્રીમાન સમાનજ સ્વાંગ રાખતો. કપટકળાના જતા રહેવા પછી કિશોર શું કરે છે એ જાણવાના હેતુથી રામલાલે એક માણસને વિલાસપુર મોકલ્યો હતો, તે માણસનો આવવાનો વાયદો આજે હોવાથી રામલાલ અને કપટકળા ઉપરોક્ત સ્થળે ઉભાં રહી તે માણસની રાહ જોઇ રહ્યાં હતાં. રાત્રિ વ્યતિત થતી હતી. શિતળ પવન શરીરને કંપાવતો હતો. એ અરસ્સામાંજ રામલાલ અને કપટકળા જેની રાહ જોઇ રહ્યાં હતાં; તે માણુસ હોડીમાં બેસી આવી પહોંચ્યો. હોડીમાં આ વખતે બીજા દસ માણુસો હતા. તે રામલાલની ટોળીનાજ હતા. સઘળા મુખપર બુકાનીઓ બાંધી સશસ્ત્ર થએલા હતા. હોડીને કિનારે ઉભી રાખી સઘળા નીચે ઉતર્યા; રામલાલે સંજ્ઞા દર્શક શબ્દ કર્યા કે જેથી તેઓ સઘળા તેની તરફ દોડી ગયા. વિલાસપુર ગએલા માણુસે કેટલીક વાતોને અંતે કિશોરના આગમનના વર્તમાન જણાવ્યા. રામલાલ અને કપટકળાને અત્યાનંદ થયો. સઘળા મંડળે થોડીવાર પરસ્પરમાં વાતો કરી અંતે નિશ્ચય કર્યો કે આપણે કિશોરની હોડી ઉપરજ હુમલો કરવો. એ હોડીમાં વિલાસપુરથી બીજા દસ માણુસો બેઠેલાં છે. તેઓ સઘળાની પાસે દર દાગીના, રોકડ વગેરે મળી પચીસહજાર રૂપીઆનો માલ છે.

આથી એક પંથમાં બે કામ થશે. માલ પણ મળશે અને કિશોરને સંસારમાંથી વિદાય કરવાનું કામ પણ પૂર્ણ થશે. સઘળા

એકમતં થઇ હોડીમાં ચઢી બેઠા. કપટકળા અને રામલાલે વચમાં સ્થાન લીધું. હોડી આવનાર હોડીના માર્ગે પ્રતિ સડસડાટ ગમન કરવા લાગી.

પ્રિય પાઠકો ! ચાલો આપણે કિશોરની હોડી તરફ દુષ્ટોના પહેલાં પહોંચી જઇએ. પવન અનુકુળ હોવાથી કિશોરની હોડી પૂર વેગે ચાલતી હતી. રાત્રિ પડી ચૂકી હતી. હોડીમાં બેઠેલા બીજા ઉતારૂઓ નાસ્તો કરી આડા થયા હતા. કિશોર વિચારમાં બેસી રહી પ્રકૃત્તિ દેવીની લીલા નિહાળી રહ્યો હતો. કિશોરનું મન અનેક પ્રકારની ચિંતાઓથી શોકગ્રસ્ત થયું હતું. આ વખતે તેના હૃદયમાં કમળાના વિચારો આવતા હતા. 'તે ગરીબડી બાળાની શી દશા હશે ? તે મને જોઇ કેટલો આનંદ પામશે ?' આમ આત્મગત્ બોલતો કિશોર હોડીની સાથે કૃષ્ણપુર તરફ જતો હતો. ધીમે ધીમે રાત્રિ વિતવા લાગી. છેવટે મધ્યરાત્રિ થઇ, કૃષ્ણપુર થોડુંક દૂર રહ્યું. એ અરસ્સામાંજ હૃદય સ્તબ્ધ થઇ જાય એવો બનાવ બન્યો. કિશોરની હોડીને લુંટવાને નીકળેલા દુષ્ટાત્માઓની હોડી નજદીક આવી પહોંચી, અને તેમાંથી વિકાળ દેખાવના બદમાસો ખુલ્લી તરવારો સાથે કિશોર વાળી હોડીમાં કુદી પડયા. અર્ધ નિદ્રામાં પડેલા પ્રવાસીઓ જાગી ઉઠયા. શોરબકોર થઇ રહ્યો. લુંટારાઓએ દયાહીન કાર્ય કરવા માંડયું. હોડીના ઉતારૂઓને એક પછી એક ઉંચકીને નદીમાં ફેંકવા લાગ્યા. કેટલાક ઉતારૂઓ ભયભીત થઈ જીવ બચાવવાને કાલાવાલા કરવા લાગ્યા. કાળી રાતે કાળું કામ થઇ રહ્યું. હોડી આગળ ચાલી જતી હતી. પૃથ્વી સ્તબ્ધ જણાતી હતી, નદિનો મધ્યવિભાગ હોડીનાં મનુષ્યો સિવાય જનશુન્ય હતો. આકાશમાં ઉગેલાં નક્ષત્રો થોડો પ્રકાશ ફેંકી હોડીમાંનાં નિર્દોષ પ્રવાસીઓ પ્રત્યે દયા દર્શાવતાં હતાં. નિશા-

ચરોએ મુસાફરોના માલ લુંટી લઇ જીવતા રહેલાઓને બીજો માલ આપવાનું કહી માર મારવો શરૂ કર્યો. રામલાલ અને કપટકળા કિશોરને ખોળતાં હતાં; પણ તેતો હોડીપર હુમલો થતાંજ નદીમાં કુદી પડયો હતો. તેની સાથે ખારવાઓ પણ જીવ બચાવવાને જળમાં ઝીંપલાવી પડ્યા હતા. ગરીબ મુસાફરોને નદીમાં ફેંકતાં દુષ્ટોને ખબર પડી નહિ કે જેને માટે આપણે આવ્યા છીએ તે કિશોર તો ક્યારનોએ સરિતામાં કુદી પડયો છે. રામલાલે હોડીમાં તપાસ ચલાવી. બીજાઓએ ભયગ્રસ્ત મુસાફરોને પુષ્કળ માર મારી કિશોર વિષે પૂછ્યું, પણ કિશોરથી અપરિચીત જનો તેઓને જાણ્યા સિવાય કેવી રીતે જણાવી શકે કે કિશોર ક્યાં ગયો. છેવટે એ દસ્યુ મંડળ લૂંટેલો માલ લઇ હોડી સાથે કિનારે આવી પહોંચ્યું. તેઓએ કિનારે ઉતરી અંદરના મુસાફરોને નીચે ઉતારી ચાલ્યા જવાનું સૂચવ્યું. બીચારા નિર્દોષ પ્રવાસીઓ લૂંટાઇ ગયેલા દ્રવ્યનો શોક કરતા કાળી રાતે કૃષ્ણપૂરના પંથે પળ્યા. કિશોર હાથ નહિ લાગવાથી કપટકળાના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તે ઘણીજ ધમપછાડા કરવા લાગી. રામલાલે તેને શાન્ત કરી પોતાના માણસોને તેની તપાસમાં દોડાવ્યા. તે પછી રામલાલે હોડીને નદીમાં હડસેલી મૂકી કપટકળા સાથે નગરમાં ગમન કર્યું. હોડી તરતી તરતી ઘણે દૂર નીકળી ગઇ, તેમાં બેએક ઘાયલ થયેલા માણસો સિવાય બીજું કાંઇ પણ પડેલું નહોતું, પ્રાણ બચાવવા નદીનાસ્રોતમાં કુદી પડેલો કિશોર તરવામાં કુશળ હતો. તેણે તરતાં—તરતાં ઘણે દૂર નીકળી જઈ વિચાર કર્યો કે, " આ નદીનો પટ ઘણો પહોળો છે; તેમ પાણીનું જોર પણ વિશેષ છે. આવી અવસ્થામાં જો હાથપગ ઘણીવાર સુધી હાલશે તો અંતે થાકી જવાશે અને અંતે આ નદીમાંજ જળસમાધી થશે. માટે હવે ઉત્તમ છે કે હાથપગ હલાવ્યા

વિના જળ ઉપર શબ તુલ્ય તરવું. સરિતા ભાગ્ય હશે ત્યાં ખેંચી જશે.” આવી રીતે વિચાર કરી કિશોર હાથપગ હલાવવા બંધ કરી પાણી ઉપર તરવા લાગ્યો. આ સમયે તેની તરફ જો કોઇ જોનાર હોય તો તેને મુડદુ માન્યા સિવાય રહે નહિ. પાણીનો પ્રબળ પ્રવાહ તેને વિજળીની ઝડપે ખેંચી જવા લાગ્યો, ખેંચાઈ જતા કિશોરના શરીરે નદીમાં તણાઇ જતાં લાકડાં, ઘાસ વગેરેનો સ્પર્શ થવા લાગ્યો. એવામાં થોડેક દૂર જતાં તેને નદીમાં ઉગેલાં ઝરડાં જણાયાં. આથી અહિં પાણી થોડું હશે ધારી તેણે તેના બન્ને હાથે ઝરડાંને પકડી લીધાં. ગતી અટકી. તેના પગ જમીનને અડકયા. કિશોર ઉભો થયો. ગળા સુધી પાણી આવ્યું. તે ઘણીવાર સુધી શાન્ત મુખમુદ્રાએ ઉભો રહ્યો. તરવાથી તેનું શરીર શ્રમિત થઇ ગયું હતું. શીતળ પવનથી શરીર ધ્રુજતું હતું. કાળીરાત્રિ સમસમ અવાજ કરતી વ્યતિત થતી હતી. હવે શું કરવું? આવી અવસ્થામાં અંધકારમયી રાત્રિએ કઇ તરફ પ્રયાણ કરવું? કિશોરના મનમાં વિચારો આવવા લાગ્યા. ચાલ હવે કિનારે જાઉં, પણ કદાચ લુંટારાઓ ત્યાં ફરતા હશે તો?” કિશોર વિચારમાં પડયો. તેને હજી ખબર નહોતી કે પોતાના માટેજ હોડીપર હુમલો થયો હતો અને તે હુમલો કરવામાં તેની પત્ની કપટકળા પણ સામેલ હતી. વિચારવશ થએલા કિશોરે કૃષ્ણપુરમાં જવાનો નિશ્ચય કરી કિનારા તરફ ચાલવા માંડયું. થાકથી અને ટાઢથી અડબડીયાં ખાતો કિશોર આખરે કિનારાપર આવ્યો, ભયાનક કાળીરાત્રિ, વિકટ—નિર્જનસ્થાન, પ્રબળ વેગથી વ્હેતી સરિતાનો ગંભીર ઘુઘવાટ નિહાળતા કિશોરે વખત જોવા માટે આકાશપ્રતિ દ્રષ્ટિ કરી અનુમાનથી જાણી લીધું કે મોટું પરોઢ થવા આવ્યું છે. “ચાલ ત્યારે હવે ગામ તરફ જાઉં. પણ પાસે બીજું કપડું તો છે નહિ, ત્યારે શું મારે આવીજ

અવસ્થામાં સસરાને ઘેર જવું ?" પુનઃ વિચાર ઉદ્‌ભવ્યો; પણ તે વિચારનું તરત સમાધાન કરી કિશોર આત્મગત્ બોલી ઉઠ્યો, "જે સાસરીઆંના પ્રતાપથી અત્યારે મારી આ દશા થઇ રહી છે; તેને ત્યાં આવા વેસથી જવામાં શરમ શાની ? મારે હવે તેમની બીજી કન્યા જોઇતી નથી, હું તેમની પુત્રીથી પૂરેપૂરો કંટાળ્યો છું, પરણીને પસ્તાયો છું. પ્રભુ ! મારા જેવી સ્ત્રી કોઇને પણ પ્રાપ્ત થશો નહિ. અરેરે ! મારી આ શી દશા ? શું મારા કર્મના આવાજ તમાશા ? શું આ જીવન ઝેરમયજ રહેશે ? શું પ્રિય કમળાથી મારો સંસાર સુખમય નહિ થાય ? ના, કારણ કે જ્યાં સૂધી રાક્ષસી સ્વભાવની કપટકળા જીવતી છે; ત્યાં સુધી મારી સઘળી આશાઓ હવામાં બાચકા ભરવા જેવી છે. હશે, ચાલ હવે અહિંથી આગળ પ્રયાણ કરૂં. ભવિષ્યમાં જે થવાનું હશે તે થશે."

આમ વિચાર વમળમાં ઘસડાતો કિશોર ત્યાંથી ચાલવા લાગ્યો. થોડીવારે પરોઢ થયું. અંધકાર અદૃશ્ય થવા લાગ્યો. ઝાંખું—ઝાંખું તેજ પૃથિવી પટ પર પથરાવા માંડયું. જંગલની ઝાડીઓમાં થતા કોયલ—મોરના શબ્દો કર્ણપ્રિય લાગવા માંડયા. આવા ખુશનુમા સમયે કિશોર એક ગામની ભાગોળે આવી પહોંચ્યો. ત્યાં નજીકમાં એક કુવો આવેલો હતો. ગામની સ્ત્રીયો જળ ભરવાને એકત્ર થઇ વિવિધ ચર્ચાઓ ચલાવી રહી હતી. કિશોરે કુવા સમિપ જઇ ગામનું નામ પૂછ્યું. પ્રત્યુત્તરમાં ગામનું નામ પ્રમત્તપુર જણાયું, કૃષ્ણપૂર જવાને બદલે નદીમાં તણાઇ પ્રમત્તપુર આવ્યો જાણી કિશોર ભાગ્યને દોષ દેતો તે ગામમાં પ્રવેશ્યો.

---

# પ્રકરણ ૫ મું.

## શ્વસુર ગૃહે.

કિશોર પ્રમત્તપુરના પાદરે આવી એક વૃક્ષ નીચે બેઠો. તેણે પહેરલાં વસ્ત્રો હજી ભીંજાએલાં હતાં. માથે બાંધેલો ફેંટો તણાઇ જવાઇ માથું ઉઘાડું હતું. ઠંડીથી તે ધ્રુજતો હતો. કિશોર ઘણીવાર સૂધી વૃક્ષ નીચે બેસી રહ્યો. સૂર્યનાં કિરણુ તેની ઠંડી દૂર કરવા લાગ્યાં. પહેરેલાં કપડાં પણુ લગભગ સૂકાવા આવ્યાં. બરાબર સ્વસ્થતા પ્રાપ્ત થતાં કિશોરે ગજવામાં હાથ નાખી એક નાનકડી કોથળી બહાર કાઢી. તેમાં પચીસ રૂપીઆ અને થોડાક છૂટા પૈસા હતા. તેણે વિલાસપૂરથી લઇ લીધેલાં કપડાંની પોટલી લૂંટારાઓના હાથમાં ગઇ હતી. સુભાગ્યે રૂપિઆની કોથળી ખીસ્સામાં હોવાથી રહી ગઇ હતી. કિશોરે કોથળીમાંથી પાંચ રૂપિઆ કાઢી કોથળીને ગજવામાં મૂકી દીધી અને પછી એક ફેંટો ખરીદવાનો વિચાર કરી તેણે પ્રમત્તપુરના બજાર તરફ પ્રયાણુ કર્યું. તેને ખૂલ્લે માથે ચાલ્યો જતો જોઇ અનેક લોકો વિસ્મયતાથી તેના સામે જોઇ રહેતા. કિશોર ચાલતો–ચાલતો બજારમાં આવી એક વહેપારીની દુકાને આવ્યો; અને તેને એક ફેંટો ખરીદવાની ઇચ્છા જણાવી. વહેપારીએ તેનું ખુલ્લું માથું તથા અર્ધા સૂકાએલાં વસ્ત્રો જોઇ કારણુ પૂછ્યું. જવાબમાં કિશોરે હોડી લૂંટાયાની અને પોતાને નદીમાં પડી મહામુશીબતે જીવ બચાવવાની વાત જણાવી. વહેપારીએ દિલગીરી દર્શાવી એક સારો ફેંટો કાઢી આપ્યો. કિશોરે તેની કિંમત આપી ફેંટો માથે બાંધી પૂછ્યું. " ભાઇ! અહિંથી કૃષ્ણુપૂર કેટલે દૂર હશે ? "

"લગભગ પાંચ ગાઉ. તમારે કૃષ્ણપૂર જવું છે ?" વ્હેપારીએ પૂછ્યું.

"હા."

"ત્યાં કોને ઘેર જવું છે ?"

"કૃષ્ણનંદનના ઘેર, તે મારા સસરા થાય."

"હેં! શું તે તમારા સસરા થાય ?" વ્હેપારીએ ગભરાઇને પૂછ્યું.

"હા, તેમની મોટી પુત્રી સાથે મારાં લગ્ન થએલાં છે." કિશોરે વધુ જણાવ્યું.

"ભાઇ! મહેરબાની કરી તમે મારી દુકાનપરથી નીચે ઉતરો અને આ ફેંટાના પૈસા પાછા લ્યો. તે મારે જોઇતા નથી. ફેંટો ભલે એમને એમ લઇ જાઓ, મારા બાપ! ક્યાંક મારા ભોગ મળે." કહી તે વ્હેપારીએ પૈસા પાછા આપવા માંડયા. પણ કિશોરે પાછા નહિ લેતાં પૂછ્યું, "ભાઇ! મારે તમારો ફેંટો વિનામૂલ્યે જોઇતો નથી. હું મફતના માલની ઇચ્છા રાખતો નથી. પ્રભુએ મને ગરીબ બનાવ્યો છે પણ શરીરે મજબૂત બનાવેલો છે. હું પૈસા કમાવાને અશક્ત નથી, મારે શામાટે ફેંટો વિનામૂલ્યે લેવો જોઇએ ? હું ધારૂં છું કે તમે મારા સસરાને ઓળખતા હોવા જોઇએ..."

કિશોર આગળ બોલે એ પહેલાંજ દુકાનદાર બોલી ઉઠયો, "ભાઈ! તમે હવે આ પૈસા લઇ અહિંથી જલ્દીથી ચાલ્યા જાઓ, અને કૃષ્ણપૂરમાં જઇ આ ફેંટો મારી દુકાનેથી ખરીદવાની વાત મહેરબાની કરીને કોઇને કરશો નહિ. નહિતો મારા ભોગ મળી જશે. ભાઇ! તમે હજી કૃષ્ણનંદનનાં કામથી તદ્દન અજાણ્યા હો એમ જણાવ છો."

"શેઠ! તમારી વાત સત્ય છે. હું મારા સસરાના સ્વભાવથી

તદ્દન અજાણ્યુ છું. કૃપા કરી જણાવો કે તમે આટલા બધા ભયભીત કેમ થઇ જાઓ છો? કૃષ્ણનંદને તમારૂં કંઇ અનિષ્ટ તો કર્યું નથીને?" કિશોરે શાન્ત વદને પુછ્યું.

"ભાઇ! સઘળી સવિસ્તર વાત જણાવવાનો હાલ સમય નથી; પણ ટુંકાણમાં તમને જણાવું છું કે તમારો સસરો કૃષ્ણનંદન ઘણો ભયંકર માણુસ છે. તેના નામ માત્રથીજ મનુષ્યો તથા સરકારનાં માણુસો થરથર કાંપે છે. તે લુંટારાના માણુસોએજ ગઈ રાત્રે તમારી હોડી પર હુમલો કરેલો હોવો જોઇએ, તેના ત્રાસથી મારે પણ કોઇ કોઇ વખતે તેનાં માણુસોને માલ મફત આપવો પડે છે. જો ભોગજોગે કદાચ પૈસા લીધા તો તેજ રાત્રે મારી દુકાન લુંટાય કે ઘર આગમાં ભષ્મિભૂત થાય, આવું અનેક દુકાનદારોના સંબધમાં બનેલું હોવાથીજ હુ તમને ફેંટાના નાણાં પાછાં લેવાની વિનંતી કરૂં છું." દુકાનદારે જણાવ્યું. કિશોરે સસરાની કર્મકથા સાંભળી વિચારમાં પડયો. કૃષ્ણપુર જાઉં કે ન જાઉં એમ તેના મનમાં સંકલ્પ–વિકલ્પ થવા લાગ્યા. પણ આખરે કમળાને મળવાની અત્યંત ઉત્કંઠાને લીધે તેણે કૃષ્ણપુર જવાનો નિશ્ચય કરી દુકાનદાર પ્રત્યે કહ્યું, "શેઠ! આપે આટલી વાત જણાવી મારી ઉપર અત્યંત ઉપકાર કર્યો છે. હુ જો કે તેનાં કુટિલ પરાક્રમોની થોડી ઘણી વાત જાણતો હતો; પણ તેમાં વિશ્વાસ મૂકી શકતો નહોતો; તે વાત આપના શબ્દોથી સત્ય માનું છું, મારાં પૂર્વજન્મના કંઇક પાપને લીધેજ મારો તેની સાથે સગાઇ સંબંધ બંધાયો છે, તે ભયંકર માણુસથી મારે પણ ઘણુંજ સહન કરવું પડયું છે; અરે આ જીવન ઝેર જેવું થઇ પડયું છે. મારી સઘળી કર્મકથા સંભળાવી હુ તમારો અમૂલ્ય સમય વૃથા ગૂમાવવા ઇચ્છતો નથી. તમે મારા પ્રત્યે મૂકેલા વિશ્વાસથી નિશ્ચિંત રહેજો.

હું કંઇ પણ વાત કોઇને કરનાર નથી. લ્યો; હવે હું રજા લઉં છું." કહી કિશોરે ત્યાંથી ચાલવા માંડયું. વ્હેપારી કિશોરની પ્રશંસા કરી પાછા આપવા કાઢેલા રૂપિઆ કોથળીમાં મૂકી ગાદીપર બેઠો. કિશોરે ત્યાંથી નીકળી એક કંદોઇની દુકાને આવી થોડુંક ખાવાનું લીધું, પછી ગામ બહાર નીકળી એક કુવા કિનારે બેસી ખાવાનું ખાઇ લીધું. ખાઇ પાણી પી કિશોર સસરાના ગામનો માર્ગ પૂછી કૃષ્ણપુરના પંથે પળ્યો. મધ્યાન્હકાળ થવા આવ્યો હતો. સૂર્યભગવાન ધીમે ધીમે ઉષ્ણતા ધારણ કરતા હતા. ગરીબ કિશોર ઉતાવળે પગે પ્રયાણ કરી રહ્યો હતો. આડો અવળો માર્ગ આવતાં તેને ખેતરોમાં કામ કરતા ખેડુતોને માર્ગ પૂછવાની જરૂર પડતી, રસ્તે ચાલતાં તેના ઉઘાડા પગમાં કાંટા વાગતા હતા, કવચિત્ માર્ગ ભૂલી બીજા રસ્તે પણ ચઢી જતો અને પછી કોઇક માણસ મળતાં તેને પૂછી ખરા રસ્તે ચઢતો. આવી રીતે ચાલતો—ચાલતો તે સાંજ પડતાં પહેલાં કૃષ્ણપુરમાં પ્રવેશ્યો. કિશોર ઘણો વખત કૃષ્ણપુરમાં રહેલો હતો, પણ તેને આ વખતે નવું નવું જણાવા લાગ્યું. તે ચારે તરફ જોતો જોતો સસરાના ઘર તરફ જવા લાગ્યો. માર્ગમાં મળતા કેટલાક ઓળખીતા લોકો તેની ખબર પૂછવા લાગ્યા. તેના સસરાના સાશ્રિતો તેને એકાએક આવેલો જાણી આશ્ચર્ય પામી સારૂં લગાડવાના હેતુથી કુશળતા પૂછવા લાગ્યા. કિશોર કમળાના પિતા હરીહરના ઘર આગળ આવ્યો અને દ્વારપર વાસેલું તાળું નિહાળી નિઃશ્વાસ નાખી આગળ ચાલી કૃષ્ણનંદનના મકાન સમિપ આવી પહોંચ્યો. મકાનના આંગણામાં સ્ત્રીયોનું ટોળું વિવિધ પ્રકારનો વાર્તાલાપ કરી રહ્યું હતું. કિશોરપર નજર પડતાંજ સ્ત્રી મંડળ ઉભું થઇ ઘરમાં પેસી ગયું. જમાઇ આવ્યાની ખબર ફેલાઇ ગઇ. કૃષ્ણનંદન અને કપટકળાના આંતરિક દુઃખનો

પાર રહ્યો નહિ. કમળાને અપૂર્વ આનંદ થયો. કૃષ્ણનંદને ઉપરથી હસતું મુખ રાખી જમાઇને આવકાર આપી ઘરમાં લીધો અને પોતાની જોડે ગાદીપર બેસારી કુશળ પૂછ્યું. કિશોરનું આગમન સાંભળી કૃષ્ણનંદનનાં માણુસો ત્યાં આવી બેઠા. રામલાલ પણુ આવ્યો હતો. કિશોરે જળપાન કરી ગઇ રાત્રે હોડી લુંટાયાની વાત કહી સંભળાવી. તેની કષ્ટ કથા સાંભળી કૃષ્ણનંદનના હૃદયમાં દિલગીરી થવી તો દૂર રહી, પણુ તેના હૃદયમાં અત્યંત શોક ઉત્પન્ન થયો. કારણુ કે તેની ઇચ્છા કિશોરને જળશાયી કરવાની હતી. કૃષ્ણનંદન અને તેના માણુસો કિશોરને મરણુને શરણુ થએલો માનતા હતા, પણુ જ્યારે કિશોરનાં દર્શન થયાં ત્યારે તેમના દુઃખનો પાર રહ્યો નહિ. હવે શો ઉપાય? સઘળાએ એક બીજાના સામે જોઇ છૂપી સંજ્ઞાઓ કરી જણાવી દીધું કે કોઇએ રાત્રિના બનાવની વાત કિશોર સમક્ષ ઉચ્ચારવી નહિ. હોડીપર હુમલો કરનાર આપણેજ હતા તેવું કિશોરને જાણુવા દેવું નહિ, અર્થાત્ તેને સર્વ બાબતોથી અજ્ઞાતજ રાખવો. આ આજ્ઞામય વાતચીતમાં કિશોર કંઇ સમજ્યો નહિ. જ્યારે આવી રીતે પુરૂષ વર્ગમાં થઇ રહ્યું હતું; ત્યારે અંદર સ્ત્રી વર્ગમાં પણુ અનેક પ્રકારની ચર્ચાઓ ચાલી રહી હતી. કૃષ્ણનંદનનું આખું ઘર ફક્ત બે માણુસો સિવાય દુષ્કર્મ કરનારૂં હતું. તે બે માણુસોમાં એક તો કમળા અને બીજી કપટકળાની માતા શીવલક્ષ્મી હતી. બન્ને જણાં ઘરનાં તમામ માણુસોની વિરૂદ્ધ હતાં. આથી તેઓએ કૃષ્ણનંદન અને તેનાં માણુસોની અપ્રીતિ સંપાદન કરી હતી. શીવલક્ષ્મી જેવી સ્ત્રીને પેટે કપટકળાનો જન્મ થયો હતો તે ઘણું આશ્ચર્ય પામવા જેવું હતું. માતા પુત્રીના સ્વભાવ—વર્તનમાં આસમાન જમીનનું અંતર હતું, એક દેવી હતી તો બીજી દાનવી હતી. કમળા શીવલક્ષ્મીના સહવાસથીજ કંઇક સુખી

હતી. દુર્જનો આ બે પવિત્ર માણસોને પણ સમય આવે દૂર કરવાને ઇચ્છતા હતા. કિશોરના આગમનથી જ્યારે સર્વેને શોક ઉત્પન્ન થયો, ત્યારે શીવલક્ષ્મી અને કમળાને અપૂર્વ આનંદ થયો. કિશોર જે વખતે મકાન આગળ આવ્યો, તે વખતે કમળા સ્ત્રી મંડળમાં બેઠી હતી, તેણે સ્વામિને જોતાંજ સહર્ષ માથુ નમાવી ઘુમટો ખેંચી અંદર ગમન કર્યું હતું અને બાકીનું મંડળ તે પછી અંદર પ્રવેશ્યું હતું. કિશોરના આવવાથી કપટકળાના માથે જાણે પ્હાડ ટૂટી પડયો હોય એમ દુઃખ થઇ આવ્યું. પતિના આવવાથી પતિવ્રતા સ્ત્રી પરમ આનંદ પામે છે અને કુલટા સ્ત્રી દુઃખી થાય છે. એ મુજબ કપટકળાને થયું, તે બાપની માનીતિ પુત્રી હતી. લાડમાં ઉછરી હતી; અને તેથી સમય જતાં નીતિભ્રષ્ટ થઇ હતી. જાત જાતનાં ખાનપાન, એશઆરામ અને પુરૂષથી રંગરાગ એ તેનાં હમ્મેશનાં મુખ્ય કર્તવ્ય હતાં. કપટકળાનું વર્તન અતીશય નિંઘ હતું. અમને પણ લખતાં લજ્જા આવે છે, આવી કલંકિત મૂર્ખ સ્ત્રી ધર્મ—અધર્મ ક્યાંથી સમજે? તેણે ક્યાંથી ધર્મનીતિના ગ્રંથો વાંચ્યા હોય કે જેથી શિયળની મહત્વતા સમજી શકે? પતિના આવવાથી કપટકળાએ રાક્ષસી સ્વરૂપ ધર્યું, તેની વિકાળ આંખ્યો ધગધગતા અંગારા જેવી જણાવા લાગી.

પેલી તરફ કૃષ્ણનંદને શિવલક્ષ્મીને સારી રસોઇ બનાવવાની આજ્ઞા કરી. કમળાએ સ્વહસ્તેજ રસોઇ બનાવવાનું કાકીને કહ્યું. શીવલક્ષ્મી ઘરના અન્ય કાર્યમાં પ્રવૃત્ત થઇ. છેવટે રસોઇ તૈયાર થઇ, સઘળાએ જમી લીધું, કૃષ્ણનંદને જમાઇને પાનસોપારી આપી ગાદીપર થોડીકવાર વિશ્રામ લેવાનું સૂચવ્યું. કિશોર ગાદીપર આડો થયો. કૃષ્ણનંદને એક ગમીઆને તેની પાસે વાતો કરવા બેસાડયો અને પોતે ઉપરના ભાગમાં જઈ કપટકળાને મળ્યો. બીજા સાગ્રીતો

પણ ઉપરના ભાગમાં એકત્ર થયા, નાનકડી સભાનો દેખાવ થઇ રહ્યો, એ નાની સભામાં કિશોર સબંધી મસલત ચાલવા લાગી. આ વખતે શીવલક્ષ્મી દાદર નીચે છૂપાઇ રહી સઘળું સાંભળતી હતી. કમળા અન્ય કાર્યમાં ગૂંથાઇ હતી. ઉપર ચાલી રહેલી મસલતમાં અંતે એવો ઠરાવ થયો કે, કિશોરને અને કમળાને મધ્યરાત્રિ સુધી એકઠાં રહેવા દેવાં અને પછી પાછલી રાત્રિના સમયે કિશોરને જીવથી મારી નાખવો. કારણ કે કિશોર જો જીવતો રહે તો કોઇદિ દિવસ પણ સઘળું રહસ્ય જાણી જાય; આ હેતુથીજ તેને સ્વધામ પહોંચાડવાનું નક્કી થયું. તેમાં વળી કપટકળાએ તો કમળાને તેની સાથે મળવા ના દેવાની પોતાની ઇચ્છા જણાવી. પણ તેના પિતાએ કમળાને ફક્ત મધ્યરાત્રિ સુધી કિશોર પાસે રહેવા દેવામાં કંઇ પણ હરકત નડનાર નથી, આવો વિચાર જણાવવાથી કપટકળા અન્ય કાંઇ પણ બોલી શકી નહિ. આવો નિશ્ચય થયા પછી કૃષ્ણનંદને નીચે આવી કિશોરને માટે મેડા ઉપરના એક ઓરડામાં પથારી કરવાનું સેવકને સૂચવ્યું. નોકર ચાલ્યો ગયો. કૃષ્ણનંદને શીવલક્ષ્મીને મળી પોતાનો વિચાર જણાવ્યો. સ્વામીના રાક્ષસી સ્વભાવથી માહિતગાર શીવલક્ષ્મી વિશેષ કંઇપણ નહિ બોલતાં ફક્ત એટલુંજ બોલી કે, " બીચારી કમળાને એક રાત્રિ તો તેના પતિ સાથે રહેવા દયો !" કૃષ્ણનંદન જવાબ આપે તે પહેલાંજ કપટકળા બોલી ઉઠી, " મા ! તું શું બોલે છે તેનો વિચાર તો કર ? કમળાને આખી રાત્રિ ત્યાં કેવી રીતે રખાય ? કિશોર તેને સઘળી વાત જણાવી દે તો અમારૂં કર્યું કારવ્યું ધૂળ મળી જાય. કમળાને સ્વામી સાથે રહેવાની ઇચ્છા તેના બીજા જન્મમાં પૂરી થશે; પણ આ જન્મમાં તો તે તેના સ્વામિ સાથે કદાપિ સુખમાં રહી શકશે નહિ. "

શીવલક્ષ્મી નિરૂત્તર રહી. કપટકળા હોઠ ફફડાવતી ચાલતી થઇ. તે પછી કૃષ્ણનંદન કમળાને સારાં વસ્ત્રાભુષણ પહેરાવી તેના પતિપાસે મોકલવાનું સુચન કરી ત્યાંથી ચાલતો થયો. શીવલક્ષ્મીએ પડોશની અન્ય સ્ત્રીયોને કમળાને શૃંગાર પહેરાવવાનું કહ્યું. સ્ત્રીમંડળ કમળાની પાસે એકત્ર થયું. કોઇ કમળાના વાળ ઓળવા લાગી તો કોઇ તેને ઘરેણાં પહેરાવવા લાગી. કમળાએ આટલી બધી ધામ ધુમનું કારણ પૂછયું, પણ અજ્ઞાત અબળાઓ ફક્ત એટલુંજ જણાવી શકી કે આજે ઘણા દિવસે જમાઇરાજ આવ્યા છે, તમારે તેમને રીઝવવાના છે; આ કારણથીજ અમે તમારા શરીર સૌન્દર્યને વિશેષ શોભાવવાનું કાર્ય કરી રહ્યાં છીએ. આ તરફ જ્યારે આવી રીતે થઇ રહ્યું હતું. ત્યારે બીજી બાજુએ શીવલક્ષ્મી તેના ઓરડામાં બેઠી બેઠી અશ્રુ વિસર્જન કરી રહી હતી. સદ્‌ગુણી કમળા તેને પેટની પુત્રીની માફક પ્રિય હતી. તે તેને સદૈવ સુખી જોવાને ઇચ્છતી હતી. પણ આજે તેનું અમંગળ થવાનું હોવાથી શીવલક્ષ્મીના શોકનો પાર રહ્યો નહોતો. તે પોતાના ઓરડામાં બેસી શૃંગાર સજતી કમળા સામે જોઈ અશ્રુ વહાવતી હતી. પતિને મળવા હર્ષઘેલી બનેલી બાળાને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે આજની રાત્રિએજ તેનો સૌભાગ્યચંદ્ર ખૂનીઓનો ભોગ થઇ સ્વર્ગમાં સીધાવવાનો છે. શું આજ રાત્રે કિશોર મરણને શરણ થશે ? શું માબાપ વિનાની કમળા અનાથ બની વિધવા થશે ? શું દૈવ તેને દુઃખના પ્હાડ તળે કચરશે ? સમય જોતાં તો એમજ જણાય છે. થોડીવારે કમળા વસ્ત્રાલંકાર ધારણ કરી સ્વામીના શયનાલય તરફ જવાને તત્પર થઇ. સ્ત્રીમંડળ અનેક પ્રકારની મામીક વાતો કરી તેને રીઝવી ચાલતું થયું. કમળા એકલી પડી. હૃદયમાં એકાએક મુંઝવણ થવા લાગી. પતિ પાસે ઘણો સમય

રહેલી કમળા આજે કોણ જાણે કે શાથી સ્વામીના શયનાલય તરફ જતાં સંકલ્પ વિકલ્પ કરવા લાગી. ક્ષણવાર પરતું આનંદિત મન એકાએક ઉંડા વિચારમાં પડી કમળાને ન સમજી શકાય એવી મુંઝવણ ઉત્પન્ન કરવા લાગ્યું. કમળા બે ડગલાં ચાલી અટકીને ઉભી રહી અને સતૃષ્ણ નયને સ્વામીના શયનાલય તરફ જોઇ રહી. એ અરસ્સામાંજ ઓરડામાં બેઠેલી શીવલક્ષ્મીએ અશ્રુ લ્હોઇ ધીમા અવાજે તેને પાસે બોલાવી. કમળા માતા સમાન સ્નેહાળ કાકીની પાસે દોડી ગઇ. અપૂર્વ શૃંગારથી રંભા સમાન શોભતી કમળાને શીવલક્ષ્મીએ ખેંચી ખોળામાં બેસાડી અને તેના માથે સ્નેહથી હાથ ફેરવવા લાગી. કમળાએ એકાએક થએલા હૃદય દુઃખની વાત તેને જણાવી. શીવલક્ષ્મીએ તેને આશ્વાસન આપી સસ્નેહે તેના શરીરપર હાથ ફેરવ્યો. કાકીનું મુખ શોકાચ્છાદિત થએલું જોઇ કમળાએ પૂછ્યું, " આજે તમારૂ મુખ શોકગ્રસ્ત કેમ જણાય છે? શરીરે કંઇ અસુખતો નથી ને?"

" દિકરા! એવું તો કાંઇ નથી, પણ..." શીવલક્ષ્મી આગળ બોલતાં અટકી.

આથી કમળાના હૃદયની શંકામાં વિશેષ વૃદ્ધિ થઇ. તેણે અનિમેષ દ્રષ્ટે થોડીવાર શીવલક્ષ્મીના મુખ સામે જોઇ કહ્યું, " મને લાગે છે કે તમારા હૃદયમાં કંઇક ગુપ્ત દુઃખ થાય છે. કાકી! કહો, મને નહિ કહોતો કોને કહેશો? તમે બોલતાં અટકી ગયાં તેથી મારા વ્હેમમાં વૃદ્ધિ થઇ રહી છે."

શીવલક્ષ્મીએ સાલ્લાના છેડાથી આંખ્યો લુછી કહેવા માંડ્યું, " કમળા! મારૂં હૃદય દુઃખ હું તને નહિ કહું તો કોને કહીશ? બેટા! મારા મનમાં અત્યારે અનિવાર્ય કષ્ટ ઉત્પન્ન થઇ રહ્યું છે. તારા

કાકા તારી બ્હેન વગેરે કેવાં માણસો છે એ તું સારી રીતે જાણે છે; એટલે એ સંબંધે હું વિશેષ કહેવાને ઇચ્છતી નથી. કમળા! મને અત્યારે જે કષ્ટ થઇ રહ્યું છે તે ફક્ત તારા લીધેજ."

"હેં! શું મારા લીધે?" કમળાએ ચમકીને પૂછ્યું.

"હા, પણ તે સઘળી વાત તને જણાવવાને મારી હિંમત ચાલતી નથી." શીવલક્ષ્મીએ કહ્યું.

"કારણ?" કમળાએ વિસ્મયતાથી પ્રશ્ન કર્યો.

"વાત ઘણી ભયંકર છે. તેમાં તારૂં અનિષ્ટ થવાનું છે."

"મારૂં અનિષ્ટ થતાં પણ જો આપને સુખ થઇ શકે એમ હોય તો ભલે મારૂં અનિષ્ટ થવા દ્યો. દુઃખીને દુઃખની નવાઇ નથી, હું આપના સુખને માટે સૌ કાંઇ સહન કરવાને તૈયાર છું. કાકી! જણાવો કે તે શી વાત છે?" કમળાએ કહ્યું.

"તે વાત હું તને જણાવું છું; પણ તું કોઇને જણાવીશ નહિ. જો વાત ત્રીજા કાને જશે તો તારા અને મારા સાથેજ પ્રાણ જશે. તારી ઉપર મારો અપૂર્વ પ્રેમ હોવાથીજ તને આ વાત જણાવું છું. કમળા! તું સારી રીતે જાણે છે કે તારા કાકાનો અને તારી બ્હેન કપટકળાનો તારી ઉપર કેવો પ્રેમ છે? તે પિશાચી પ્રેમનું આજે ભયંકર પરીણામ આવવાનું છે. જ્યારથી કિશોરચંદ્ર અહિં આવ્યા છે, ત્યારથીજ ગુપ્ત સલાહ મસલતો ચાલી રહી છે. ઘરનાં તમામ માણસોનો વિચાર કિશોરને મારી નાખવાનો છે. તે પછી ધીમે ધીમે તારો અને મારો પણ કાંટો દૂર કરવાનો સઘળાંનો વિચાર છે. કિશોરને મારી નાખવાના હેતુથીજ સામલાલે અને તેનાં માણસોએ કિશોરની હોડી ઉપર હુમલો કર્યો હતો. પણ તેઓના હુમલા સાથેજ કિશોરે નદીમાં ઝંપલાવ્યું હતું અને જેને રામ રાખનાર તેને કોણ

મારનાર ? કિશોર મહા પરીશ્રમે નદીમાંથી બહાર નીકળી અહિં આવ્યો છે. તેણે હોડીપર થએલા હુમલાની વાત તારા કાકાને જણાવી છે. હોડીપર હુમલો કરવાના કાર્યમાં પોતાનો હાથ હોવાથી કિશોરને જીવતો જાણી તારા કાકા ગભરાયા છે. આ વાત છાની રહી શકશે નહિ. હોડીપર હુમલો કરનાર મારાં માણુસો હતાં, તેની કિશોરને આખરે ખબર પડશે. માટે કિશોરને હવે વધુવાર જીવતો રાખવો તે યોગ્ય નથી. તેમજ કપટકળાને પણ તે ગમતો નથી. વગેરે વિચારથી તારા પતિને આજ મધ્યરાત્રેજ મારી નાખવાનો નિશ્ચય થયો છે. કમળા ! તારા પ્રારબ્ધમાં પતિસુખ ફક્ત થોડીવારને માટેજ લખાએલું છે. આ જાણી મારા મનમાં અપાર દુઃખ થયા કરે છે." આટલી વાત જણાવી શીવલક્ષ્મીએ દાદર નીચે છૂપાઇ રહી સાંભળેલી તમામ વાત કમળાને કહી સંભળાવી, કમળા વાત સાંભળી દિઙ્મુઢ જેવી બની ગઇ. તેના દુઃખનો પાર રહ્યો નહિ. તેણે શરીરપર ધારણ કરેલા શૃંગાર તરફ દ્રષ્ટિ કરી. આ વસ્ત્ર દાગીના ફક્ત થોડીવારને માટેજ છે. વિધાતા ! આવું અનિવાર્ય કષ્ટ શું મારા પ્રારબ્ધમાં લખાએલું હશે ? ભાગ્યદેવી ! શું તમે ભયંકર સ્વરૂપ ધારણ કરશો ? શું હું વિધવા થઇશ ? શું મારો પ્રિયસ્વામી મૃત્યુના મુખમાં પ્રવેસશે ? હાય શું થશે ? આવી રીતે આત્મગત બોલતી કમળાએ ઉષ્ણ નિઃશ્વાસ નાખ્યો. તેની આંખ્યોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. તે ઉભી થઇ બોલી, "કાકી ! શું થવા બેઠું છે તેની સમજ પડતી નથી. હું જાઉં છું. તમે નિશ્ચિંત રહેજો. જો તેમનું આયુષ્ય લાંબું હશે તો કોઇનાથી તેમનો વાળ પણ વાંકો થનાર નથી. શ્રી ભગવાન તેમનું રક્ષણ કરશે. છતાં જો અનિષ્ટ થવાનું હશે તો થશે. પ્રારબ્ધના ફુટી લેખ કોઇથી મિથ્યા થનાર નથી. આપણે શું કરી શકવાને

સમર્થ છીએ ? સંસાર દુઃખનો દરીયો છે. પ્રાણીમાત્ર દુઃખ સહન કરવાનેજ જન્મે છે, મરે છે. કાકી ! હું તેમની પાસે જાઉં છું અને યુક્તિસર તેમને આ બાબતથી ચેતાવું છું." આટલું કહી કમળા ત્યાંથી ચાલતી થઇ. શીવલક્ષ્મી તેની પાછળ જોઇ રહી. આ વખતે ઘરનાં અન્ય મનુષ્યો કંઇ બીજા કાર્યમાં રોકાયાં હતાં. શીયાળાના દિવસો હોવાથી ઠંડી પણ પુષ્કળ પડી હતી. લોકો ઘરનાં આંગણાંમાં તાપણાં સળગાવી તાપતાં હતાં. તાપણાં આગળ ગોળ કુંડાળું વળી બેઠેલાં જનોમાં વિવિધ પ્રકારનાં ગપ્પાં ચાલી રહ્યાં હતાં. રાત્રિનો પ્રથમ પ્રહર ચાલતો હતો. શાન્તિ છવાઇ રહી હતી. કૃષ્ણપક્ષ હોવાથી અંધકાર સઘળે વ્યાપી રહેલો હતો. ઘણાખરા મનુષ્યો ટાઢના કારણે ઘરનાં દ્વાર બંધ કરી સૂઈ ગયાં હતાં. જાગૃત મનુષ્યો પણ એક પછી એક વેરાતાં હતાં. નિશાચર પક્ષીઓના કઠોર અવાજ કર્ણને અપ્રિય થઈ પડતા હતા. જંગલમાં શિયાળવાં બુમેબૂમ પાડી રહ્યાં હતાં. શીયાળવાંના ધ્વનીમાં શ્વાનના ધ્વની મળતાં શાન્ત રાત્રિ ગાજી ઉઠતી. લગીર પણ કંઇક ભાસ થતાં કુતરાં વારંવાર ભસવા મંડી પડતાં. શિયાળાની કકડતી ટંડીની રાત્રિનો સમય આવી રીતે પસાર થઇ રહ્યો હતો. કિશોરને સ્વધામ પહોંચતો કરવાના વિચાર વાળું મંડળ મકાનની પાછળ આવેલા એક ગુપ્ત ભોંયરાના આકારના ઓરડામાં એકત્ર થઇ પરસ્પરમાં વાતો કરી નિર્ણીત સમયની રાહ જોઇ રહ્યું હતું. કૃષ્ણનંદન કેવી રીતે કામ પાર પાડવું તેની સૂચના કરતો હતો. કમળાનો જવાનો રસ્તો ત્યાં થઇને હતો. તેણે અંદરની વાત સાંભળવાનો પ્રયત્ન કર્યો; પણ કંઇ સંભળાયું નહિ. સમય અમૂલ્ય જાય છે; મારા પતિના મ્હોતની ઘડીઓ ગણાય છે. ચાલ જલ્દીથી તેમની પાસે જઇ તેમને ચેતાવું. પ્રયત્ન ફળીભૂત થાય કે ન થાય પણ

પ્રયત્નનો તો અવશ્ય કરવો જોઇએ. આમ વિચારતી કમળા દાદર ચઢી પતિના શયનસ્થાન સમિપ આવી. શયનમંદિરમાં દીપક બળી રહ્યો હતો. કિશોર જાગૃતાવસ્થામાં બેસી રહી પત્નીની રાહ જોઈ રહ્યો હતો. શયનમંદિરમાં જતાં કમળાના પગ પાછા પડવા લાગ્યા. હૃદય ધબકવા લાગ્યું. સમય વૃથા નહિ ગુમાવવાની ઇચ્છાવાળી કમળા સ્વામીની સમક્ષ આવીને ઉભી રહી. કિશોરે તેના મુખ સામે જોયું. અપૂર્વ શૃંગાર ધારી કમળા અત્યારે ત્રિભુવન મોહિની જેવી જણાતી હતી. કિશોર તેના સ્વરૂપ માધુર્યનું પાન કરી રહ્યો. કમળા મૌનતાથી ઉભી રહી. કિશોરે કહ્યું, " કમળા ! "

" પ્રભો! શું આજ્ઞા છે ? " કમળાએ સલજ્જ ભાવે જવાબ આપ્યો.

" આવ મારી પાસે બેસ. આપણું ઘણા દિવસે મિલન થયું. હૃદય ખોલીને વાતો કરીએ. " કહી કિશોરે તેને ખેંચી પોતાની સાથે બેસાડી. કમળાએ હજી પણ મૌન ત્યાગ્યું નહિ. તેના હૃદયમાં સ્વામીને શી રીતે બચાવવાના વિચારો થયા કરતા હતા. તેની વર્તણુંક કિશોરને આજે નવાઇ જેવી લાગવા માંડી, તેણે સહાસ્ય મુખે પૂછ્યું, " પ્રિયે ! આજે કેમ મૌનપદ ધારણ કર્યું છે ? "

" તમને ઘણા દિવસે મળવાથી. "

" આટલા દિવસ તારે ઘણુંજ સહન કરવું પડયું હશે નહિ વારૂ ? "

" તે હું જાણું છું કે મારો પ્રભુ જાણે છે તમને શી ખબર પડે ? "

" કમળા ! હું તારો અપરાધી છું. મારી તરફથી તને કંઇ પણ સુખ પ્રાપ્ત થયું નથી. હા ! સમય પ્રતિકુળ હતો. મારે માથે વિતવામાં કાંઇ બાકી રહી નથી. દેવી! અહિં આવતાં પણ લુંટારાથી સહન કરવું પડયું હતું. "

"તે હું જાણું છું. તમારી હોડી લૂંટનાર લૂંટારાઓને પણ ઓળખું છું."

"હેં! શું તું જાણે છે? પ્રિયે! જણાવ કે તે દસ્યુવૃત્તિ કરનારા કોણ હતા?"

"તમે જાણો છો, છતાં મને શાને પૂછો છો? અત્યારે તે વાત કરવા જેટલો સમય નથી. ભીંતને પણ કાન હોય છે. આ સ્થળે આપણે ઘણીજ સંભાળપૂર્વક રહેવાનું છે."

"ત્યારે જવાદે એ વાત. પ્રિયે! તું અત્યારે ત્રૈલોક્યસુંદરી જેવી જણાય છે. તારો સૌભાગ્યવેશ મારા હૃદયને કંઇક અપૂર્વ આનંદ ઉપજાવી રહ્યો છે." કિશોરે તેના કંઠપર કર મૂકતાં કહ્યું. કમળાએ શરમાઇ નીચું જોયું; પણ સમયનું સ્મરણ થતાં તેણે ઉંચુ નિહાળી કહ્યું, "મારો આ સૌભાગ્યવેશ ફક્ત થોડા વખતને માટેજ છે. આપણો જે સમય જાય છે; તે અમૂલ્ય જાય છે."

કપટકળાના મુખથી આવા શબ્દો સાંભળતાં કિશોર વિસ્મયતાથી તેના સામે જોઇ રહ્યો. કમળાના મુખપર શોકની વિષાદ છાયા છવાઇ રહી હતી. જેમ જેમ સમય વિતતો હતો તેમ તેના હૃદયમાં અધિક કષ્ટ ઉત્પન્ન થઇ રહ્યું હતું. સ્વામીનું ખૂન થવાનું છે જાણી કમળા વારંવાર ગભરાટથી ચારે તરફ જોતી હતી. ઘણા દિવસે મળેલા પતિદેવની સાથે આનંદી વાર્તાલાપ કરવો તો દૂર રહ્યો પણ તેને કેવી રીતે બચાવવો તેની જ ચિંતા કમળાને થઇ રહી હતી. કમળાએ વિસ્મયતાથી પોતાની સામે જોઇ રહેલા પતિદેવ સામે જોયું. તે કંઇપણ બોલી શકી નહિ. આથી પુનઃ કિશોરે પૂછ્યું, "કમળા! તું આજે આમ અસ્વસ્થ જેવી કેમ જણાય છે? શરીર તો સારૂં છે ને?"

"હા, છે; પણ..." કમળા વધુ બોલી શકી નહિ. નીચેના

બાગમાં થતી ગરબડ સાંભળી કમળા ભયભીત વદને કિશોર સામે જોઇ ધ્રુજવા લાગી. આથી કિશોર પણ ગભરાયો, તેણે કમળાનો હાથ પોતાના હાથમાં લઇ પૂછ્યું, "પ્રિયે! તું કેમ ધ્રુજે છે? તને શું થાય છે?"

"મને ઘણી બીક લાગે છે." કમળાએ ચારે તરફ દ્રષ્ટિપાત કરી કહ્યું.

"તું કોનાથી ભય પામે છે?" પુનઃ કિશોરે પ્રશ્ન કર્યો.

"ક્રૂર વિધાતાથી."

"સ્પષ્ટ જણાવ? મને તારા બોલવામાં—કહેવામાં સમજ પડતી નથી."

"હા! શું કહું? પૂર્ણ વાત કરવા જેટલો પણ સમય હવે રહ્યો નથી. મારા સૌભાગ્યચંદ્ર! આપણું આ અંતિમ મિલન છે. તમારા મ્હોતની ઘડીયો ગણાય છે." આટલું કહેતામાંતો કમળા ચોધાર અશ્રુએ રડી પડી. કિશોર સ્તબ્ધ બન્યો; પણ પછી સ્વસ્થ થઇ તેણે કમળાને પૂછ્યું," દેવી! ખુલાસાવાર વાત કર? મારૂં મૃત્યુ નિપજાવનાર કોણ છે?"

"પ્રભો! સાંભળો. ગઇ રાત્રે તમારી હોડી પર હુમલો કરનારા પાપાત્માઓ અન્ય કોઇ નહી પણ મારા કાકાના માણસો હતા. તેમની સાથે કપકટળા અને રામલાલ પણ હોડી લુંટવામાં સામેલ હતાં, તે બન્નેનો ઇરાદો તમારા પ્રાણ પરહરવાનો હતો. તે તમને મરી ગએલા જ માનતા હતા; પણ તમે જ્યારે જીવતા અત્રે આવ્યા ત્યારે તેમના શોકનો પાર રહ્યો નથી. અહિંના તમામ માણસો બજ-કર છે. તે તમને જીવતા જોવાને રાજી નથી. તમને આજ રાત્રે મારી નાખવામાં આવનાર છે. સઘળી ગોઠવણ થઈ ચૂકી છે. માટે

હવે આ સ્થળે વધારે વખત રોકાવું તે સલામતી ભરેલું નથી. આપણો આનંદ અદશ્ય થયો છે. જીવતાં હઇશું તો ફરીથી મળીશું. પ્રાણેશ! જાઓ, અહિંથી જલ્દીથી નાશી છૂટો." કમળાએ જણાવ્યું.

સ્વપ્ને પણ નહિ ધારેલી વાત સાંભળી કિશોરના ગભરાટનો પાર રહ્યો નહિ. તેનું હૃદય ધડકવા લાગ્યું, આ વખતેજ નીચેથી અવાજ આવ્યો કે, "કેમ કેટલીવાર? સમય થવા આવ્યો છે." આવું સાંભળતાં કિશોર—કમળાનાં હૃદય વ્યાકુળ બની ગયાં, પુનઃ નીચે વાતો કરનારના શબ્દો સંભળાયા કે, "પ્રથમ ઘા કોણ કરશે?"

"કોઇની હિંમત નહિ ચાલે તો સૌથી પહેલો ઘા હું કરીશ!" નીચે ઉભેલી કપટકળા લગીર જોરથી બોલી કે તેના અવાજથી ઉપર ઉભેલાંઓને તેની ઓળખાણની જરૂર રહી નહિ. કિશોર ક્રોધથી લાલપીળો થઇ ગયો; પણ અનેક દુષ્મનોની વચ્ચે એકલો શું કરી શકે? તેણે વ્યાકુળતાથી કમળા સામે જોઇ કહ્યું, "પ્રિયે! આ સ્થળેથી જવાનો રસ્તો ક્યાં આવેલો છે? ચાલો આપણે સાથેજ અહિંથી પસાર થઇએ."

કમળા બોલી, "ના, મને સાથે લઇ જવાની જરૂર નથી. જો આપણે સાથે જઇશું, તો જરૂર પકડાઇ જઇશું. માટે હાલતો આપ એકલાજ જાઓ."

"મારા ગયા પછી તારૂં શું થશે?"

"મારૂં જે થવાનું હશે તે થશે, મારી ફિકર કરશો નહિ."

"કમળા! હું તને અશરણ કરીને ચાલ્યો જાઉં છું, મને ઘણું લાગી આવે છે; શું કરૂં?"

"પ્રાણેશ! શોક કરવાનો સમય નથી. જુઓ શત્રુઓ દાદર પર ચઢી આવતા હોય એમ જણાય છે. જાઓ, જલ્દી અહિંથી નીકળી

જાઓ માફ રક્ષણ શ્રી ભગવાન કરશે;

" હું ક્યાં થઇને જાઉં ? "

" બીજો એક પણ રસ્તો નથી; માટે તમે આ ખીંટીપર ભરાવેલું દોરડું પેલી પછીતની બારીએ ભરાવી નીચે ઉતરી પડો. "

તરત કિશોરે ખીંટીએથી દોરડું ઉતારી પછીતની બારીના એક મજબુત લાકડે બાંધ્યું અને તેને હાથમાં પકડી કમળાને પાસે બોલાવી હૃદયદાન દઇ કહ્યું, " પ્રિયતમા ! જાઉં છું, સંભાળજો. "

" હા પધારો; અને નીચે ઉતરી આડા અવળા ગયા વિના જલ્દીથી કૃષ્ણપૂરનો ત્યાગ કરી બીજા કોઇ ગામમાં જતા રહેજો. વળી આ સાથે એ પણ જણાવું છું કે ભૂલે ચૂકે આજની વાત અહિંના કોઇપણ માણસને અથવા તો થાણામાંના સરકારી સિપાહીઓને પણ જણાવશો નહિ. જાઓ, પ્રભુ તમારૂં કલ્યાણ કરો. " કમળાએ જવાની રજા આપી. કિશોર દોરડું પકડી સડસડાટ નીચે ઉતરી પડયો. મધ્યરાત્રિ થવા આવી હતી. ઘોર અંધકાર સર્વત્ર વ્યાપેલો હતો. કમળાએ બારી બ્હાર જોયું; પણ અંધકારને લીધે પતિદેવના મુખનું દર્શન થયું નહિ. નીચે ઉતરી ગએલો કિશોર અંધકારમાં અદ્રશ્ય થઇ ગયો. કમળાએ દોરડું છોડવા માંડયું. મહાપરાણે દોરડું છોડી તેણે અસલ પ્રમાણે ખીંટીપર લટકાવી દીધું. પછીતની બારી પણ વાસી દીધી કે જેથી કોઇને કંઇ પણ વ્હેમ પડે નહિ. આ પછી કમળાએ એક ગોદડાને ગોળ વાળી ઉપર સાલ ઓરાઢી. આ કામ તેણે એવી તો સફાઇથી કર્યું કે જોનારને તે કિશોર જ સૂતો છે એમ માલમ પડે. કમળાની આંખોમાં અશ્રુ ઉભરાયાં હતાં. તેણે પાલવથી અશ્રુ લ્હોઇ પાણીથી મ્હો ધોઇ નાખ્યું. કિશોરના જવાથી તેના હૃદયનું કષ્ટ ઓછું થયું હતું. પતિ નિર્વિઘ્ને પસાર થયો

જાણી તેણે પરમ કૃપાળુ પ્રભુનો ખરા અંતઃકરણથી ઉપકાર માન્યો. બાદ તેણે દીપકના પ્રકાશને મંદ કરી એક સેતરંજી બિછાવી તેની ઉપર શયન કર્યું. તેના મુખમાંથી પ્રભુના નામના ધ્વની નીકળવા લાગ્યા. સમય વ્યતિત થવા લાગ્યો. દુષ્ટો હજી આવ્યા નહોતા; પણ તેમના આવવાના ભણકારા પ્રતિપળે કમળાને લાગતા હતા. તે વારંવાર ચમકીને દાદર તરફ દ્રષ્ટિપાત કરતી હતી. પણ કોઇ નહિ જણાવાથી પુનઃ નિશ્ચિંત થઇ સુઇ રહેતી. આખરે ઘણો સમય વિતવાથી તેની આંખો ઉંઘથી ઘેરાવા લાગી. નિર્દોષ કમળા; કિશોરની પ્રિયપત્ની પતિના જવાથી હૃદયભાર ઓછો થતાં છેવટે નિદ્રાધિન થઇ ગઇ.

## પ્રકરણ ૬ હું.

### દુઃખાયો.

અમાવાસ્યાની રાત્રિનો ભિષણ અંધકાર સર્વત્ર વ્યાપેલો હતો. નિલાકાશમાં તારલાઓ ઝગઝગી રહ્યા હતા. પ્રકૃત્તિ શાન્ત હતી. નિઃસ્તબ્ધતા છવાએલી હતી. સરિયામ રસ્તાઓ જનશૂન્ય જણાતા હતા. શ્વસુર ગૃહમાંથી પ્રાણ બચાવવા નાશી છૂટેલો કિશોર ભિષણ અંધકારમાં ભયગ્રસ્ત ચિત્તે આસપાસ જોતો ચાલ્યો જતો હતો. પોતાનો પ્રાણ આવી રીતે જોખમમાં આવી પડશે; અને પોતાનો ઘાત પોતાના સાસરે પોતાની પત્નિના હાથે થશે એવો ખ્યાલ કિશોરને સ્વપ્ને પણ નહોતો. તે અત્યારે માનસિક દુઃખના દરિયામાં ડુબ્યો હતો. તેના હૃદયમાં થતું દુઃખ તે પોતેજ જાણતો હતો. નિરાધાર કિશોર ખરેખર દુઃખીજ હતો. તેની પાસે પૈસા નહોતા, તેને મિત્ર પણ નહોતો કે જેથી તેના હૃદયનું દુઃખ જાહેર કરી સ્હેજ વિશ્રાન્તિ મેળવે. દુઃખી

માબાપનો દિકરો દુઃખીજ રહ્યો. બીચારાને સુખની ઘડી આવીજ નહિ. પિશાચી પત્નીના પ્રતાપે તેને દુઃખ સિવાય કંઇ પણ પ્રાપ્ત થયુંજ નહિ. અરે અંતે તેના જીવપર પણ આવી પડી. જીવનને ઝેર જેવું ગણતો કિશોર ચાલતો—ચાલતો એક નાના મકાન આગળ આવી પહોંચ્યો. આ મકાન દહેરાના આકારનું હતું. કૃષ્ણપુર નગરના એકાન્ત વિભાગમાં આવેલું હતું. આ દહેરાના આકારના મકાનને કૃષ્ણપૂરના લોકો થાણાના નામથી ઓળખતા. કૃષ્ણપૂરમાં ઉજળા શાહુકારો રહેવા હોવાના વ્હેમથી અંગ્રેજ સરકારને અહિં થાણું રાખવું પડયું હતું. તેમાં પચિસ સિપાઇઓ અને તેમનો એક ઉપરી અમલદાર એટલો કાફલો રહેલો હતો. ગરીબ પ્રજાનું સંરક્ષણ કરવાને માટે એ લોકોને રાખેલા હતા; છતાં એ નિમકહરામ સિપાહીઓ અને તેમનો ઉપરી અમલદાર અંદરખાનેથી કૃષ્ણપૂરના બદમાસોને મળેલા હતા. આથી કિશોરનો સસરો કૃષ્ણનંદન તેનાં દુષ્કર્મો નિડરતાથી કરતો હતો. કૃષ્ણનંદન તરફથી સિપાહીઓને પૂષ્કળ દ્રવ્ય મળતું, આથી તે સરકારી માણસો પણ કૃષ્ણનંદનના કાર્યમાં પૂર્ણ મદદગાર થઇ પડતા. ટુંકાણમાં નિર્દોષ પ્રજાના સંરક્ષણ માટે ગણાતું થાણું બદમાસોના આશ્રયરૂપ હતું. આવી ખબર કોઇને હતી નહિ. કૃષ્ણનંદન ઠગના પંજામાંથી છટકી થાણામાં આશ્રયે આવેલાં કેટલાંએ નિર્દોષ જનો થાણાના નિવાસી દૈત્યોની લોભવૃત્તિથી કૃષ્ણનંદનના પંજામાં ફરીથી ફસાઇ હતાં નહોતાં થઇ ગયાં હતાં. આ થાણામાં આ વખતે એક ઝીણું ફાનસ સળગી રહ્યું હતું. અંદરના સિપાઇઓ ગોળકુંડાળું વળી ગપ્પોના સપાટા લગાવી આસમાની સુલતાનીની વાતો કરી રહ્યા હતા. જમાદાર સાહેબ એક ઢોલીયા પર પડયા પડયા કંઇક ચોપડીનાં પાનાં ઉથલાવી રહ્યા હતા. કિશોરે થાણા તરફ જોયું. ત્યાં જઇ આશ્રય

મેળવવા મન ઉશ્કેરાયું. પણ નીકળતી વખતે કમળાએ કહેલાં શબ્દો કે "ભૂલે ચૂકે પણ થાણા તરફ ન જશો" એ શબ્દો યાદ આવ્યા. મન વિચારમાં પડયું. કમળાએ શામાટે થાણા તરફ જવાની ના કહી હશે? શું એમાં કંઇ ભેદ હશે?

શું હું થાણામાં જઇ કૃષ્ણનંદનનાં કારસ્થાન જાહેર કરી તેને પકડાવું આ વિચારથી તો તેણે મને ના પાડી નહિ હોય?" કિશોર થોડીકવાર મૌન રહી બોલ્યો, "રખેને કૃષ્ણનંદન પકડાઇને કેદમાં જાય આ વિચારથીજ કમળાએ મને મના કરી હશે. પણ કમળા કૃષ્ણનંદનના ઘરમાં સુખી નથી. મારી કમળા પિશાચના મકાનમાં મહા દુઃખી છે; તે કૃષ્ણનંદનને તેના હૃદયથી ધિક્કારે છે, ત્યારે તેણે મને થાણા તરફ જવાની શા માટે ના કહી હશે? શું એમાંએ કંઇ ભેદ હશે? મને કંઇ સમજ પડતી નથી. આમાં સત્ય શું તેનો નિર્ણય કરી શકાતો નથી. ગમે તેમ હો પણ કમળાના પ્રતાપેજ હું જીવન બચાવી શકયો છું. જો કમળા મને સ્હાયભૂત ન થઇ હોત તો આજે મારો જીવન દીપક અવસ્ય બુઝાઇ ગયો હોત. કમળા! પ્રિય કમળા! તું દેવી છે; પણ અત્યારે દૈત્યના કારાગૃહમાં પડી છે. આ તારો પતિ ભાગ્યહિન છે. તેના પનારે પડી તું સુખી થઇ નથી અને ભવિષ્ય તરફ નજર ફેંકતાં સુખી થઇશ એમ પણ સમજાતું નથી. શું ક્રૂર વિધાતાએ આપણા આવાજ લેખ લખ્યા હશે? શું આપણે જીવન પર્યન્ત દુઃખમાંજ રીબાવું પડશે? ઓ ઇશ્વરા! દયાકર, હૃદય કષ્ટ હવે સહન કરી શકાતું નથી." આમ આત્મગત્ બોલતો કિશોર ઘડીભર આકાશ સામે જોઇ રહ્યો. આત્મા આશ્વાસન મેળવવા આતુર બની રહ્યો. દયા મય નેત્રો ચારે તરફ દ્રષ્ટિ કરવા લાગ્યાં; પણ મધ્ય-રાત્રિના ભિષણ અંધકારમાં આશ્વાસન કયાંથી મળી શકે? કિશોરનું

હૃદય ધડકતું હતું. તે ભયભીત નજરે વારંવાર માર્ગ પ્રતિ દ્રષ્ટિ કરતો હતો અને સ્હેજ ખખડાટ સાંભળતાં જ પકડાઈ જવાની શંકા કરતો. દુશ્મનોના આવવાના ભણકારા તેને પ્રતિપળે લાગતા હતા. આવી બ્હાવરી અવસ્થા અનુભવતા કિશોરે છેવટે થાણામાં જઈ સઘળી હકીકત જાહેર કરવાનો નિશ્ચય કર્યો. તેણે એક પગલું આગળ ભર્યું; પણ તરત જ 'થાણા તરફ ન જશો' એ કમળાના વાક્યનું પુનઃ સ્મરણ થયું. પગ પાછા પડ્યા. આત્મા પણ અનેચ્છા દર્શાવવા લાગ્યો. મન ચકડોળે ચઢ્યું. કિશોર ગભરાયો. શું કરવું તેના સંકલ્પ વિકલ્પમાં પડ્યો. મન થાણામાં જઈ સર્વે જણાવવાને પ્રબળતા ધરવા લાગ્યું, અંતરાત્મા મનને શાન્ત કરવા લાગ્યો; પણ પ્રબળ મનનો આખરે વિજય થયો. શંકાશિલમને કમળાના શબ્દોમાં ભેદની શંકા જણાવી કિશોરને થાણા તરફ જવાને ઉત્સુક કર્યો. કિશોર ચાલ્યો, થાણા નજીક આવ્યો. મધ્યરાત્રિએ માણસનો પગરવ સાંભળી થાણાના મયદાનમાં બેઠેલા સિપાહીએ ભયભીત થઈ ચમકી શુદ્ધ શીખવાડેલા અંગ્રેજી શબ્દનો અશુદ્ધ ઉચ્ચાર કરતાં બોલ્યો, 'હુકમડોર.'

"રૈયત." કિશોર જવાબ આપી તેની નજદીક જવા લાગ્યો. કોઈ સારો શિકાર હાથ લાગી જાય તો સારૂં આવી ઇચ્છાવાળો સિપાહીભાઇ પણ કિશોરની સામા ચાલ્યા. બન્નેનો ભેટો થયો. સિપાહીએ હાથમાંનું ફાનસ ઉંચું કરી કિશોરના મુખ સામે જોઇ દમમાં પૂછ્યું, "કહાંસે આતા હૈ, ઔર અબી કીધર જાતા હય?"

"હું નગરમાંથી આવું છું. મારે જમાદાર સાહેબને મળવું છે." કિશોરે જણાવ્યું.

"અબી આધી રાતકુ જમાદાર સાહેબકા ક્યા કામ હય? જા, ચલાજા, જમાદાર સાબકુ મિલના હોનો ફજર મેં આના." સિપાહીએ જણાવ્યું.

કિશોર દીન વદને કહેવા લાગ્યો, "ભાઇ! મારે ખાસ જરૂરી કામ છે. મને જમાદાર સાહેબને મળવા દયો. જો વાર થશે તો નાહક ગરીબનો જીવ જોખમમાં આવી પડશે."

"ક્યા ખૂન ખૂનતો નહિ હુવા હય?" સિપાહીએ પૂછ્યું.

"કંઇક એવો જ મામલો છે." કિશોરે જણાવ્યું.

"જબતો ઠહર જા; મય અભી વાપસ આતા હું." કહી સિપાહી અંદર ચાલ્યો ગયો અને જમાદાર પાસે જઈ કિશોરની વાત જણાવી. જમાદાર વિચારમાં પડ્યો. તેણે થોડીવાર વિચાર કરી કિશોરને લઇ આવવાનું સિપાહીને જણાવ્યું. સિપાહી કિશોર પાસે ગયો જમાદાર હાથમાંની ચોપડી નીચે મૂકી ટટાર થઈ ઢાલીયાપર બેઠો. સિપાહી કિશોરને લઇ પાછો આવ્યો. કિશોરે જમાદાર સાહેબને સલામ કરી, પણ સત્તાના મદમાં અંધ થએલા જમાદારે સલામનો પ્રત્યુત્તર નહિ વાળતાં તેની ક્રૂર આંખો વડે થોડીવાર કિશોર સામે જોઇ રહી પૂછ્યું, "તારૂં નામ શું?"

"કિશોર.'

"અત્યારે મને મળવાનું શું કારણ છે?"

"મારે ફરીયાદ કરવી છે."

"અત્યારે?"

"હા."

"મધ્યરાત્રે ફરીયાદ કરી શકાય જ નહિ. જા, સવારમાં આવજે."

"સાહેબ! સવાર પડતાં તો મારો જીવ જોખમમાં આવી પડે તેમ છે."

"તેથી શું? વારૂ, લેખીન અરજી લાવ્યો છે કે?"

"નાં."

"ત્યારે મોંની ફરીયાદ નહિ ચાલે ? જા, ચાલ્યોજા."

"સાહેબ! હું એક ગરીબ માણુસ છું, મારીપર દયા કરી મારી વાત સાંભળો."

"નહિ, અમે ગરીબોની વાત યા ફરીયાદ સાંભળવામાં ઝાઝું ધ્યાન આપતા જ નથી. અમને તો કંઇ લાભ થાય એવી ફરીયાદમાં જ ઝાઝું ધ્યાન આપીએ છીએ. વળી તું કહે છે કે મારો જીવ જોખમમાં આવી પડ્યો છે, પણ તે અમે માની શકતા નથી. જોતું લોહી લુહાણ થઈ આવ્યો હોત તો વળી કંઈક તપાસ કરત ખરા. માટે હવે નકામું માથું ફોડ્યા સિવાય ઝટપટ અહિંથી ચાલ્યો જા." જમાદાર સાહેબે જણાવ્યું. કિશોરના હૃદય દુઃખનો પાર રહ્યો નહિ. તેણે જમાદારના દીલમાં દયા ઉત્પન્ન કરવા વળી પાછું કહેવા માંડ્યું. "સાહેબ!આપને આવી રીતે બોલવું ઘટતું નથી. આપતો ગરીબ પ્રજાના પાલક ગણાવ છો. આપ જો મારા જેવા ગરીબોની દાદ ફરીયાદ નહિ સાંભળો તો કોણુ સાંભળશે ? મહેરબાન! હું એક ગરીબ માણુસ છું, મહા દુઃખી છું; મારો કોઇ સહાયક નથી. મારા શત્રુઓ મને વિના કારણે મારી નાખવાને ઇચ્છે છે. સાહેબ! મને બચાવો, હું જીવન પર્યંત આપનો ઉપકારી રહીશ. પરમાત્મા તમારૂં ભલું કરશે." આટલું બોલતાં કિશોરની આંખોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. આથી જમાદાર સાહેબને કંઈ પણુ અસર થઈ નહિ. છેવટે કિશોર તે પાષાણુ પ્રતિમાના પગમાં પડ્યો. આખરે જમાદારે કંઇક વિચાર કરી કિશોરને તેની વાત કહેવાનું સૂચવ્યું, કિશોરના હૃદયમાં કંઈક શાન્તિ વળી. તેણે જમાદારને પોતાની પર વિતેલી તમામ વિતક વાર્તા કહી સંભળાવી. જમાદારે કિશોરને કૃષ્ણુનંદનના જમાઇ તરીકે ઓળખ્યો; અને આ સમા-

ચાર કૃષ્ણનંદનને આપવાથી કંઇક મળશે ધારીને મનમાં આનંદ પામ્યો. તેણે કિશોરને આશ્વાસન આપી નીચે બેસવાનું જણાવ્યું. કિશોર તેનો ઉપકાર માની તેનાથી દૂર નીચે બેઠો. જમાદારે દૂર ઉભેલા સિપાહીને પાસે બોલાવી તેના કાનમાં કંઇક ખાનગી વાત કહી વિદાય કર્યો. તેના ગયા પછી જમાદારે કિશોરને બીજી વાતોમાં વાળ્યો.

વાચકો! જમાદારે સિપાહીના કાનમાં શી વાત કરી હશે? તમો સમજી તો ગયા હશો, છતાં વિશેષ જાણવું હોય તો જાણી લ્યો કે તે સિપાહી કૃષ્ણનંદનના ઘર તરફ જતો હતો અને તેને જમાદાર તરફથી આજ્ઞા થઈ હતી કે કૃષ્ણનંદનને સઘળી વાત જણાવી ત્યાં તેડી લાવવો. આ કારણથી સિપાહી કૃષ્ણનંદનને સઘળી વાત જણાવવા જતો હતો. સિપાહી કૃષ્ણનંદનને ત્યાં આવી પહોંચે; તે પહેલાં ચાલો આપણે તેના ગૃહે પહોંચી જઇએ અને ત્યાં શું બીના બની રહી છે તે અવલોકીએ.

* * * * *

આપણે ગત પ્રકરણમાં વાંચી ગયા છીએ કે કિશોરના ગયા પછી સદ્‌ગુણી કમળા નિશ્ચિંત થઇ સુતી અને પ્રભુનું સ્મરણ કરતી નિદ્રાવશ થઇ. તેને નિદ્રાધિન થએ લગભગ એકાદ કલાક થયો હશે, એવામાં જ કિશોરની હત્યા કરવાના હેતુથી પિશાચ મંડળ ધીમે પગલે ચાલતું ઉપરના ભાગમાં આવ્યું. સૌને મોખરે રામલાલ હાથમાં જમૈયો પકડીને ચાલતો હતો. તેની પાછળ કપટકળા, કૃષ્ણનંદન અને બીજા બે માણસો હતા. સઘળા શયનાલય સમિપ આવ્યા. કપટકળાએ, આગળ વધી ઝાંખા બળતા દીપકને સ્હેજ સતેજ કર્યો. કૃષ્ણનંદને કમળા તરફ જોયું તો તે તેને ગાઢ નિદ્રામાં પડેલી જણાઈ. રામ-

લાલે કિશોરના શયનસ્થાન તરફ દ્રષ્ટિ ફેંકી. કમળાની કળાથી કિશોર માથે મોઢે ઓઢી ભર ઉંઘમાં પડેલો હોય એમ ભાસ્યું. કપટકળાના આનંદનો પાર ન્હોતો. તેણે કિશોરનું કાટલું કરી નાખવાને રામલાલને કહ્યું. રામલાલે કૃષ્ણનંદન સામે જોયું. કૃષ્ણનંદન તરફથી પણ આજ્ઞા મળી ચૂકી. પિશાચીના પ્યારમાં પડેલો પિશાચ નરહત્યા કરવા તૈયાર થયો. તેણે આસપાસ દૃષ્ટિ ફેંકી કમળાના મુખ સામે જોયું. ઉંઘમાં પડેલી કમળાના મુખપર દૈવી તેજ ઝગઝગી રહ્યું હતું. રામલાલ પવિત્ર વિચારને બદલે દુષ્ટ વિચાર કરવા લાગ્યો. જ્યાં સુધી કિશોર જીવે છે, ત્યાં સુધી આ કમળનયની કમળા મારી થનાર નથી. મારી ઇચ્છા પૂર્ણ થવામાં ફક્ત કિશોરનું જ સાલ નડે છે. બસ એ સાલ હું આ ક્ષણે જ દૂર કરૂં છું અને પછી જોઉં છું કે કમળા મારી ઇચ્છાને આધિન થાય છે કે નહિ.” આમ વિચારતો રામલાલ ધીમે પગલે કિશોરના શયન સ્થાન નજીક આવ્યો. માણસોના ધીમા પગરવથી કમળા ક્યારનીએ જાગૃત થઇ પથારીમાં પડી પડી બનતો બનાવ અવલોકી રહી હતી. તેણે ગોદડું તકીયા વગેરે એવા તો સફાઇથી ગોઠવી રાખ્યું હતું કે અન્યને ત્યાં કોઈ સુતું છે એમ લાગ્યા સિવાય રહે જ નહિ. પતિ નિર્વિઘ્ને પસાર થયો જાણી કમળાના હૃદયને પૂર્ણ સંતોષ થયો હતો. તે કોઈ જાણે નહિ એવી રીતે પાપાત્મા રામલાલની તરફ જોઈ રહી. રામલાલે કિશોરના બિછાના આગળ આવી જમૈયાવાળો હાથ ઉંચો કર્યો; કે તરત પાછળથી “ ભોંકી દો ” નો કપટકળાનો અવાજ આવ્યો. રામલાલે કપટકળા તરફ દૃષ્ટિ ફેંકી શરીરના સર્વ બળ સાથે ઘા કર્યો. ગોદડાના વિંટા-પર ઓઢાડેલી રજાઈ પર પ્રબળ ઘા થયો. ગોદડું દબાયું. જમૈયો ગોદડું ચીરી જમીનમાં પેઠો. રામલાલના હાથને પણ આંચકો લાગ્યો. તેણે ગુસ્સાના આવેશથી ઉપરની રજાઇ ઉપાડી દૂર ફેંકી. નીચે કોઇ

જણાયું નહિ. રામલાલે સઘળાંને નજીક બોલાવી એ દ્રશ્ય દેખાડયું. આંખ્યોમાંથી આગના તનખા વરસાવતાં પિશાચો સ્તબ્ધ બની બિછાના પ્રતિ નિહાળી રહ્યાં. મૌન પથરાઇ રહ્યું. એટલામાં જ કૃષ્ણનંદન રાતો પીળો થઈ બોલી ઉઠયો, "રામલાલ! બરાબર તપાસ કર, તે બદમાસ મરવાના ભયે આટલામાં જ ક્યાંઇ છૂપાઇ રહ્યો હશે."

તેના પ્રત્યુત્તરમાં કપટકળા છંછેડાએલી નાગણની માફક ફુંફવાટ મારી બોલી ઉઠી, "અરે એ તો ક્યારનોએ પસાર થઇ ગયો છે. તેને નસાડી મૂકવામાં રાંડ કમળાનો નક્કી હાથ છે. માટે જગાડો એને અને માર મારી પૂછો કે તારો માંટી ક્યાં ગયો?"

"પણ તે માનશે ત્યારેને?" રામલાલે કહ્યું.

"ચોદમું રતન મળતાં આપોઆપ જણાવી દેશે. ચાલો વાર ન કરો." ગરીબડી કમળાનું આવી બન્યું. તેનું સર્વાંગ ધ્રુજવા લાગ્યું. સમસ્ત શરીરે પસીનો છૂટયો. એવામાં જ કપટકળા તેની નજીક દોડી આવી તેને જોરથી લાત લગાવતાં બોલી ઉઠી, "અલી કમળા! ઉઠ, ઉભી થા. સોડ ઢાંસીને શાને સૂઇ રહી છે? ઉઠ, ઉભી થા અને બતાવ કે તારો માંટી ક્યાં ગયો? રાંડ! કારસ્થાન કરતાં તો સારૂં આવડે છે."

કમળા ઉભી થઇ દીન વદને બોલી, "મોટાં બ્હેન! તમે આ શું બોલો છો? તમારા પૂછવામાં મને કાંઇ સમજ પડતી નથી?"

"શાની સમજ પડે? હું તને આવી શાણી બગલી પ્રથમથી જ ધારતી હતી."

"પણ છે શું તે તો જણાવો?"

"કિશોર ક્યાં ગયો?"

"હેં! તમે આ શું બોલો છો? આપણા પ્રિય પતિને તુંકારાથી બોલતાં શરમાવ!"

"તું શરમા, મારે તો શરમને ઓઢવીએ નથી અને પાથરવીએ નથી."

"પણ તે તમારા સ્વામી છે એ તો વિચારો?"

"મારો સ્વામી કોઈ છે જ નહિ. હું કોઇની તાબેદાર રહેનાર નથી."

"ખરેખર તમારી પર દૈવજ રૂઠયો છે. જો તેમ ન હોત તો તમે આવા શબ્દો બોલી શકવાની હિંમત જ કરી શકત નહિ. હું આપને......"

"હવે વધારે પીંજણ પીંજ્યા સિવાય ભસી મરને કે તે તારો વ્હાલો માંટી ક્યાં મુઓ છે?" કમળાને બોલતી અટકાવી કપટકળાએ પૂછ્યું.

"મોટાં બ્હેન! વિચારીને બોલો. તમે ભલે તેમને તમારા પતિ તરીકે માનતા નહિ; પણ તે મારો તો શિરતાજ છે. આ દેહનો પ્રાણ છે. હું તેના સુખે સુખી અને દુઃખે દુઃખી છું. કૃપા કરી હવે મને અપશબ્દો સંભળાવશો નહિ. વળી તમે પૂછો છો તેના જવાબમાં જણાવું છું કે તે અત્યારે ક્યાં ગયા છે તેની ખબર નથી. કદાચ જાણતી હોઉં તો પણ તેમના કલ્યાણને અર્થે કંઇ પણ કહું નહિ."

"છોકરી! તારા ઉડાઉ જવાબ વધુ વખત ચાલી શકશે નહિ. સાચું કહીદે, નહિ તો તારે ઘણું સહન કરવું પડશે." કૃષ્ણનંદને આગળ આવી કહ્યું.

"કાકા! સહન કરવામાં હવે કંઇ પણ બાકી રહ્યું નથી. એક વખતનો ખીલેલો બગીચો તમારા હાથે જ નષ્ટ થયો છે. હું મારા

દુર્ભાગ્યને લીધે જ તમારા ગૃહે પડી રહી છું. કાકા! તમારે જેટલું કષ્ટ આપવું હોય એટલુ આપો. હું મરવાને પણ તૈયાર છું. તમારાથી રીબાવાય એટલી રીતે રીબાવી મને મારી નાખો, પરંતુ યાદ રાખજો કે નિર્દોષને હેરાન કરવાનું ફળ તમારે ભોગવવું જ પડશે. સદા–સર્વદા સરખા દિવસો જતા નથી. જગત પિતાના દરબારમાં કરેલાં કર્મનો જવાબ આપવા એક દિવસે ઉભા રહેવું પડશે. મારી કકળતી આંતરડીનો શ્રાપ તમને લાગ્યા સિવાય રહેશે નહિં." આટલું કહી કમળા હિંમતથી તે નરપિશાચની સમક્ષ ઉભી રહી. આ વખતે તેની આંખ્યોમાંથી શ્રાવણ–ભાદરવો વરસતો હતો. કમળાની સ્થિતિ કસાઇ આગળ ઉભી રહેલી ગાય જેવી હતી. દુષ્ટોના હૃદયમાં દયા નહોતી.

કપટકળા દાંત કચકચાવી રહી હતી. રામલાલ વિકારમય નેત્રે મુછોમાં હશી કમળા સામે જોઇ રહ્યો હતો. કૃષ્ણનંદને ગંભીર મુખે પણ ગુસ્સાથી રાતાંચોળ થએલાં નેત્રોવડે પૂછ્યું, "બદમાસ છોકરી! ઝાઝી લવારી કર્યા વિના જલ્દી જણાવી દે કે કિશોર ક્યાં ગયો? તેને નસાડી મૂકનાર તું પોતેજ છે એ હું સારી રીતે સમજું છું. માટે જો જીંદગીની સલામતી ચાહતી હોય તો ખરેખરૂં કહી દે?"

"મ્હેં એક વખત કહી દીધું કે મને ખબર નથી છતાં વારંવાર શા માટે પૂછો છો?" કમળાએ નિર્ભયતાથી જવાબ આપ્યો.

"શુ આજ જવાબ?" કૃષ્ણનંદને ડોળા ધુરકાવી પૂછ્યું.

"હા."

"તારે ઘણું દુઃખ સહન કરવું પડશે?"

"પતિના કલ્યાણમાં હું પ્રાણાર્પણ કરવાને તૈયાર છું."

"એમ તો હવે જોયા કરજે કે તારી કેવી વલે થાય છે? રામલાલ! પેલા દોરડાથી તેને જકડીને બાંધ અને પછી તેની પીઠપર ચાબુકો લગાવ." કપટકળાએ જણાવી દીધું.

કમળાપર મુશીબત ગુજરવાની તૈયારી થઇ. પિશાચ આગળ વધ્યો અને વાઘ જેમ મૃગલી પર ટૂટી પડે એ મીશાલે કમળાને પકડી દોરડાથી જકડવામાં આવી. હૃદયને દ્રઢ કરી; દેહને જડવત્ માની કમળા દુષ્ટોનો ત્રાસ સહન કરવા તત્પર થઇ. રામલાલ નીચેથી ચાબુક લઇ આવ્યો. કપટકળાએ તેના હાથમાંથી ચાબુક લઇ ગરીબડી કમળાની પીઠપર ચાબુકોના સપાટા લગાવવા માંડયા. અસહ્ય વેદના છતાં કમળાના મુખમાંથી એક પણ ચીસ નીકળી નહિ. રંક નિર્દોષ બાળા પ્રભુનું સ્મરણ કરતી માર સહન કરવા લાગી. ચાબુકોના પ્રહાર પીઠપર થયે જતા હતા. પીઠપરની સુકોમળ ચામડીપર લોહી ઉપસી આવ્યું. પાષાણ હૃદય પણ પીંગળે એવો હૃદયદ્રાવક દેખાવ થઇ રહ્યો. રજનીએ પણ આવો દેખાવ નહિ જોઈ શકાવાથી ભીષણ રૂપ ધાર્યું હોય એવું તેના અંધકારથી જણાવા લાગ્યું. રામલાલે સતેજ કરેલો દીપક પણ ઝાંખો થઇ ગયો. નિસ્હાય બાળાપર ત્રાસ વર્તી રહ્યો. છેવટે તે અસહાય બાળા અત્યંત મારથી બેશુદ્ધ થઇ ધરણી પર ઢળી પડી. કપટકળાએ તેનું પેશાચિક કાર્ય બંધ કર્યું. કૃષ્ણનંદને નીચે બેસી કમળાની નાડ તપાસી. ઘણીવાર થઇ પણ કમળા સાવધ થઇ નહિ. આથી કૃષ્ણનંદને બૂમ મારી શીવલક્ષ્મીને ઉપર બોલાવી કમળાની સારવાર કરવાનું સૂચવ્યું. કમળાની દુર્દશા જોઇ શીવલક્ષ્મીનું સુકોમળ હૃદય શોક-સંતાપથી સળગી ઉઠયું. તે મોટેથી રડી પડી. કૃષ્ણનંદને તેને ધમકી આપી. પિશાચ પતિના પનારે પડેલી પ્રેમદાએ અશ્રુ લુછી કમળાની સારવાર કરવા માંડી. એટલામાંજ નીચેથી અવાજ આવ્યો કે, “ કૃષ્ણનંદન મકાનમાં હય કે ?”

“ હા છે. ” કહી કપટકળા ધબડ-ધબડ કરતી નીચે ઉતરી. કૃષ્ણનંદન રામલાલ વગેરે પણ તેની પાછળ નીચે ઉત્તરી આવ્યા.

---

# પ્રકરણ ૭ મું.

## પલાયન.

કૃષ્ણનંદને નીચે આવીને જોયું તો સિપાહી ઉભેલો જણાયો. આથી કૃષ્ણનંદન કપટકળા વગેરે તેની નજીક ગયાં. સિપાહીએ કિશોર થાણામાં છે અને તમને બોલાવવા મને જમાદાર સાહેબે મોકલ્યો છે વગેરે જણાવ્યું. પસાર થએલું પંખી સપડાએલું છે જાણી સઘળાંના આનંદનો પાર રહ્યો નહિ. કૃષ્ણનંદન રામલાલ તથા કપટકળાને લઈ થાણા તરફ ચાલ્યો. પાછલી રાત્રિનો સમય થવા આવ્યો હતો. શાન્તિ વ્યાપેલી હતી. તમરાંના અવાજ સિવાય અન્ય કાંઈ સંભળાતું નહોતું. કિશોરનો જીવ લેવા ઇચ્છનારા દુષ્ટાત્માઓ ઝડપથી થાણા તરફ જતા હતા. રસ્તામાં ચાલતાં સિપાહીએ કિશોર કેવી રીતે થાણામાં આવ્યો વગેરે હકીકત કૃષ્ણનંદનને કહી સંભળાવી. પોતાના મિત્ર જમાદારે પોતાનું સારૂં કામ કર્યું જાણી તે મનમાં ખુશી થયો. સઘળું મંડળ થોડીવારે થાણામાં આવ્યું. જમાદારે ઉભા થઈ કૃષ્ણનંદનને ખાટલા-પર બેસાડી કહ્યું, “ આપનો કેદી અહિં છે.”

“ આપનો ઘણો ઉપકાર થયો. આ ઉપકારનો બદલો સારો મળશે.” કૃષ્ણનંદને જણાવ્યું.

નજીકમાં બેઠેલા કિશોરથી આ રહસ્ય અજાણ્યું રહ્યું નહિ. તેનું સર્વાંગ ધ્રુજવા લાગ્યું. જીવવાની આશા હવે નથી જાણી તેના શરીરમાંથી ભયની કંપારીઓ નીકળવા લાગી. તેને સ્વપ્ને પણ વિચાર નહોતો થયો કે દુષ્ટ જમાદાર મને આવી રીતે દગો દઈ શત્રુઓને સ્વાધિન કરશે. કિશોરને એક પણ ઉપાય જણાયો નહિ. પ્રતિપળે તેની

મુંઝવણુ વધવા લાગી. એટલામાં જ જમાદારે બુમ મારી કે, " કિશોર ! અહિં આવ. "

કિશોર ધડકતા હૃદયે ઉભો થયો અને નિર્જીવ પુતળાની માફક ચાલી જમાદારની સમક્ષ આવી ઉભો રહ્યો. તેને મૌનતાથી ઉભેલો જોઇ જમાદારે કૃષ્ણનંદન તરફ હાથ લંબાવી કહ્યું, " કેમ ! આમને ઓળખે છે કે ? "

કિશોર મૌન રહ્યો. પુનઃ જનાવર જેવા જમાદારે તેની છેક નજીક જઈ પૂછ્યું, " કેમ સાંભળતો નથી ? બોલ, આ શેઠને ઓ-ળખે છે કે ? "

" હા."

" તેમનું નામ શું ? " જમાદારે પૂછ્યું.

" હું તેનું નામ ઉચ્ચારવા ખુશી નથી."

" કારણુ ? "

" એક પિશાચનું નામ ઉચ્ચારવા કરતાં શ્રી હરીનું નામ ઉચ્ચારૂં તો મારૂં કલ્યાણુ થાય."

" અરે વાહરે ! આ તો કોઈ ભગતડો હોય એમ જણાય છે." આમ બોલતા જમાદારે હસ્તે વદને કપટકળા સામે જોયું. તત્કાળ કપટકળા તેની પાસે આવી જમાદારનો હાથ દબાવતાં બોલી, " સાહેબ ! એ ઘણો બદમાસ છે. તે આજ રાત્રે અમારા ઘરમાં મારૂં ખૂન કરવા પેઠો હતો, પણ સારા નશીબે અમે જાગી ઉઠયાં કે જેથી તે તેના કામમાં નિષ્ફળ નીવડયો; અને પકડાઈ જવાની બીકે નાશી છૂટયો." આટલું કહી તે કારસ્થાની પિશાચિનીએ જમાદાર સામે જોઈ છૂપું હાસ્ય કરી એક કાતીલ કટાક્ષ ફેંક્યું. કપટકળાનો પ્રેમસ્વાદ ચાખી ચૂકેલા જમાદાર સાહેબ પાણી પાણી થઈ ગયા. તેમણે કિશોર

સામે કોપમય નેત્ર નિહાળી કહ્યું, " કેમ ! આ ખરૂં કહે છે કે ? "

" તમે સમજો એ ખરૂં. "

" તું ખૂન કરવા તેમના મકાનમાં પેઠો હતો કે ? "

" ના. "

" ત્યારે તું તેમના મકાનમાં શા માટે ગયો હતો ? "

" તે મારા સગાનું મકાન થાય છે. "

" કૃષ્ણનંદન તારે શું સગા થાય ? "

" મારો સસરો થાય. "

" ત્યારે આ કપટકળા પોતે જ તારાં પત્નિ થતાં હશે ? "

" હા, એમ કહેવાય છે ખરૂં. "

" મને લાગે છે કે તારે અને તેમને સારો બનાવ નથી ? "

" એ તો તેને જ પૂછી જુઓ. "

" કપટકળાબાઈ ! કેમ મારૂં ધારવું ખોટું છે ? "

" ના, તમારૂં ધારવું અને કહેવું ખરૂં છે. મારે અને તેને બિલ્કુલ બનતુ નથી. હું તેને સારૂં સમજાવવા જાઉં છું; ત્યારે એને ખોટું પડે છે. આ કારણથી જ તેને અને મારે વેર બંધાયું છે. આથી જ મારૂં ખૂન કરવાનો તેનો નિશ્ચય સિદ્ધ થાય છે. "

જમાદાર થોડીકવાર શાન્ત રહી કિશોરને ઉદ્દેશી બોલ્યો, "આ સંબંધમાં તારે કંઇ કહેવું છે ? "

" મારા કહેવાની અને બોલવાની કંઇ પણ અસર થનાર નથી. અન્યાયી માણસો પાસેથી મને ન્યાય મળે એવું હું ધારતો નથી. આ કારણથી હું કંઈ પણ કહેવા અગર બોલવા કરતાં મૌન ધારવું ઉચીત સમજું છું. "

" શું અમે અન્યાયી છીએ ? "

" હા, તમારૂં વર્તન જ અત્યારે દેખાડી આપે છે. જમાદાર સાહેબ! તમે પ્રજાના રક્ષક છો. તમારે દુષ્ટ જનોનું રક્ષણ કરવાનું છે. પરંતુ તમે તેમ નહિ કરતાં નિર્દોષ જનોને પીડો છો. તમે મનુષ્યના અવતારમાં શયતાન છો. મહા પાપી નિમકહરામ છો, પ્રજાના અને પ્રભુના પક્કા ગુન્હેગાર છો."

" એ બદમાસ ! તું એકદમ બોલતો બંધ થા." આમ બોલી રાતાપીળા થયેલા જમાદારે દૂર ઉભેલા સિપાહી સામે જોઈ કહ્યું; " પીરૂ ! આને પેલી કોટડીમાં લઇજા, અને તેની પીઠ પર હંટરના સપાટા લગાવ કે જેથી તે મીજાજીનો મીજાજ જરાક નરમ પડે. "

સિપાહી કિશોર નજીક જઈ તેને કોટડી તરફ ચાલવાનું કહેવા લાગ્યો. આ વખતે કિશોરનું મુખ ગુસ્સાથી લાલચોળ થઇ ગયું હતું. ગુસ્સાથી તેનું શરીર ધ્રુજતું હતું. તે પ્હાડી અવાજે બોલ્યો, " જમાદાર! ગૂન્હેગારને મારવાનું કાયદામાં નથી તો એક નિર્દોષ માણસ પર હાથ ઉપાડતાં અને હાથ ઉપાડવાનો હુકમ આપતાં વિચારજો, પરીણામ ભયંકર આવશે. "

" શું પરીણામ આવશે ? " જમાદારે મજાકમાં પૂછ્યું.

" તે હમણાં પ્રત્યક્ષ જણાશે. "

" પણ શું ? "

" તમે તમારૂં અન્યાયી વર્તન શરૂ કરો એટલે આપોઆપ જણાશે ? "

" એટલે તું કહેવા શું માગે છે ? " આમ બોલી ક્રોધના આવેશથી જમાદાર કિશોરની છેક નજીક ધસી ગયો. કિશોર તેના નિશ્ચલભાવથી ત્યાંથી સ્હેજ પણ ખસ્યા વિના બોલ્યોઃ " અન્યાયી અમલદાર ! હું

તને કહેવા એજ માગું છું કે તું ન્યાયપૂર્વક ચાલ. તારો માનવ જન્મ વૃથા શા માટે ગૂમાવે છે?"

"તે મારે જોવાનું છે. શયતાન! હું આ અપમાનનો બદલો હમણાંજ આપું છું."

"બદલો? શાનો બદલો? શું અપમાનનો? એક અન્યાયીને સત્ય સમજાવવું યા કહેવું તે અપમાન નહિ પણ ન્યાય છે. જમાદાર સાહેબ! કંઇપણ અઘટિત પગલું ભરતાં પહેલાં વિચાર કરજો. તમારી સામે એક વીરનર ઉભો છે. તેણે મારવા અગર મરવાનો નિશ્ચય કરી દીધો છે."

"શું તું અમને મારવાને ઇચ્છે છે?"

"ના, પણ મને ઇજા પહોંચાડવા આવનારનેજ મારૂં બળ બતાવવા ઇચ્છું છું." કિશોરના પ્હાડી અવાજથી અને તેના પહેલવાન જેવા શરીરથી મનમાં ભય પામનાર જમાદાર સાહેબ પણ ડરી ગયા. તેણે પીરૂ સિપાહીને કંઇ પણ વધારે પગલું ભરતાં અટકાવવાનું સૂચન કર્યું. તે પછી કૃષ્ણનંદને વધારે રકઝક કરવાનું બંધ રાખી હવે શું કરવું તે પ્રશ્ન જમાદારને પૂછ્યો.

જમાદારે કપટકળાની સલાહ પૂછી. કપટકળાએ કિશોરનો વધ કરી નાખવાની સંપૂર્ણ ઇચ્છા જણાવી. રામલાલ પણ સંમત થયો. જમાદાર સાહેબ વિચારમાં પડયા. ખૂન થયા બાદ ખૂન કેવી રીતે છુપાવાશે? કદાચ કોઇના જાણવામાં આવશે તો શું થશે? વગેરેના તર્ક વિતર્ક જમાદાર સાહેબ કરવા લાગ્યા. કિશોરની ચપળ ચક્ષુઓ ચારે તરફ ફરી રહી હતી. પાપીઓના મુખપરથી પોતાનું શું થનાર છે એ કિશોરે તરત જાણી લીધું. પોતાનું ભયંકર રીતે મ્હોત થશે જાણી તેના શોકનો પાર રહ્યો નહિ. ગમે એ પ્રકારે જીવતા રહી વૈર

વાળવું. એવા નિશ્ચયપર કિશોર આવ્યો. પણ આ સ્થળેથી નાસી છૂટવું કેવી રીતે? કિશોર વિચારમાં પડ્યો. ગમે એ ભોગે પણ અહિંથી નાશી તો જવું જ જોઇએ. આમ નિશ્ચય કરી કિશોર આસ્તે પગલે દ્વાર તરફ ખસવા લાગ્યો. શયતાન મંડળ ખૂન કરવાના નિર્ણય પર આવવાના વિચારમાં ગુંથાયું હતું. મૌન પથરાયું હતું. કોઇની દ્રષ્ટિ કિશોર તરફ ન હતી. ફક્ત એક સિપાહી કિસોરની નજદીક ઉભો હતો. તે એ જ સિપાહી હતો કે જે કૃષ્ણનંદનને ઘેર ખબર આપવાને ગયો હતો. ફાનસ મંદમંદ પ્રકાશે પ્રકાશી રહ્યું હતું. ચોગાનમાં પાછલી રાત્રિના ચંદ્રનું ફીકકું અજવાળું પથરાએલું હતું. ચુપકીદી લગભગ પા કલાક પથરાઇ રહી. આ અરસ્સામાં બહારના ચોગાનમાં બાંધેલા જમાદાર સાહેબના ઘોડાએ હણહણાટ કર્યો. શાન્તિનો ભંગ થયો. કિશોરને મારવાનો નિશ્ચય થઇ ચૂક્યો. રામલાલે તલ્વાર કાઢી ધાર તપાસી, જમાદારે જલ્દીથી કામ પૂર્ણ કરવાની સલાહ આપી. કિશોર પણ તૈયાર થયો. આ વખતે જ તેણે અપૂર્વ સાહસથી દ્વાર તરફ જવાના રસ્તામાં ઉભા રહેલા સિપાહીના મુખપર જોરથી એક મૂક્કો લગાવ્યો. મૂકકાનો સખ્ત પ્રહાર નાકપર લાગવાથી સિપાહી ચકરી ખાઇ જમીનપર પડ્યો. કિશોરે તેની કમ્મરે લટકતી તલ્વારને મ્યાનમાંથી ખેંચી લઇ નાસવા માંડ્યું. કેદી નાઠો, પકડો વગેરેની બુમો પડી રહી. રામલાલ ખુલ્લી તલ્વારે કિશોરની પાછળ દોડ્યો. પણ તે કિશોરની નજદીક જાય એ પહેલાં તો કિશોરે એક ઝટકે અશ્વને બાંધેલું બંધન કાપી નાખી ઘોડાની પીઠપર સ્થાન લીધું. એવામાં જ રામલાલે ત્યાં ધસી આવી તલ્વારનો ઘા કર્યો. કિશોરે ચાલાકીથી તેનો ઘા ચુકાવી ઘોડાને દોડાવી મૂક્યો. પકડો, પકડોની બુમો પાડતા પાપાત્માઓ તેની પાછળ દોડવા લાગ્યા. જોત જોતામાં કિશોર ઘણે દૂર નીકળી ગયો, ઘનઘોર ઝાડીમાં ગુમ થઈ ગયો. તેને પકડવાને

પૂરપાટ દોડતા દુષ્ટો આખરે થાક્યા. સૌ ઉભા રહ્યા અને કિશોરના પ્રયાણ માર્ગે તરફ જોઈ રહ્યા. ચંદ્રનાં જાંખા ચાંદરણામાં વૃક્ષોની ઘટા સિવાય અન્ય કંઈ જણાયું નહિ, ફકત ઘણે દૂરથી અશ્વના દોડવાની પડઘી સંભળાવા લાગી; અને તે પણ થોડીવારે સંભળાતી બંધ થઇ. સઘળા હાથ ઘસતા રહ્યા. કિશોર–કમનશીબ કિશોર અપૂર્વ હિંમતથી નાશી છૂટયો. પાપીઓ ખુલ્લા ચોગાનમાં થાક ખાવા બેઠા. હવે શું કરવુંની વાતો થવા લાગી. જમાદારના ગભરાટ ભયની તો સીમાજ ના રહી. કિશોર નાશી છૂટયો, તે ફરીયાદ કરી મને પકડાવશે; હું મારો બચાવ કેવી રીતે કરીશ ? આ ગ્રામપર સરકારની કરડી નજર છે; કૃષ્ણ પુરમાં ઠગ, ફાંશીયા, ધાડપાડુ વગેરે વસે છે એવું સરકાર જાણે છે. કિશોર જરૂર સાહેબ પાસે જઈ અમને સઘળાને પકડાવશે. આવા વિચાર કરતો જમાદાર શોક સમૂહમાં ડૂબી ગયો. કૃષ્ણનંદને તેને ધિરજ આપી જણાવ્યું કે “ આપણે આમ નાહિંમત થઈ જવું જોઇએ નહિ. ચાલો આપણે સાંઢણીઓ પર સ્વાર થઇ તેને પકડી પાડીએ.” કિશોરની પાછળ જવાનો ઠરાવ કરી કૃષ્ણનંદને રામલાલને મોકલી બે સાંઢણી મંગાવી અને તેમાંની એક પર પોતે અને બીજા પર જમાદાર સાહેબ સ્વાર થયા. બાદ કેટલાંક હથીઆર સાથે લઇ, રામલાલને પૂર્ણ સંભાળપૂર્વક રહેવાની ભલામણ કરી બન્ને જણાએ સાંઢણીઓને પવનવેગે દોડાવી મૂકી. રામલાલ કપટકળા મકાને આવ્યાં. કપટકળાના ગુસ્સાનો પાર નહોતો. ઘરમાં આવતાં જ તે પોતાની માતા તથા કમળાને ગાળોનો વરસાદ વરસાવતી શયન સ્થાન તરફ ગઇ અને અંદર બીછાવેલા મોટા ઢોલીયાપર પડી. રામલાલ તેની પહેલાં ઉપર પહોંચી જઇ તેની રાહ જોઇ રહ્યો હતો, તેના એક હાથમાં દારૂનો શીશો અને બીજા હાથમાં મદીરાથી ભરેલો પ્યાલો

હતો. તેનું આવી રીતે ઉભા રહેવાનું કારણ એજ હતું કે છેડાએલી પિશાચિનીને શાન્ત કરી તેની સાથે રંગ રાગ માણવો. આ હેતુથી રામલાલ હાથમાં મદીરા પાત્ર લઈ તેનું સ્વાગત કરવાને તૈયાર થઇ ઉભો હતો. થોડીવારે કપટકળા આવી પહોંચી. તેનું વદન વિકાળ વાઘણ જેવું જણાતું હતું. આંખ્યો અંગારાની માફક ચળકતી હતી. વાળ અવ્યવસ્થિત થઇ તેની ભયંકરતામાં વધારો કરી રહ્યા હતા. ઉપર આવતાં અને શયનદ્વાર પાસે ઉભેલા રામલાલને જોતાંજ તેણે પૂછ્યું, "કોણ ઉભું છે?"

"સેવક." પ્રત્યુત્તર મળ્યો.

"કોણ રામલાલ?" પુનઃ પ્રશ્ન થયો.

"હા, દિલદાર."

"ત્યાં કેમ ઉભા છો?"

"તમારી સેવા કરવા."

"અત્યારે મારે સેવાની ઇચ્છા નથી. તમે તમારા સૂવાના ઠેકાણે જાવ."

આમ બોલતી કપટકળા તેની પાસે આવીને ઉભી રહી, પણ રામલાલ તેના કહેવાથી ચાલ્યો જાય એમ નહોતું, હમેશાં રંગરાગ માણનારને એક દિવસ ખાલી જાય તો કેટલું કષ્ટ થાય? તે કપટકળાની સાથે આનંદ કરવાના નિશ્ચયથીજ ઉભો હતો. તેણે કપટકળાને ખાટલા પર બેસવા દઇ હાથમાંનો પ્યાલો તેના હોઠ આગળ ધરી કહ્યું, "પ્રિયે! સેવકની આટલી તો સેવા સ્વીકારો."

"લાવો; તે કંઇક કષ્ટ ભૂલાવશે." કહી કપટકળા પ્યાલો ગટ ગટાવી ગઇ. રામલાલે બીજો પ્યાલો ભર્યો, તે પણ ખલાસ થયો. તે પછી તેણે દારૂની બાટલી રામલાલના હાથમાંથી લઇ પોતાના હાથે

પ્યાલો ભરી રામલાલને પીવરાવ્યો. તત્કાળ ગુસ્સો પલાયન થઇ ગયો. ઓર રંગ જણાવા લાગ્યો. બન્નેએ પૂષ્કળ મદીરાપાન કર્યું. થોડીવાર થતાં તો બન્ને ભાન ભૂલ્યાં. આ સમયે એકાએક પવનનો સપાટો આવ્યો. દીપક ઓલવાઇ ગયો. અંધકાર ફરી વળ્યો. બન્ને અંધકારમાં ડુબ્યાં.

## પ્રકરણ ૮ મું.

### હૃદયવ્યથા.

કિશોર ઘોડેસ્વાર થઇ નાશી છૂટયો. આથી તેના શત્રુઓના કોપનો પાર રહ્યો નહિ. કૃષ્ણનંદન અને જમાદાર તેની પાછળ પડ્યા. પવન-વેગી સાંઢણીઓ પૂર ઝડપે દોડતી હતી, જે માર્ગે કિશોર ગયો હતો; તે માર્ગે આ બદમાસો જતા હતા. મોટું મળસકું થયું હતું. પ્રકાશ ધીમે ધીમે પૃથ્વી પર પથરાતો હતો. આકાશમાં ઝગમગતા તારલાઓ એક પછી એક અદ્રશ્ય થઇ જતા હતા. સઘળું શાન્ત હતું. નાશી છૂટેલો કિશોર વિકટ અરણ્યમાંથી પસાર થતો હતો. કૃષ્ણપૂરથી તે ઘણે દૂર આવ્યો હતો. આ અરણ્યમાં વૃક્ષોની ઘનઘોર ઘટા આવેલી હતી. ઝાડી પુષ્કળ હતી. મોટું પરોઢ થયું હતું પણ આ સ્થળે લગીર પણ પ્રકાશ પથરાએલો હોય એમ જણાતું નહોતું, વૃક્ષો એક બીજાની સાથે એવી રીતે ગુંથાએલાં હતાં કે ત્યાંથી આગળ જવાનો રસ્તો માલમ પડતો નહોતો. માર્ગ જાણવાના હેતુથી કિશોરે ઘોડાને આમથી તેમ ઘણીવાર ફેરવ્યો; પણ માર્ગ જણાયો નહિ, કિશોર ગભરાયો. તેના મનનું દુઃખ તે પોતેજ સમજતો હતો. માર્ગ નહિ મળવાથી તે વિમાસણમાં પડી આત્મગત બોલવા લાગ્યો કે, "હવે શું કરવું? ક્યાં થઇને જવું? જવાનો માર્ગ જણાતો નથી.

જો પાછો જાઉં છું તો શયતાન શત્રુઓના સપાટામાં સપડાઉં છું. તેઓ મને પકડવાને નીકળી ચૂક્યા હશે. માર્ગથી જાણીતા તેઓ થોડી-ક્વારમાં અત્રે આવી પહોંચશે; જો આ વખતે તેમના પંજામાં સપડાયો તો જીવ બચાવવો મૂશ્કેલ છે. પરમકૃપાળુ પ્રભુએજ મને આ વખતે બચાવ્યો છે. પણ હવે મારે કરવું શું? રસ્તા વિના આગળ ક્યાં જવું? પાછળ જવાય તેમ નથી. હું વિકટ ઝાડીમાં ઘેરાઇ ગયો છું. પ્રભો! દયા કરો; રસ્તો બતાવો. હા! અફસોસ!

ભીષણ જંગલમાંહિ; અરે આવી અને ભટકું,
દુઃખી છું દુઃખ હું મારૂં, કહો ક્યાં જઈ અરે પટકું?"

આમ વિચારતો કિશોર બ્હાવરાની માફક ચારે તરફ જોવા લાગ્યો. તેના હૃદયમાં અનિવાર્ય કષ્ટ ઉત્પન્ન થતું હતું. પકડાઈ જવાની ભીતિ પ્રતિપળે લાગતી હતી. એ શત્રુંઓ આવ્યા, આ પકડાયા એમ થયા કરતું હતું. સ્હેજ ખડખડાટ થતાં શત્રુઓના આવવાના ભણકારા વાગતા હતા. કિશોર મુંઝાયો. આ અરસ્સામાંજ તેને દૂરથી કોઈના આવવાનો ખડખડાટ સંભળાયો. જમીનપર પડેલાં પાંદડાં ખડખડવા લાગ્યાં. કિશોરે લાંબી નજરે જોયું તો કંઈ પણ જણાયું નહિ. તે ફક્ત એટલુંજ જાણી શક્યો કે કોઇક આવે છે. તેઓ શત્રુઓજ હશે. હું સપડાયો; મારાં સોએ વર્ષ પૂરાં થયાં. આમ બડબડતો કિશોર વિકળ વદને આવનારના માર્ગપ્રતિ નિહાળી રહ્યો. જેમ જેમ સમય જતો ગયો; તેમ તેની આંતરીક મુંઝવણનો પાર રહ્યો નહિ. કિશોર પાસે હથીયાર પણ નહોતું કે જેથી તે પોતાનો બચાવ કરી શકે. હાથમાં આવેલી તલ્વાર અશ્વપર સ્વાર થતાં પડી ગઇ હતી. પાસે હથીઆર નહિ હોવાથી કિશોર ગભરાતો હતો; અને શત્રુઓથી સપડાઇ જવાનો ભય ધારતો હતો. કિશોર મજબૂત બાંધાનો બળવાન.

યુવક હતો. તેમજ હિંમતવાન્ અને સાહસીક પણ હતો. જો આ વખતે તેના હાથમાં હથીઆર હોત તો તે આટલો બધો ભયભીત થાત નહિ. છતાં નિશસ્ત્ર કિશોરે હિંમતનો ત્યાગ કર્યો નહિ. ગમે એમ કરી જીવ બચાવવો. આ સંકલ્પથી તેણે નજીકમાં જોયું તો એક વડવૃક્ષ જણાયું. તેણે આ ઘટાવાળા વૃક્ષ પર છૂપાઇ રહેવાનો નિશ્ચય કર્યો. તે એક ક્ષણવારનો પણ વિલંબ નહિ કરતાં અશ્વપરથી નીચે ઉતરી અશ્વને એક દિશા તરફ હાંકી મૂક્યો. બાદ તે વડવૃક્ષ પર ચઢયો અને કોઇ દેખે નહિ એવી જગાએ છૂપાઇ બેઠો. તેને છૂપાઇ બેઠે થોડીકજ વાર થઇ હશે એટલામાં તો બે સાંઢણી સ્વારો તે વૃક્ષ નીચે આવી ઉભા રહ્યા. આગળ જવાનો માર્ગ બંધ થએલ હોવાથી તેમને ત્યાંજ અટકવું પડયું. આ બે સાંઢણી સ્વારો અન્ય કોઇ નહિ પણ કિશોરને પકડવા નીકળેલા તેના ભયંકર દુષ્મનો કૃષ્ણનંદન અને જમાદાર હતા. તે વૃક્ષ નીચે અટકી કૃષ્ણનંદને જમાદાર પ્રત્યે કહ્યું, “હવે આગળ જવાનો રસ્તો નથી. રસ્તો આ ઠેકાણેજ પૂરો થાય છે. આપણે વિકટ વગડામાં આવી પહોંચ્યા છીએ. હવે આપણે આપણી શોધ આટલામાંજ કરવી જોઇએ.”

“શું તે આ વગડામાં આવ્યો હશે?” જમાદારે પૂછ્યું.

“હા, કારણકે આ રસ્તા સિવાય તે બીજે રસ્તે જઈ શકે એમ નથી. તે આટલામાંજ છૂપાયો હશે, ચાલો આપણે આ જમણી બાજૂની ઝાડીમાં પેસી તેની તપાસ કરીએ.”

આમ નક્કી કરી બન્ને જણા નીચે ઉતર્યા, અને સાંઢણીયોને ત્યાં છૂટી મૂકી પગપાળા ઝાડીમાં પ્રવેશી કિશોરની શોધ કરવા લાગ્યા. વૃક્ષપર છૂપાએલા કિશોરના ગભરાટનો પાર નહોતો. પકડાઇ જવાના ભણકાર વાગી રહ્યા હતા. કિશોરના સુભાગ્યે હજી પ્રકાશ પથરાયો

નહોતો. અંધકાર તેનું રક્ષણ કર્તા થઈ પડ્યો. જીભથી પ્રભુનું નામ ઉચ્ચારતો કિશોર ભાગ્યપર વિશ્વાસ રાખી વૃક્ષપર લપાઈને બેસી રહ્યો, ત્યારબાદ લગભગ એક કલાકે ઝાડીમાં તપાસ અર્થે ગએલા બદમાસો પાછા આવ્યા અને કાર્યમાં નિષ્ફળતા પ્રાપ્ત થવાથી ગમગીન ચ્હેરે સાંઢણીઓપર સ્વાર થઈ કૃષ્ણપુરના પંથે પળ્યા. કિશોર તેમની પાછળ જોઈ રહ્યો. થોડીવારમાંજ તેઓ દૃષ્ટિ મર્યાદામાંથી અદ્રશ્ય થઈ ગયા. કિશોરનો ભય ઓછો થયો. તેણે પ્રભુનો ઉપકાર માન્યો. પ્રાતઃકાળ થયો હતો. ઠંડો પવન વ્હાતો હતો. પૂર્વમાં કુસુંબીરંગ છવાયો હતો. પક્ષીઓ મધુરા ટહુકારથી પ્રભાતના પ્રભાવને વધારી રહ્યાં હતાં. સર્વત્ર નંદનવનનો ભાસ થતો હતો. સમય રમણીય જણાતો હતો. કિશોર વૃક્ષપરથી નીચે ઉતર્યો. તેના હાથપગ અકડાઇ ગયા હતા. તેણે નીચે આવી આસપાસ દૃષ્ટિ ફેંકી. અરણ્ય જનશૂન્ય જણાયું. કિશોર આગળ વધવા તૈયાર થયો. તેની ડાબી બાજુએ એક પગથી જણાઇ; તે પગથી ઝાડીમાં જતી હતી. કિશોરે તે રસ્તે ચાલવા માંડ્યું. થોડે દૂર ચાલતાં તેણે વિકટ ઝાડીમાં પ્રવેશ કર્યો. આસપાસ વૃક્ષોનાં ઝુંડ આવેલાં હતાં. કંટકોનો તો સુમાર નહોતો. કિશોરને સાવચેતીથી પગલાંભરી આગળ વધવું પડતું હતું. તે પૂર્ણ સંભાળથી ચાલતો હતો; છતાં પણ તેના પગમાં કાંટા ભોકાતા હતા. તેણે પહેરેલાં વસ્ત્રો પણ કંટકવૃક્ષમાં ભરાવાથી ઠેકઠેકાણેથી ફાટયાં હતાં. આવી રીતનું કષ્ટ સહન કરતો કિશોર નાની પગથી પરથી પોતાનો માર્ગ કાપી આગળ ગમન કરતો હતો. તેના હૃદય સમૂહમાં આ વખતે અનેક તરેહના વિચાર તરવરી રહ્યા હતા. પોતાના ભાગ્યનું આવું દુઃખી પરીવર્તન જોઇ તેના શોકનો સુમાર નહોતો. પોતે આ અવનિમાં એકલો નિરાધાર છે જાણી મનમાં મુંઝાતો હતો, તેને કમળા વારંવાર યાદ આવતી હતી. તે મુખથી

"હા, કમળા, પ્રિય કમળા કહીને વારંવાર નિઃશ્વાસ નાખતો હતો. તે દુઃખી હૃદયે આત્મગત્ બોલતો હતો કે, " અરેરે ! મારી ગરીબડી કમળાનું શું થશે? અરે તે મારા વિના કેવી રીતે જીવન ધારણ કરી શકશે? તેનો અને મારો મેળાપ હવે ક્યાં થશે? હું તેની ખબર કેવી રીતે મેળવીશ? મારી કમળા દુષ્ટોના ત્રાસથી કેવી રીતે જીવન ગુજારી શકશે? હા! હું શું કરૂં? મારીપર દુઃખનાં ઝાડ ઉગવામાં હવે કંઇ બાકી રહ્યું નથી, અમારે કોઇનો આધાર નથી, આધારમાં ફક્ત શ્રી ભગવાનનોજ આધાર રહ્યો છે. હવે તો તે કરે તે ખરૂં. મ્હેં મારૂં જીવન તથા મારી કમળાનું જીવન તે દયાળુના હાથમાં સોંપ્યું છે. પ્રભો! આપને યોગ્ય લાગે તે કરો. દયાળુ! હવે હદ થઈ છે. દુઃખની પૂર્ણ કસોટી થઇ છે. હવે સહન થતું નથી. મારી પર દયા કરો. આપ દયાળુ કહેવાઓ છો. હું દીનસેવક આપને આશ્રયે આવ્યો છું. દુઃખ-સિંધુમાંથી તારનાર આપ સિવાય કોઇ નથી. પ્રભો! બચાવો, ઉગારો." આમ બોલતા કિશોરે દીનવદને આકાશપ્રતિ નિહાળી બે હાથ જોડ્યા. તેની આંખોમાં ઝળઝળીયાં જણાયાં, હૃદયમાં ડુમો ભરાઈ આવ્યો, કિશોર નીચે બેસી એક નાના બાળકની માફક રડી પડ્યો. રડવાનો અવાજ ચારે તરફ ફેલાઈ અરણ્યને પણ શૂન્ય—શાન્ત જણાવવા લાગ્યો. વિકટ અરણ્યમાં કિશોરને આશ્વાસન આપનાર કોઇ નહોતું. ફક્ત વૃક્ષોનાં ડાળાં પવનથી હાલી તેને શાન્ત થવાનું સૂચન કરતાં હતાં. કિશોરે રડીને હૃદય હલકું કર્યું. પહેરેલા વસ્ત્રથી અશ્રુ લ્હોઇ તેણે પુનઃ આગળ ચાલવું શરૂ કર્યું. મનુષ્ય વિહીન જંગલમાં કિશોર આગળ વધે જતો હતો. તેના હૃદયમાં આ વખતે ભયનો ભાસ નહોતો. હિંસક પ્રાણીયો તેને જોઇ આડાં અવળાં નાશી જતાં હતાં. એક પણ હિંસક પ્રાણી હજી તેની નજરે પડ્યું નહોતું; પણ ફક્ત

ઝાડીમાં તેમના દોડવાનો અવાજ સ્પષ્ટ સંભળાતો હતો. આવી રીતે માર્ગ કાપતો કિશોર ઘણીવારે ઝાડી વટાવી બહાર નીકળ્યો. ઝાડીની બહાર નીકળતાં તેને બે ઉંચા ડુંગરાઓની લાંબી હાર આવેલી જણાઈ. તે બન્ને હારની વચ્ચે એક નદી ખળખળ અવાજે વહન કરી રહી હતી. પવન ઠંડો વ્હાતો હતો, દેખાવ રમણીય લાગતો હતો. કિશોરનું ઉદ્વિગ્ન મન સ્હેજ શાન્ત થયું. તેણે આસપાસ નજર ફેરવી સૃષ્ટિ સૌન્દર્ય નિહાળ્યું. આખી રાત્રિનો ઉજાગરો; ઉપરાઉપરી પડેલી વિપત્તિઓ અને ચાલવાના શ્રમથી કિશોર અત્યંત શ્રમિત થયો હતો. તેણે આ સરિતાના કિનારે વિશ્રાન્તિ લેવાનો નિશ્ચય કરી કિનારે પડેલા એક પત્થરપર સ્થાન લીધું.

---

# પ્રકરણ ૯ મું.

## મહાત્માનો મેળાપ.

સૂર્ય ભગવાન પૃથ્વી પર્યટન કરવાને ક્યારનાએ નીકળી ચૂક્યા હતા, જગત સુવર્ણ સમાન પ્રકાશી રહ્યું હતું. પક્ષીયો ચારો ચરવાને નીકળી પડયાં હતાં. કિશોર જે સરિતા કિનારે બેઠો હતો; તે સ્થળ જનશૂન્ય હતું. મનુષ્યને આવવાનો સંભવ ઓછો હતો, નિર્જન સ્થાનમાં પૂર્ણ શાન્તિ વ્યાપેલી હતી. ક્યાં જનસમૂહનો ઘોંઘાટ અને ક્યાં આ અપૂર્વ શાન્તિ? બન્નેમાં કેટલો ફેર! ઓ ઉપાધી ગ્રસ્ત મનુષ્યો! જો તમારે શાન્તિનું સુખ અનુભવવું હોય તો કોઈ નિર્જન સ્થાનમાં જાઓ. ત્યાં તમને કુદરતની કંઇક ઓરજ કળા નજરે પડશે. તમે તે શાન્તિ સ્થળમાં તમારૂં દુઃખ ભૂલી જશો. પણ ઉપાધીગ્રસ્ત મનુષ્યો ક્યાંથી શાન્તિ સુખ શોધી શકે? સંસારની ઘટમાળમાં ગુંથાએલા મનુષ્યો

જ્યારે દુઃખી થાય છે ત્યારેજ શાન્તિને શોધે છે; ત્યારેજ પરમાત્માને પોકારે છે, પરંતુ તે પહેલાં તેમાંનું કંઇપણ કરતા નથી. સમય સમયનું કાર્ય કરે જાય છે. મનુષ્ય કંઇપણ કરવાને શક્તિવાન નથી. અભીમાની જીવાત્માઓજ હું સૌ કરૂં છું એમ માની લે છે. આવા તર્કવિતર્કમાં ગુંથાએલો કિશોર ઘણીવાર સૂધી શીલાસન પર બેસી રહ્યો. તેણે પ્રભુની કારીગરીનાં અનહદ વખાણ કર્યાં. વખાણને અંતે પ્રભુ પ્રત્યેના પ્રેમે તેનું માથું નીચે નમ્યું. કિશોરનું દુઃખી મન શાન્ત થયું, આત્મા આનંદ અનુભવવા લાગ્યો. તેની દૃષ્ટિ સરિતાના વહેતા જળ તરફ ઠરેલી હતી. પવન મંદમંદ વ્હાતો હતો. આ અરસ્સામાંજ એકાએક તેના કાને કોઇકનું ગાન સંભળાયું, ગાનનો અવાજ દૂરથી આવતો હતો. કિશોરે વિસ્મયતાથી એ તરફ જોયું, તો તેની અત્યંત અજાયબીની અંદર જણાયું કે, દૂર એક ભગવાં ધારી સંન્યાસી સરિતામાં સ્નાન કરે છે અને તેના મુખમાંથીજ આ સંભળાતું ગાન નીકળે છે. આ નિર્જન સ્થાનમાં સન્યાસીને જોઈ કિશોરના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેણે એકાગ્રતાથી ગાન શ્રવણ કરવા માંડયું. પવન મંદમંદ વાતો હોવાથી ગાન સ્પષ્ટ સંભળાતું હતું. ગાનનો અવાજ ચારે તરફ પથરાઈ રહ્યો હતો. ગાન દુઃખીને દિલાસારૂપ હતું. તેમાં કિશોરને તો ખાસ આશ્વાસન રૂપ હતું. આ સાથે તે ઘણું બોધપ્રદ પણ હતું. તે ગાન આ પ્રમાણે હતું.

ધારૂં તે કરૂં હું ધરા પર ઘણા એવું જનારા વદી,
જાણે જો જન જાત આપ બળને, બોલે ન એવું કદી.
દોરી છે જગનાથ હાથ, તુજને તે જેમ કુદાવશે,
તું કૂદીશ વિમૂઢ! તેમ, પણ કૈં તારૂં ન ધાર્યું થશે.
ડૂબે તું જળમાં બળે અનળમાં, કે પર્વતેથી પડે,

કે થાયે ગદ ગાદ્દ હાડ સળતાં, શું તુજથી સાંપડે?
ચાલે ત્યાં નહિ માનવી મતિ રતી જે આર્તી નાશી જશે,
તો તું ફોગટ ફૂલ્ય છોડ મનથી, તારૂં ન ધાર્યું થશે.

સૃષ્ટિના સહુ નીમ સૃષ્ટિ કરતા, કેરાજ છે હાથમાં,
રે'વું યોગ્ય જણાય છે મનુજને એ નીમના સાથમાં;
એવું સ્પષ્ટ સુણ્યા છતાં કયમ હજી તું આશ પાસે ફસે,
વિદ્વાનો પણ વાર વાર વદતા તારૂં ન ધાર્યું થશે,

તારો છે અધિકાર માત્ર કરવા કર્મો સ્વશક્તિ સમાં,
ને તેનું ફળ પામવું તુજ તણા તે તો નથી હાથમાં.
એ રીતે કથની કહી અનુભવી વ્યાસે ગીતાને વિષે,
તે સાચું ગણી વેણ હું કહું તને તારૂં ન ધાર્યું થશે.

એ માટે કર કામ, જે ફળ પછી આપે સુરાધિપતી,
સારૂં કે નરસું વિચાર વણ તે ચાખો ન ભાખો રતી.
તો અંતે સુખ–શાંતિમાં રહી અને દૃષ્ટાંતને પામશે,
શોચ્યાથી પણ નિર્ભયાત્મજ કથે, તારૂં ન ધાર્યું થશે.

અહા! મનુષ્યો આવું જાણે છે, છતાં અજ્ઞાને ઘેરાય છે; અને તેથીજ આ ભવસાગરમાં ડૂબે છે. સંસારમાં ભ્રમણ કરી રહેલા જનો! તમારી કેવી મૃગજળ જેવી આશાઓ?" આટલું વચમાં બોલી તે સંન્યાસીએ પુનઃ ગાન આગળ ચલાવ્યું.

તું જાણે નૃપ ચક્રવર્તી થઉં હું કે શક્ર સાચે થઉં,
કે પામું ધન, ધર્મ, મોક્ષ, મનની માની તરૂણી લઉં,
કે જાણે જગદીશ હુંજ બનું ને આજ્ઞા વિશે સૌ વસે,
તો તે સર્વે મનોરથો તુજ વૃથા તારૂં ન ધાર્યું થશે.

ઇચ્છે કોણ ન આપ અભ્યુદયને, કે ભોગના સુખને,
જોવા કોણ ચ્હાહે ન આપ ઘરમાં ચંદ્રાનના મુખને.

(પણ) જેવી કર્મની રેખ, લેખ વીધીના તેવુંજ તે દેખસે,
તે માટે મનમાં ન માર વલખાં, તારૂં ન ધાર્યું થશે.
લેવાને પણ ઇંદ્રરાજ્ય બળીએ શું શું કર્યું ના હતું,
ખોવાને ત્યમ વેદ જૈન જતીએ શું આચર્યું ના હતું.
વિશ્વામિત્ર સમી નવીન રચના કો' કોણ નીપાવશે,
તેઓ પાર પડ્યા નતો સમજ કે તારૂં ન ધાર્યું થશે.
ભૂલાવા યમ લક્ષ્ય, લક્ષ ધરીને તું લક્ષ રીતી કરે,
તોએ પુત્ર, કલત્ર, મિત્ર મરતાં તારૂં ન તેમાં સરે;
દૈવેચ્છા કરતાં વૃથા, તુંજ વૃથા હેરાન હાથે હસે,
તે માટે ધર શાંતિ મૂક મમતા, તારૂં ન ધાર્યું થશે.
પામે વૈભવ ભોગ સુખ યશ તો ચ્યા'તો નહીં દેહને,
દેખાવા દુખ રોગ કે મરણને વા'લાં તણા ગ્રેહને;
તોએ તેજ અવશ્ય આવી મળતાં યત્નો નકામા જશે,
જાણીને જન એમ મૂક મમતા, તારૂં ન ધાર્યું થશે.
પામે પિંડ વિપત્તિ વૃત્તિ જન જો જામે ઘણા કાળ તે,
વા સાધારણ રીતથી અધીક જો થાયે છ દુર્હાલ તે;
તો માગે મન મધ્ય મોત, મરવા ધારી ધરામાં ધસે,
તોએ તેજ બચે છ, તેમ જન હો ? તારૂં ન ધાર્યું થશે.
ક્યાં ક્યાં માનવી સાધ્ય સિદ્ધ કરવા જાતો નથી જોરથી,
શીશી શોધ ઉમેદ પાર પડવા તેણે કરેલી નથી;
શા શા સંકલ્પો સદૈવ સુખના તેને ન હૈયે વસે,
પુરા પાર પડ્યા ન કોઈ ત્યમ આ તારૂં ન ધાર્યું થશે,

ફુટેલો શ્રુત કુંભ તે ન કરવા સાજો તહારી ગતી,
તો દૈવી બળની પ્રત્યે ક્યમ કરી જીતે જનોની મતી;
હાર્યો હું હરી, હાય ! હાય ! નહવું, શે એમ હાથો ધસે,
તે તે થાય ચહે પરમેશ્વર યથા, તારૂં ન ધાર્યું થશે.
જાણે છે જન જાત સર્વ પણ તે ભૂલે છ માયા થકી,
આશા પ્રાસ તણો નિવાસ હૃદયે છોડ્યો ન છૂટે નકી;
સદ્વિદ્યા નથી શીખતા ક્યમ કરી અજ્ઞાન તેનું ખસે,
માને તો દ્રઢ માનજે હું કહું છું, તારૂં ન ધાર્યું થશે.

ધાર્યું ધરણીધરનું થાય છે, માનવ ધાર્યું વૃથા જાય છે. એ ગર્વઘેલા મનુષ્યો! તમે શું કરવાને શક્તિવાન છો તે જ્ઞાનદ્રષ્ટિએ વિચારી જુઓ અને મિથ્યા મદનો ત્યાગ કરી શ્રી નારાયણનું સ્મરણ કરો. આ ભવસાગરમાંથી તારનાર શ્રીહરીજ સમર્થ છે. માટે ચેતો, આળસ, પ્રમાદમાં વખત ના ગૂમાવો, કાળ કાતર લઇને બેઠો છે. દિવસ જતાં તમારા આયુષ્યની દોરી ટુંકી થતી જાય છે. પરલોકનું ભાતું તૈયાર કરી લ્યો. હરે રામ, હરે હરી, હરે કૃષ્ણ." આમ બોલતો તે સંન્યાસી સરિતામાં સ્નાન કરવા લાગ્યો. સ્નાન કરતાં પણ મુખેથી પ્રભુ સ્તુતિનું સ્તોત્ર લલકારતો હતો. આવા શાન્ત મસ્ત સંન્યાસીના ઉદ્દગાર સાંભળી કિશોરનું કષ્ટ ઓછું થઇ ગયું. તે શાન્તિ અનુભવવા લાગ્યો, તેણે થોડીવારે સ્નાન કરતા સંન્યાસી તરફ જોઇ આત્મગત્ બોલવા માંડયું.

"આ સાધુ મહારાજનાં દર્શનથી અને તેમના સુબોધક વચનોથી અત્યારે મને પૂર્ણ શાન્તિ થઈ છે. સંન્યાસી મહારાજ! આપનું કથન સત્ય છે. મનુષ્ય કંઇજ કરતો નથી. એ તો મિથ્યા મમત્વે કરીને હુંજ સર્વ કાર્યનો કર્તા છું એમ માની લે છે. પણ જ્યારે

ઠોકર વાગે છે ત્યારે સમજે છે કે હું ઠગાયો છું. આ સંસારની માયા અજબ છે. માયાએ ભલભલાને ભૂલાવી માર ખવડાવ્યો છે. માયાથીજ સૌ કોઈ મારૂં તારૂં માની લે છે પણ ખરૂં જોતાં તેમાંનું કંઈ કોઇ કોઇનું નથી. સર્વ રચના–ખેલ સ્વપ્ન સમ છે. પરમાત્મા! આવા માયાવી સંસારમાંથી પાર ઉતારનાર ફક્ત આપજ છો. હું આપને શરણે છું." આમ બોલતા કિશોરે પ્રભુને પ્રણામ કર્યા. બાદ કિશોર સંન્યાસી પાસે જવા ઉભો થયો, ચાલ્યો. સંન્યાસી સ્નાન કરી રહી સૂર્ય ભગવાન સામા ઉભા રહી પ્રભુ પ્રાર્થના કરતા હતા. કિશોર ધીમે પગલે ચાલતો તેમની પાછળ આવી ઉભો. તેણે સંન્યાસીને ધ્યાન ભંગ કરવાનું ઉચીત ધાર્યું નહિ, થોડીવારે સંન્યાસીએ પ્રાર્થના પૂર્ણ કરી પાછળ દ્રષ્ટિ કરી, તેમના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. નિર્જન અરણ્યમાં માણસને જોઈ તેઓને સ્હેજ ક્ષોભ ઉત્પન્ન થયો. તે તિક્ષણ નજરે કિશોર પ્રતિ નિહાળી રહ્યા. કિશોરે તુર્તજ જમીન પર પડી તેમને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. સંન્યાસીએ શાન્તવદને થોડીકવાર તેના મુખનું નિરીક્ષણ કરી તેને કહ્યું, "ઉઠ, ઉભો થા અને જણાવ કે તું કોણ છે?"

"પ્રભો! હું એક દુઃખી માણસ છું." કિશોરે ઉભા થઇ હાથ જોડી જવાબ આપ્યો.

"આ પૃથ્વી પર સર્વ દુઃખીયોજ વસે છે. જેની આંખ્યોએ અંધકારનાં પડળ વળ્યાં હોય છે તેજ દુઃખને દેખે છે. વારૂં, તારૂં નામ શું છે?" સંન્યાસીએ પૂછ્યું.

"મારૂં નામ..." કિશોર વિચારમાં પડયો, તરત સંન્યાસી મહારાજ બોલ્યા, "તું ગભરાઇશ નહિ. આ સ્થળે દુઃખ શોક નથી, આ તો પરમ શાન્તિ સ્થળ છે. શું આ સરિતાનો શિતળ પવિત્ર

પવન તને શાન્તિ અર્પણ કરી શકતો નથી?"

"હું શાન્ત છું. આ સ્થળમાં આવવાથી હું દુઃખ શોક ભૂલ્યો છું; પણ જેણે હમેશાં ભયને અનુભવ્યો છે, તે ભયને એકદમ કેવી રીતે ત્યાગી શકે? મારા આ શરીરના નાશને માટે અનેક શત્રુઓ પ્રયાસ કરી રહ્યા છે, હું આ શરીરનો મોહ હજી ત્યાગી શક્યો નથી એથીજ ભયગ્રસ્ત થાઉં છું. મહારાજ! આપનાં દર્શનથી હું પાવન થયો છું. હું ભયને ત્યાગી આપના શરણમાં રહેવાને ઇચ્છું છું. હું સંસારથી પૂર્ણ કંટાળ્યો છું, આશા છે કે મને આપના ચરણમાં સ્થાન આપશો!"

કિશોરની વાત શ્રવણ કરી સંન્યાસી ક્ષણપર્યંત વિચારમાં પડ્યો, તેટલા અરસ્સામાં તેણે આંખ્યો બંધ કરી પુનઃ ઉઘાડી કહ્યું, "તારૂં નામ શું છે?"

"મને કિશોર કહીને સૌ બોલાવે છે?"

"તારૂં સત્ય નામ એજ છે?"

"હાજી."

"તારૂં નિવાસસ્થાન?"

"હાલ તો આ સ્થળ."

"તું ભેદમય બોલે છે?"

"પ્રભુ! હું સત્ય બોલું છું. મારૂં નિવાસસ્થાન નષ્ટ થયું છે. હું નિરાધાર છું."

"તારી જન્મભૂમિ તો જણાવ?"

"મારી જન્મભૂમિ અહીંથી ઘણે દૂર આવેલી છે. મારી કર્મકથા ઘણી લાંબી છે."

"મને જણાવવામાં કંઈ હરકત છે?"

"ના."

"ત્યારે તારી તમામ હકીકત જણાવ?" કહી સંન્યાસી કિશોરને નીચે બેસવાનું કહી એક શીલા પર બેઠા. સંન્યાસીની આજ્ઞા સાંભળી કિશોરે પોતાની તમામ દુખદ્દવાર્તા કહી સંભળાવી, કે જે કહેતાં તેની આંખ્યોમાંથી અશ્રુ પ્રવાહ વહેવા લાગ્યો. તેની સઘળી વાર્તા શ્રવણ કરી સંન્યાસી મહારાજ પણ દુઃખી થયા હોય એમ તેમના મુખ મંડળ પરથી જણાયું, તે ઘણીવાર સુધી મૌન બેસી રહ્યા. કિશોર દીનવદને તેમની સામે જોઈ રહ્યો. થોડીવારે સંન્યાસી મહારાજે મૌનપણાનો ત્યાગ કરી કહેવા માંડ્યું.

"કિશોર! પૂર્વના સંસ્કાર યોગે કરીનેજ તું આજ પર્યંત દુઃખી થયો છે. પરંતુ એ દુઃખમાં તારી કસોટી થઇ છે. કષ્ટમાં પણ તું નીતિના માર્ગથી ચલીત થયો નથી. એથી સિદ્ધ થાય છે કે તું ભવિષ્યમાં સુખી થઇશ. કિશોર! રાત્રિ દિવસની માફક સુખદુઃખની ઘટમાળ આવે જાય છે. તું શાન્ત છે, સઘળું સમજે છે. છતાં શ્રી ભગવદ્ ગીતામાંનાં પ્રભુ વાક્યોનું મનન કરી જો; એટલે આપોઆપ તારૂં હૃદય દુઃખ ઓછું થઈ જશે."

"મહાત્મન્ એ વિભુ વાક્યોના મનનથીજ હું આજ પર્યંત દુઃખમાં ધૈર્ય ધારણ કરી શક્યો છું."

"અને એથીજ તું તારો સંસાર સમૂહ સુખરૂપ તરી શકીશ, વત્સ! ઉઠ, ઉભો થા; અને આ પવિત્ર સરિતામાં સ્નાન કરી મારી સાથે આશ્રમે અવવા તત્પર થા."

"જેવી આજ્ઞા." કહી કિશોર ઉભો થયો અને સંન્યાસી મહારાજ પાસેથી પલાળવાનું વસ્ત્ર બદલી જયગંગે કહી સરિતામાં પડ્યો. પ્રભુ સ્તુતિ કરતા કિશોરે સ્નાન કરી વસ્ત્ર પહેરી લીધાં અને પછી શ્રી

સવિતા ભગવાનને પ્રણામ કર્યા. આટલીવાર સુધી સંન્યાસી મહારાજ કંઈક ઉંડા વિચારમાં પડયા હતા. સંન્યાસીને શાના વિચાર થતા હશે? તે આપણને શી ખબર પડે? એતો એમનું મનજ જાણે. પરંતુ એટલું તો નક્કી જણાતું હતું કે તેઓ કંઈક મહાન્ વિચારમાં પડયા હતા.

## પ્રકરણ ૧૦ મું.

### સંન્યાસીથી શાન્તવન.

વિચારવશ સંન્યાસી ક્ષણે ક્ષણે સ્નાન કરતા કિશોર પ્રતિ નિહાળતા હતા. કિશોરને તૈયાર થએલો જોઈ પોતે ઉભા થયા અને નદીમાંથી કમંડળ ભરી લઈ આગળ ચાલ્યા. કિશોર તેમની પાછળ-પાછળ જવા લાગ્યો. બન્નેમાં મૌન પ્રવર્તાયું હતું. આગળ ચાલતા મહાત્મા થોડીવારે કિશોર સાથે એક ડુંગરપર ચઢી બીજી બાજુએ ઉતર્યા. એ તરફ એક લાંબી-પહોળી ખીણ આવેલી હતી. અનેક પ્રકારનાં વૃક્ષોપર વિવિધ પ્રકારનાં નાના મોટાં ફળ પણ ઝુકી રહ્યાં હતાં. જાતજાતનાં પક્ષીયો મધુર શબ્દે બોલી આ રમણીય વનની શોભામાં વૃદ્ધિ કરી રહ્યાં હતાં. ઉન્હાળાની ઋતુ હોવા છતાં શિતળ સમીર સુખ આપતો હતો. હરીણ વગેરે નાનાં પ્રાણીઓ નિર્ભયતાથી ચારે તરફ ફરી કુમળું ઘાસ ચરતાં હતાં. કિશોર આસપાસની રમણીયતા નિહાળતો સંન્યાસીની પાછળ ચાલ્યો જતો હતો. આગળ ચાલતા મહાત્મા થોડીવારે એક ગુફાદ્વાર આગળ આવી અટકયા. ગુફાદ્વાર આગળ બે મૃગચર્મ પાથરેલાં હતાં. એક મોટો લાકડાનો કટકો સળગી રહ્યો હતો. બે ત્રણ તુંબી પાત્રો આમતેમ પડેલાં હતાં. એક મોટો લાંબો ચીપીયો અગ્નિકુંડ આગળ પડેલો હતો. આવું જોઈ

કિશોરે જાણી લીધું કે સંન્યાસી મહારાજનો આશ્રમ આજ હોવો જોઇએ. કિશોરનું માનવું સત્ય હતું. મહાત્માએ તેને એક આસન તરફ આંગળી કરી બેસવાનું સૂચન કર્યું અને પોતે પણ કમંડળ નીચે મૂકી ભીંજાએલાં વસ્ત્રોને વૃક્ષપર સુકવી આસન પર બેઠા. તે પછી પોતે કિશોરને ભગવત ધ્યાન ધરવાનું સૂચવી ધ્યાનસ્થ થયા. કિશોરે ભગવત ધ્યાન ધરવાને આંખ્યો બંધ કરી; પણ ધ્યાનસ્થ થઈ શક્યો નહિ. તેને અવનવા વિચારો આવવા લાગ્યા. ધ્યાનમાં રંક કમળા કષ્ટથી રીબાતી જણાઇ. કિશોરની આંખ્યોમાં અશ્રુ ઉભરાયાં, તે મુખથી ફક્ત એટલુંજ બોલી શક્યો કે, હર, હર, આ શી વિટંબના? કમળાની આ શી દશા!"

આટલું બોલી તેણે ધ્યાનસ્થ મહાત્મા સામે જોયું, સંન્યાસી મહારાજ હજી ધ્યાનસ્થ હતા. લગભગ એક કલાકે "જય સચ્ચિદાનંદ પ્રભુ" કહી તેમણે નેત્રો ઉઘાડી કિશોર સામે જોઈ કહ્યું, "વત્સ! હું ધારૂં છું કે હજી તારૂં હૃદય સ્વસ્થ થયું નથી?"

"મહાત્મન્! આપનું ધારવું સત્ય છે. મારા હૃદયમાં અશાન્તિ ઉત્પન્ન થઈ રહી છે."

"તારી અશાન્તિનું કારણ શું છે?"

"ફક્ત એક નિર્દોષ રંક બાળા."

"તું તારી કમળા વીષે કહે છે ને?"

"હાજી, મને તેના માટે ઘણુંજ લાગી આવે છે. તેને ઘણું કષ્ટ પડતું હશે. મ્હેં પ્રભુનું ધ્યાન ધરવા આંખ્યો બંધ કરી, પણ તેમાં તેનું દયામણું મુખ જણાયું. પ્રભો! તે રંક બાલીકા અસહાય છે, પિશાચના પંજામાં ફસાએલી છે; તેનું રક્ષણ કોણ કરશે? તેનું શું થશે?"

"કિશોર! શું તું જાણતો નથી કે સૌનું રક્ષણ કરનાર દયાળુ પ્રભુ સર્વત્ર વ્યાપી રહેલા છે? જે સર્વ સૃષ્ટિનું પાલન કરે છે; તેજ

કમળાનું પણ રક્ષણ કરશે. તારા કરતાં તે દયાળુ પ્રભુને તેની લાગણી વધારે છે. કારણ કે તેને આ સંસારમાં જન્મ દેનાર તે પોતે જ છે. જ્યારે તેમણે અવતાર આપ્યો છે, ત્યારે તે કેમ ભૂલશે? કિશોર! વિચારી જો કે માતાના ઉદરમાં રહેલા પ્રાણીનું રક્ષણ કોણ કરે છે? અવાચક પશુ પંખીઓનું પાલન કોણ કરે છે? વળી ત્હેં નથી સાંભળ્યું કે અનેક નિર્દોષ માણસોને ખરા સમયે શ્રી પરમાત્માએ સ્હાય આપી હતી? આવું જાણે છે; છતાં શા માટે ભૂલે છે? માટે સ્વસ્થ થા; વ્યાકુળ રહેવાથી કાંઈ પણ વળનાર નથી."

"પ્રભો! હું બધું સમજું છું; પણ મારૂં હૃદય કયમે કરીને શાન્ત થતું નથી. મારી રંક કમળા પ્રતિપળે યાદ આવ્યા કરે છે, જીવ્હા તેનોજ જાપ જપી રહી છે. તે હાલ દુઃખમાં દટાએલી છે. જો વેળાસર તેના રક્ષણના ઉપાય લેવામાં નહિ આવે તો કમળા આ સંસારનો ત્યાગ કરી સ્વર્ગમાં સીધાવશે."

"કિશોર! કમળા પ્રત્યે તારો પ્રેમ અજબ છે. હું તે જાણીને પ્રસન્ન થયો છું. કમળાનું રક્ષણ કરવાનો ઉપાય હું તને આ ક્ષણેજ બતાવું છું."

"બતાવો, બતાવો, તે કુમળી બાળાને અકાળે મરણને શરણ થતી બચાવવાનો ઉપાય બતાવો. હું સદાકાળ આપનો ઋણી રહીશ."

"શાન્ત થા અને હું કહું તે ધ્યાનપૂર્વક શ્રવણ કર. કિશોર! તને ખબર તો છે કે આ સમયે ચારે તરફ ચોરી લુંટફાટ ખૂન વગેરે પૈશાચિક કાર્યો ચાલી રહ્યાં છે. સર્વત્ર સ્વાર્થને માટે રક્તના પ્રવાહ વહી રહ્યા છે. કુસંપ ઇર્ષ્યાથી જનસમાજ અધોગતીએ પહોંચતો જાય છે. એક વખતના પૂર્ણ જાહોજલાલીવાળા દેશની અત્યારે કેવી દુર્દશા થઈ રહી છે? અને હજી ભવિષ્યમાં શું થશે તે ભગવાન જાણે. આ

સમય એવો છે કે દરેકનો જીવ જોખમમાં છે. કઇ પળે પ્રાણ જશે તે કહી શકાતું નથી. ગરીબ નિર્બળ જનોને ઘણું જ સહન કરવું પડશે. કિશોર! આજકાલ સર્વત્ર અરાજકતા વ્યાપી રહી છે. પરંતુ પ્રભુ ઘણા જ દયાળુ છે. તેમણે નિર્દોષ મનુષ્યોના રક્ષણાર્થે જ પેલા કળા-કૌશલ્યવાન ગોરા સાહેબોને આ દેશમાં મોકલ્યા છે. તેઓ નિર્દોષનું રક્ષણ કરે છે અને દુષ્ટોનો નાશ કરે છે......" સંન્યાસીને વધુ બોલતા અટકાવી કિશોર વચ્ચે બોલ્યો, "મહાત્મા! આપણી વાર્તાને એ વાત સાથે શું સંબંધ છે?"

"કમળાનું રક્ષણ એક સાહેબ જ થઇ શકશે?"

"શું તે મારી કમળાને બચાવશે?"

"હા, કારણ કે તે ઘણા જ દયાળુ હોય છે; તેમાં વિશેષે તેઓ સ્ત્રી જાતી પ્રત્યે તો અપૂર્વ માન ધરાવે છે."

"ત્યારે તો તે ખરેખરા દેવલોક જ કહી શકાય. હું જે ગામમાં રહેતો હતો; ત્યાં તેમના વિષે અનેક તરેહની વાતો ચાલતી. સઘળા તે ગૌરવર્ણના મહાશયોના ગુણગાન ગાઇ રહ્યા છે. જો તેઓ પરો-પકારી, ન્યાયી, દયાળુ હશે તો તેમનું પરમાત્મા કલ્યાણ કરશે અને તેમનાં યશોગાન ચારે તરફ ગવાશે. ગુરૂજી! શું તે આપણું કલ્યાણ કરવાને જ આ દેશમાં આવ્યા છે?"

"હા."

"ત્યારે વેપાર શા માટે કરે છે?"

"પોતાના પોષણને માટે તેઓ વેપાર ન કરે તો શું કરે?"

"કોઇ સારી નોકરીઓ કરે."

"તેઓ નોકરીને ધિક્કારનારા છે. તેઓ સ્વતંત્ર ભૂમિમાં જન્મ્યા છે; બાલ્યકાળથી જ તેમના કર્ણમાં સ્વતંત્રતાનો મહામંત્ર

ફુંકવામાં આવ્યો છે; આમાંના ઘણાક નોકરીને ધિક્કારી સ્વતંત્ર ધંધાને ચાહે છે."

"વળી મ્હેં એમ પણ સાંભળ્યું છે કે તેમણે વ્યાપારની સાથે કેટલાક નગરોપર પોતાની સત્તા જમાવવા માંડી છે?"

"હા, તેમના તાબાની પ્રજા હાલ સંપૂર્ણ સુખી છે."

"ત્યારે તેઓ આજકાલ એમ શા માટે કહે છે કે અમે તો વેપાર કરવાને આવ્યા છીએ, અમે રાજ્ય કરવાને આવ્યા નથી? જ્યાં સુધી શાન્તિનું સામ્રાજ્ય સ્થપાશે નહિ, ત્યાં સુધી અમે તમારૂં રક્ષણ કરીશું. આવું કહેનારા એ ચતુર પુરૂષો શાન્તિ સ્થપાયા પછી પોતાના દેશ પાછા ચાલ્યા જશે ખરા કે?

"કિશોર! આ તારો પ્રશ્ન વિચિત્ર છે. રાજનીતિ સમજવાને તને હજી ઘણો સમય જોઇએ. મને ઉંડો વિચાર કરતાં એમ જણાય છે કે આ વ્યાપારી લોકો સમય આવે આખા દેશપર સત્તા ચલાવશે અને પ્રજાનું રૂડી રીતે પાલન કરશે. તેમના રાજ્ય અમલથી પ્રજા ઘણી આગળ વધશે. લુંટફાટ, ચોરી ઇત્યાદિ બંધ પડી જશે. સર્વને સમાન ન્યાય મળશે. સૌ નિર્ભય થઇને ફરશે; અને અત્યારની ત્રાસ પામેલી પ્રજા એક વખતે આ સુચતુર લોકોના રાજ્યની રામરાજ્ય સમાન પ્રશંસા કરશે. પરમકૃપાળુ પરમાત્મા તેમના હૃદયમાં સદાકાળ સુબુદ્ધિજ રાખ્યા કરો. કિશોર! આપણે બીજી બાબતો ઉપર ઉતરી પડ્યા. હવે હું કહું તે સાંભળ. આપણા આ આશ્રમથી પૂર્વ દિશાના માર્ગે પ્રયાણ કરતાં એક નાનકડું ગામ આવે છે. તે ગામ અહિંથી બાર ગાઉના અંતર ઉપર આવેલું છે. તે ગામમાં એક સાહેબ પડાવ નાંખીને પડ્યો છે. તે મારો પરમ મિત્ર છે. તેમનું નામ વીલીયમ સાહેબ છે. તેઓ ઠગ, ચાંચીયા વગેરે બદમાસોને પકડવા નીકળ્યા છે. હું તને

એક ચિઠ્ઠી લખી આપું, તે લઈ તું તેમની પાસે જજે. તે સાહેબ તને તુર્તજ જોઇતી મદદ આપશે. ”

“ આપને અને તે સાહેબને મિત્રતા ક્યાંથી થઇ? જો હરકત જેવું ન હોય તો મારા હૃદયનું સમાધાન કરો. ”

“ કિશોર! એ વાત ઘણી લાંબી છે. અત્યારે કહેવા જેટલો સમય નથી. પણ તને ટુંકામાં જણાવું છું કે, લગભગ ચારેક વર્ષપર હું એક જંગલમાં પર્ણકુટી બાંધીને રહેતો હતો. તે અરસામાં ઠગલોકોને પકડવા અને લુંટારા વગેરે બદમાસોથી રસ્તા નિર્ભય બનાવવા વીલીયમ સાહેબ તેમના રસાલા સાથે નીકળ્યા હતા. તેમણે મારી પર્ણકુટીવાળા જંગલમાં આવી પડાવ નાંખ્યો. તે જાતે ઘણા સારા માણસ છે. તેમનામાં અભિમાન તો છેજ નહિ. તે કંપની સરકારનો મોટો અમલદાર છે, છતાં દરેકની સાથે મીઠાશથી વાત કરે છે. તે દરરોજ મારી પર્ણકુટીએ આવતો. તે ભાંગ્યું તુટયું હિંદી બોલી શકતો હતો; આથી મને તેની સાથે વાતચીત કરતાં બહુ અગવડતા નડતી નહોતી. ચાર પાંચ દિવસ વિતતાં તે અને હું એક બીજાને પ્રેમથી ચાહવા લાગ્યા. મારા ઉપદેશથી તે મારી પ્રત્યે માનપૂર્વક નજરે જોવા લાગ્યો અને મોડી રાત સુધી મારી પાસે બેસી રહી નવીન વાતો સાંભળતો.

આવી રીતે લગભગ પંદર દિવસ વિતી ગયા. એવામાં એક મધ્યરાતના લુંટારૂ ટોળાએ વીલીયમ સાહેબની છાવણીપર એકાએક હુમલો કર્યો. સાહેબનાં માણસો બહાદુરીથી સામે થયા પણ અંધારાના સબબે અને લુંટારૂઓની સંખ્યા વધારેના લીધે ફાવી શક્યા નહિ. ઘણા મરણ પામ્યા, કેટલાક નાશી ગયા. એ વખતે વીલીયમ સાહેબ મારી પર્ણકુટિમાં હતો. લુંટારાઓ તેની છાવણી

લુંટી મારી ઝુંપડી તરફ આવ્યા. વીલીયમ બંદૂક તૈયાર કરી તેમની ભેટ લેવા તૈયાર થયો; પણ મ્હેં તેને સમજાવી ઝુંપડીની પાછળ આવેલી એક પડી ભાગેલી વાવ્યમાં છૂપાવ્યો. તે વાવની આસપાસ ઘાસ ઉગેલું હતું. ઘાસથી વાવ ઢંકાઇ ગએલી જણાતી. આ સ્થળે વાવ છે એવી લુંટારાઓને ખબર નહોતી. થોડી વારમાં સઘળા લુંટારાઓએ મારી ઝુંપડી આગળ આવી બૂમેબૂમ પાડવા માંડી. હું બહાર નીકળ્યો. તેમાંના એકે મને મોટા અવાજથી પૂછ્યું કે, તારા ઝુંપડામાં કોઇ ગોરો સાહેબ છૂપાયો છે કે ?"

મ્હેં તેઓને ના કહી, પણ તેઓને મારી પર વિશ્વાસ આવ્યો નહિ, આથી સઘળા મારી ઝુંપડીમાં પેસી ચારે તરફ ફરી વળ્યા; પણ અંદર કોઈ જણાયું નહિ. અંતે તેઓ બહાર નીકળ્યા અને બીજી બાજુ તરફ ચાલતા થયા. આ વખતે અંધકાર વ્યાપેલો હતો. મ્હેં થોડીવારે ઝુંપડીની પાછળ જઇ વીલીયમને બહાર નીકળવાનું કહ્યું, તરત વીલીયમ બહાર નીકળ્યો. અંદરની હવડ હવાથી કંટાળેલો વિલિયમ મારી સાથે ઝુંપડીમાં આવ્યો, અમે નીચે બેસી વાતો કરવા લાગ્યા. અમને નીચે બેઠે ભાગ્યેજ પાંચ મીનીટ થઇ હશે એટલામાં તો ઝુંપડીની બહાર કંઇક ખડખડાટ થતો અમને સંભળાયો. અમે ચમક્યા, દીવાનું સાધન લુંટારાઓએ ફેંકી દીધેલ હોવાથી દીવો પણ કેવી રીતે કરી શકીએ? અમે ઉભા થયા. એવામાંજ બહારથી એક જણ બોલી ઉઠયો કે, "સાલા સાધુએ આપણને ઠગ્યા છે, તેની ઝુંપડીમાં ગોરો સાહેબ છે. ચાલો આપણે તે લુચ્ચા સાધુને અને ગોરાને બાંધી આપણા સરદાર પાસે લઇ જઇએ."

મ્હેં સઘળું રહસ્ય જાણી લીધું, તેઓના બોલવાના અવાજ પરથી તેઓની સંખ્યાનો આશરો પણ જાણી લીધો. બદમાસોની

સંખ્યા પાંચ જણાની હતી. મ્હેં વીલીયમને તૈયાર થવાનું સૂચવ્યું. તે ભરેલી બંદુક સાથે તૈયારજ હતો. તેણે કમ્મરે લટકતી સમશેર મારા હાથમાં આપી. આ સમયેજ પેલા પાંચે જણા મારી ઝુંપડીમાં પ્રવેશ્યા, વીલીયમે બંદુક ચાંપી, અવાજ થયો; એક લુંટારો ચીસ પાડી પડયો. જંગલ ધ્રુજી ઉઠયું. બાકીના ચાર બદમાસોએ કારમી કીકીયારી કરી અમારી પર હલ્લો કર્યો. વીલીયમે બંદુકના બ્હારથી બીજાને પાડયો: પણ એટલામાં તો ત્રણ કદાવર દુષ્ટો તેને વળગી પડયા. વીલીયમના હાથમાંથી બંદુક પડી ગઈ, તત્કાળ મ્હેં દોડી જઈ તેને વળગેલા દુષ્ટોમાંથી એકનું માથું ઉડાવી દીધું, તરત બીજાની પણ એ ગતી કરી અને બાકી રહેલા એકને વીલીયમે પૂરો કર્યો. અમે શત્રુ-ઓથી નિર્ભય થયા; પણ અમારે માટે મોટો ભય હજી તો બાકી હતો. દુષ્મનોનું જે ટોળું આગળ ગયું હતું, તે બંદુકોના અવાજથી પાછું આવતું હોય એમ જણાયું. તેઓ બુમેબુમ પાડતા ઘણાજ ઝડપથી અમારી ઝુંપડી તરફ આવતા હતા. હવે બચવું મૂશ્કેલ છે ધારી મ્હેં અને વીલીયમે ત્યાંથી પસાર થવાનો નિશ્ચય કર્યો. વીલીયમ અને હું તરત ઝુંપડીની બહાર નીકળી ઉતાવળે પગે ચાલવા લાગ્યા. લગભગ એ માઇલ દૂર ગયા પછી અમારે કાને બંદુકોના અવાજ સંભળાયા. મ્હેં પાછું વાળીને જોયું તો મારા ઝુંપડા તરફ આગ લાગી હોય એવું અજવાળું જણાયું. અમને ઝુંપડામાં નહિ જોવાથી બદમાસોએ ઝુંપડું સળગાવી મૂકેલું હોવું જોઇએ. મ્હેં વીલીયમને ઝુંપડા તરફ જોવાનું કહ્યું. વીલીયમે એ તરફ જોઈ ગુસ્સાથી દાંત કચકચાવ્યા.

આ પછી અમે પાછું વાળીને જોયા વિના ઝડપથી આગળ વધવા લાગ્યાં. રાત્રિના કારણે અમે કયે રસ્તે જઇએ છીએ તેની માહિતી નહોતી. અમે માર્ગ વચ્ચે આવતાં વૃક્ષો સાથે અંધકારને લીધે અથડાઈ

પડતા હતા. પગમાં વારંવાર ઠોકરો વાગતી હતી, સુભાગ્યે વીલીયમના પગમાં આખા બુટ અને મારા પગમાં જોડા હતા, અમારાં વસ્ત્રો કાંટા-માં ભરાઈ ફાટતાં હતાં. આવી રીતનું કષ્ટ સહન કરતા અમે દશેક ગાઉ કાપી નાખ્યા. રાત્રિનો છેલ્લો પ્રહર ચાલતો હોય એમ મ્હેં આકાશમાં ઉગેલાં નક્ષત્રો પરથી અનુમાન કરી જાણ્યું. અમને થાક પુષ્કળ લાગ્યો હતો. આગળ વધવાનો માર્ગ પણ એક ડુંગરે વચ્ચમાં આવી બંધ કરી દીધો હતો. અજવાળું થાય તો માર્ગ ખોળાય, અમે બન્નેએ પ્રાતઃકાળ સુધી ત્યાંજ બેસી રહેવાનો નિશ્ચય કર્યો. એક વૃક્ષ નીચે અમે બેસી વાતો કરવા લાગ્યા. બાદ સવાર થતાં માર્ગ ખોળી અમે પંથે પળ્યા અને એક ગામમાં આવી બે ઘોડા ખરીદયા. આ વખતે વીલીયમની કમ્મરે લટકતા પાકીટમાં પાંચસો રૂપાના સીક્કા હતા. તેમાંથી ઘોડા તથા બીજો સામાન ખરીદયો અમે તે ગામમાં ખાવાનું પણ ખાઈ લીધું. ગામના લોકો મને ભગવા વેશમાં અને વીલીયમને સાહેબી પોશાકમાં જોઈ અમારી આસપાસ જોવાને એકત્ર થતા. તે સાંજના અમે એક ભોમીયો સાથે રાખી અમારી મુસાફરી આગળ લંબાવી અને અંતે સુરત આવ્યા. ત્યાં સાહેબ લોકોની મોટી છાવણી હતી. વીલીયમ તેના રહેવાના એક મોટા મકાનમાં મને લઈ ગયો. તેણે તેના ઉપરી અધિકારી સાહેબને સઘળી વાત જણાવી; અને તે મોટા સાહેબ સાથે મારૂં ઓળખાણ કરાવ્યું. તે પછી પંદર દિવસ ત્યાં રહી વીલીયમ વળી પાછો સો. સૈનિકો સાથે લુંટારાઓને પકડવા નીકળ્યો. હું પણ તેની સાથે ચાલ્યો, અમે ૭ માસ સાથે રહ્યા. વીલીયમે ઘણા ઠગ, લુંટારાને પકડી કારાગૃહમાં પૂર્યા. મારો અને તેનો ગાઢો સ્નેહ બંધાયો. બાદ તેને સરકાર તરફથી મોટો ઓધ્ધો મળ્યો. તેણે મને તેની સાથે રહેવાનું કહ્યું; પણ મારા જેવા સંસારથી વિરક્ત રહેનાર

સંન્યાસીને તેની સાથે રહેવું યોગ્ય નહિ લાગવાથી મ્હેં તેને સવિનય ના પાડી જંગલમાંજ રહેવાની ઇચ્છા જણાવી.

છેવટે વીલીયમ મારી સાથે હાથ મેળવી જવાને તૈયાર થયો. અમે છૂટા પડવાના હોવાથી અમને ઘણું લાગી આવ્યું, અમારી આંખ્યોમાં જળ ઉભરાયું. વીલીયમે કોઈ વખતે મળવાનું અને જરૂર પડે કાર્ય ફરમાવવાનું સૂચન કરી તેના માણસો સાથે પ્રયાણ કર્યું, હું તેની પાછળ તે નજરથી દૂર થયો નહિ ત્યાં સુધી જોઇ રહ્યો. તે પછી તેના મંગળને માટે પ્રભુની પ્રાર્થના કરી આગળ વધ્યો અને છેવટે ફરતો ફરતો આ એકાન્ત સ્થળે આવી ચઢ્યો. આ સ્થળ મને રમણીય લાગવાથી મ્હેં આ સ્થળેજ નિવાસ કર્યો. આ સ્થળે રહેતાં મને લગભગ પાંચ છ વર્ષ વિતવા આવ્યાં છે."

આટલી વાર્તા કરી સંન્યાસી શાન્ત રહ્યો. કિશોર વિસ્મયતા પૂર્વક સઘળી વાત શ્રવણ કરી બોલ્યો, "પ્રભો! આ વાતમાં આપના પૂર્વાશ્રમ સંબંધે આપે કેમ કાંઇ જણાવ્યું નહિ ?"

સંન્યાસીએ કહ્યું, "કિશોર! કોઈ કુદરતી ખેંચાણના કારણે તારી પર મને અપૂર્વ સ્નેહ ઉપજે છે. મારો પૂર્વાશ્રમ હું તને અવશ્ય કોઈક વખતે જણાવીશ."

"હું આપનાથી હવે જુદો પડનાર છું. પુનઃ આપનાં દર્શન ક્યારે થશે કે જેથી આપનું તમામ વૃતાંત જાણવાનો આ સેવકને લાભ થાય ?" કિશોરે પૂછ્યું.

"હું તને થોડા સમય પછી મળીશ. આપણું મિલન જે સમયે થવાનું હશે તે વખતે એની મેળે અચાનક થઈ જશે. કિશોર! તું આજની રાત્રિ પૂર્ણ કરી સવાર થતાં પંથે પળજે અને હું ચિઠ્ઠી લખી આપું તે લઈ વીલીયમ સાહેબને મળજે."

"આપનો ઘણોજ ઉપકાર થયો, હું આજથી જીવનપર્યંત આપનો ઋણી છું."

આ પછી સંન્યાસીએ એક ભોજ પત્ર પર લખાણ કર્યું અને તે પત્ર વાળી કિશોરને આપી સૂચવ્યું કે, આ વીલીયમ સાહેબને આપજે. કિશોરે માથું નમાવી સૂચના અંગીકાર કરી. બાદ તે મહાત્મા ઉભા થઇ ગુફાના આકારના ગૃહમાં જઇ એક મોટા કોળા જેવડું ફળ લઈ આવ્યા અને તે ફળને તેમણે અગ્નિ વચ્ચે મૂક્યું. અગ્નિમાં તેને એક કલાકના અરસા સૂધી રહેવા દઇ બહાર કાઢ્યું, કિશોર વડનાં મોટાં પાંદડાં તોડી લાવ્યો. પાંદડાં પાથરી ફળને ઉપર ગોઠવવામાં આવ્યું અને પછી સંન્યાસીએ તેની પર લાંબા ચીપીઆના બે પ્રહાર કર્યા, કે તત્ક્ષણ તે ફળના બે ભાગ થયા અને તેમાંથી અર્ધા આંગળ જેટલા લાંબા ચોખાના દાણાનો આકાર બહાર પડ્યો. મહાત્માએ કિશોરને ખાવાનું સૂચવ્યું. કિશોરે દાણા મૂખમાં મૂક્યા. તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. એ ચોખા જેવા દાણા તેને ઘણાજ સ્વાદિષ્ટ લાગ્યા, પાંચ કોળીયા મુખમાં જતાં કિશોરનું પેટ ભરાઇ ગયું. કિશોરે આવા દેવતાઇ ફળ વિષે મહાત્માને અનેક પ્રશ્ન પૂછ્યા, પણ મહાત્માએ વિશેષ કંઇ નહિ જણાવતાં ફકત એટલુંજ કહ્યું કે, "આ સ્વર્ગ ભૂમિમાં આવાં અનેક ફળ પાકે છે; પણ તેની શોધ કરનાર કોઈ નથી. આવી જાતના ફળથીજ મારૂં જીવન વ્યતિત થાય છે. પ્રભુની કળા ન્યારી છે."

કિશોરે વધુ કંઇ પૂછ્યું નહિ, અંતે રાત્રિ પડી. સંન્યાસીએ સાયંસંધ્યા પૂજન ધ્યાન વગેરેથી પરવારી બીજી જાતનું ફળ પકવ્યું, તે પ્રથમના કરતાં વધુ મીષ્ટ જણાયું. કિશોર તો આશ્ચર્ય ચકિત બની ગયો. ફળ પ્રાસન પછી સંન્યાસીએ મોડા સૂધી કિશોરને

ધર્મોપદેશ કર્યો. બરાબર મધ્યરાત્રિ થતાં કિશોરને ગુફામાં જઇ સુવાની આજ્ઞા થઇ. કિશોર ગુફામાં ગયો. અંદર બે તુંમડા, એક મૃગચર્મ અને એક સમાધી કરવાની લાકડાની ઘોડી સિવાય અન્ય કાંઇ જણાયું નહિ. ત્યારે મહાત્મા આ ગુફામાંથી ફળ ક્યાંથી લાવ્યા હશે ? કિશોરના હૃદયમાં વિચાર ઉત્પન્ન થયો. તેણે ગુફામાં ઘણી તપાસ કરી પણ કંઇ જણાયું નહિ. છેવટે પ્રભુ સ્મરણ કરતો કિશોર જમીન પર સૂતો, દુઃખ શ્રમથી શ્રમીત કિશોર થોડીવારમાં નિદ્રાની સુખદ છાંયામાં પડયો, તે તેનું દુઃખ શોક વગેરે અલ્પ સમયને માટે ભૂલી ગયો. સંન્યાસી મહારાજ નિદ્રાનો ત્યાગ કરી પ્રભુ ધ્યાનમાં ધ્યાનસ્થ થયા. અંતે મોટું પરોઢ થયું. ધ્યાનસ્થ સંન્યાસીએ ધ્યાનથી વિમુક્ત થઈ શંખનાદ કર્યો. શંખનો ઘોર ગંભીર અવાજ ચારે તરફ પથરાઇ ગયો. કિશોર શંખ ધ્વનિથી જાગૃત થયો. તેણે બહાર નીકળી ગુરૂને નમન કર્યું. મહાત્માએ તેને આશિષ આપી. કિશોર નિત્ય કર્મ કરી જવાને તૈયાર થયો, સંન્યાસીએ તેને એક ફળ આપી ભૂખ લાગે ત્યારે શેકીને ખાવાનું સુચવ્યું. બાદ કેટલીક શીખામણ આપી તેને વિદાય કર્યો. કિશોરે તેમને પ્રણામ કરી તેમણે બતાવેલા માર્ગે પ્રયાણ કરવા માંડયું. કિશોર દ્રષ્ટિ મર્યાદામાંથી અદ્રશ્ય થયો. સંન્યાસી પ્રાતઃકર્મમાં પ્રવૃત્ત થયા. પ્રિય પાઠકો! ચાલો આપણે હવે કૃષ્ણપૂર તરફ જઇએ અને કૃષ્ણનંદનના કબજામાં ફસાએલી દુખીયારી કમળાને અવલોકીએ.



# પ્રકરણ ૧૧ મું.

## શયતાન સદનમાં કમળા.

કિશોર નાશી ગયો, હાથમાં સપડાએલો દુષ્મન સહિસલામત છટકી ગયો અને એ સાથે અમારી પ્રપંચજાળ અને કાર્ય પણ જાણતો ગયો. હા! તેના જીવતા જવાથી મને ઘણું લાગી આવે છે. મારા હૃદયમાં એક નવીન પ્રકારનો કંપ ઉત્પન્ન થાય છે અને પ્રતિપળે પોકળ પ્રકાશ થઇ મરણને શરણ થવાના ભયના ભણકારા વાગી રહ્યા છે. કિશોર અમને જરૂર ફસાવશે. તે અવશ્ય ફિરંગીઓને શરણે જશે; અને અમારી સર્વે માહિતી જણાવી તેઓને અહિં લઇ આવશે. ફિરંગીઓ બહુ કારસ્થાની છે, તેમના ગૌરવર્ણના શરીરથી લોકો અંજાઇ જાય છે. તેઓ પરસ્પરમાં લઢતા રાજા મહારાજા વગેરેની વચ્ચે પડી ઉભયને સમજાવી પોતાનું રક્ષણ આપે છે; તેમને આવે હજી ઘણાં વર્ષો વિત્યાં નથી એટલામાં તો તે વેપારી વણીક સમાન શ્વેત પુરૂષોએ તેમનું રાજ્ય પણ સ્થાપવા માંડ્યું છે. તેઓ સાહસીક, હિંમતબાજ; અને દિર્ધ-દ્રષ્ટિના છે કે જેથી તેઓ હાલ ધારે એ કરી શકે છે. આવા ચતુર પુરૂષો મને સહજમાં પકડી પાડશે, ન્યાયની કોર્ટમાં મારો કેશ ચાલશે, મારા ખરાખોટા પૂરાવા ઉભા કરી ગૂન્હા સાબીત કરાવશે અને તેથી આખરે મારે જન્મ દેશનિકાલ અથવા તો ફાંશીને માંચડે લટકી આ જગતમાંથી જવું પડશે. હા! શું કરૂં? કિશોરના જીવતા જવાથી મને કંઇ ચેન પડતું નથી અને કંઇ કરવું પણ સુઝતું નથી." આવી રીતના ઉદ્દગાર કાઢતો કૃષ્ણનંદન રાત્રિના બીજા પહોરે તેના મકાન આગળ પડેલી એક સમચોરસ લાકડાની પાટ પર બેસી હુક્કો ગગડાવતો હતો. કિશોરની શોધમાં નિષ્ફળ થઇ આવ્યા પછી તેણે

કમળા પર કિશોરને નસાડવાનો આરોપ મૂકી પુષ્કળ માર મારી તેનો ગુસ્સો શાન્ત કર્યો. બાદ કપટકળાની સંમતીથી તેને એક અંધારી કોટડીમાં પૂરાવી તેને ખાવાનું આપવું બંધ કર્યું. રામલાલ દિવસમાં એક વખત કમળા પાસે જઇ પોતાની સાથે પુનર્લગ્ન કરવાનું સમજાવતો અને કહેતો કે જ્યાં સુધી તું મારી ઇચ્છાને તાબે નહિ થાય ત્યાં સુધી તારે આવી રીતે દુઃખમાં સડયા કરવું પડશે. પણ કમળા તેને કંઇ પણ જવાબ નહિ આપતાં તેની તરફ ધિક્કાર મય વદને જોઇ રહેતી. છેવટે રામલાલ ચાલ્યો જતો. અંતે કપટકળા અને કૃષ્ણનંદને કમળાને ત્રાસ આપવાનો નિશ્ચય કર્યો. આ સાથે પોતાનાં માણસોને કિશોરની શોધમાં ગામે ગામ રવાને કરી દીધાં. રામલાલ કમળાની પર મોહાંધ થયો હતો, તે હરકોઇ પ્રકારે કમળાને પોતાની ઇચ્છાને આધિન કરવા ઇચ્છતો હતો; પરંતુ કમળા તે નરપશુને જોતાંજ ધીક્કારી કાઢતી. આથી તેની પર જુલ્મ ગુજારવામાં કોઇ બાકી રાખતું નહિ. સૌન્દર્યમયી કમળા પિશાચોના ત્રાસથી સૂકાઇને કાષ્ટવત્ બની ગઈ હતી. તેનું સુંદર વદન ફિક્કું પડી ગયું હતું. કમળ સમાન નયનો ઉંડાં ઉતરી પડયાં હતાં.

સુકોમળ બાળાપર આવો ત્રાસ થતો જોઈ કયો પાષાણ હૃદયનો રાક્ષસ હશે કે જેનું હૃદય દયાથી પિંગળશે નહિ? ચાબુકોના સપાટાથી કમળાની પીઠ સૂજી જતી, પણ સંકટો સહન કરી દ્રઢ થએલી બાળા હૃદય દ્રઢ કરી આંખ્યો બંધ કરી જીવ્હાપર શ્રી હરીનું નામ લઇ સર્વે માર સહન કરતી હતી. કમળાને કોટડીમાં પૂરાયે આજે ચોથા દિવસની રાત્રિ છે. જ્યારે કૃષ્ણનંદન ઉપર પ્રમાણે ઉદ્દગાર કાઢી રહ્યો હતો; ત્યારે બીજી બાજુએ કોટડીમાં પૂરાએલી અને દુઃખ શોકથી સંતપ્ત થએલી બાળા એક અંધકારમય ખુણામાં બેસી રહી આત્મગત

બોલતી હતી કે, “મારા નશીબમાં સુખ લખાયેલું નથી તો તે કોટી ઉપાયે પણ પ્રાપ્ત થનાર. જો સુખ હોત તો માતા બાલ્યાવસ્થામાં મૂકી મરણને શરણ થાત નહિ. પિતા ઘર ત્યાગ કરી મને નોંધારી કરી એકાએક ચાલ્યા જાત નહિ; તેમજ મારા પ્રાણેશ પર આવી ભયંકર વિપત્તિ આવત નહિ. હું કમનસીબ જ સૌના દુઃખનું મૂળ છું. મારા સૌભાગ્યચંદ્રને પણ મારે લીધે જ દુઃખમાં દટાવું પડ્યું છે. મૃત્યુ પણ મ્હારાથી દૂર ભાગતું જણાય છે. હવે તો જે થાય એ ખરૂં. મ્હેં હવે મરવાનો જ નિશ્ચય કર્યો છે. ભલે મરણ આ વખતે જ આવીને મને લઇ જાય. મારો દેહ નાશવાન છે તે આખરે રાખમાં રોળાવાનોજ છે. પણ અમર આત્મા કંઇ અન્ય સ્થળે જનાર છે કે જે સ્થળે તેના શુદ્ધ હૃદયની અપૂર્ણ આશાઓ શ્રી ભગવાન સંપૂર્ણ કરનાર છે. ભલે આ દેહ પર લાખો—કરોડો સંકટો છવાય, માર ઉપર માર પડો; પણ હું દયાને માટે કોઇને કાલાવાલા કરનાર નથી. હું માર ખાઇ મરીશ. જો હું આટલા દુઃખમાં કંઇક સંતોષ માનતી હોઉં તો એજ કે મારા હાથે મારા પ્રાણેશનું રક્ષણ થયું છે અને તેઓ સુખરૂપ જતા રહ્યા છે. હા! મારા નાથ! પ્રભુ તમારૂં રક્ષણ કરશે. આપણા પ્રારબ્ધમાં જો સુખના લેખ લખાએલા હશે તો પ્રભુ આપણને મેળવશે પણ હાલ તો છેવટના પ્રણામ. નાથ! તમારી કમળા જુલ્મીઓનો જુલ્મ સહન કરે છે. જીવન પર્યંત જુલ્મ સહન કરીશ, અને અંતે તમારૂં જ નામ દેતી મરણ આવશે તો તેને મળી પૂનર્જન્મમાં તમારી પવિત્ર સેવામાં હાજર થઇશ. મારા નેત્રમણિ! દયાળુ ભગવાન તમારૂં કલ્યાણ કરો.” આવી રીતના ઉદ્દગારો કાઢતી કમળા મૌનતાથી તે અંધારી કોટડીમાં બેસી રહી હતી. રાત્રિની શાન્તિ સર્વત્ર છવાઈ રહી હતી. કોટડીને લુણો લાગવાથી જર્જરીત થઈ

ગએલી દિવાલોમાં કસારીનો તીણો અવાજ થઇ રહ્યો હતો. મકાનમાં પણ સઘળું ચુપચાપ હતું. દ્વિતીય પ્રહરની પૂર્ણાહુતી થવા આવી હતી. સૃષ્ટિનો ઘણો ખરો ભાગ નિદ્રાની સુખદ છાયામાં પડ્યો હતો. કમળા, દુઃખ ભોગવવા સૃજાએલી છું એમ માનનારી બાળા જાગૃતાવસ્થામાં આ અંધકારમયી કોટડીમાં જાગૃતાવસ્થામાં બેસી રહી હતી. તેના હૃદયમાં શું થતું હશે તે તેનું મનજ જાણતું હતું. લગભગ કલાકેક મૌન્નતાથી બેસી રહી કમળા વળી પાછી હૃદયનો ઉભરો કાઢવા લાગી, "પ્રભો! મારો જન્મ શું નિરર્થક જશે? શું મારો અંત આ કાળ કોટડીમાં જ આવશે? હા, મને એમજ સમજાય છે. આજે અહિં પૂરાયે ચાર દિવસ થયા છે, અરે જેનાથી આ કળીકાળમાં દેહ ટકાવ કરી શકે છે તે અન્ન પણ પ્રાપ્ત થયે ચાર દિવસ વિત્યા છે. શરીર અસ્વસ્થ થતું જાય છે, જીવ ઉંડાણમાં ઉતરે છે. મન જો કે ઘણું દુઃખી થાય છે, પણ આત્મા કંઇક અવર્ણીય આનંદ અનુભવે છે. આત્માને મરવાનો ભય નથી, મરણ આવશે જાણી મન પણ શોકમાં ગરકાવ થતું નથી; પણ તે એકજ વિચારમાં પડે છે કે હું નારી જન્મ ધારણ કરી મારા પ્રાણેશની સેવા કરી તેમને સુખી કરી શકી નહિ. સ્ત્રીઓ સ્વામીની સેવાર્થે જ સૃજાએલી છે, જીવનની મૂક્તી સ્વામીની સેવાથી જ થાય છે; એવા મારા પવિત્ર પતિની સેવાથી હું વિમુખ થઇ છું. મારા મનને એજ લાગી આવે છે. મારા હૃદયધન! તમે પણ જીવનથી દુઃખી છો. એક પિશાચીએ તમને વળગી તમારૂં જીવન રદ કર્યું છે; સાથે તમારી સેવા કરવાને આવેલી દાસીને પણ તમારો અસહ્ય વિયોગ પડાવી આ ભીષણ અંધકારમયી કોટડીમાં પુરી છે. તે ચંડાળણી! મને તેના જેવી દુષ્ટા બનાવવા ઇચ્છે છે. આ શયતાન સદનનાં તમામ શયતાનો પણ તે દુષ્ટા-

ના વિચારને સંમત છે. ધર્મ—અધર્મનું મહા યુદ્ધ ચાલી રહ્યું છે. પણ અંતે વિજય ધર્મનો જ છે. ભલે આ પ્રાણ આ પળેજ પલાયન કરી જાય, આ દેહના ટુકડે ટુકડા થઇ જાય; પણ આ કમળા તેના સત્ય ધર્મથી લેશ માત્ર ચલાયમાન થનાર નથી તે નથીજ. હું સંસારનાં તમામ સંકટો સહન કરવાને હવે દ્રઢ મન વાળી થઈ રહી છું. આટલું બોલી તે નીચું વદન રાખી બેસી રહી. આવી રીતે પાછો થોડોક સમય વ્યતિત થઇ ગયો. કમળા ઉંડા વિચારમાં ધ્યાનસ્થ જેવી જણાવા લાગી. આ અરસ્સામાં એક આશ્ચર્યકારક ઘટના બની. તે એકે આ અંધકારવાળી જગાએ એકાએક દીપકનો પ્રકાશ પથરાયો, પણ તે ઘણો જ મંદ હતો. આ મંદ અજવાળામાં એક નિસ્તેજ ચ્હેરાની અબળા તેના એક હાથમાં પાણીનો લોટો તથા એક નાનો ડબ્બો અને બીજા હાથમાં દીપકનું કોડીયું પકડી ત્વરીત ગતીએ ચપળતાથી ચારે તરફ જોતી કમળાની કોટડી તરફ ચાલી આવતી જણાઇ. તે કોણ હશે ? શું કોઇ ભૂત–પ્રેતતો નહિ હોય ? સમય સ્થળનો ભાસ જોતાં તો ભૂતનો વ્હેમ ઉત્પન્ન થાય એમ જણાય છે. ત્યારે હવે જોયા કરો કે આ આવનારી અબળા ક્યાં જાય છે અને શું કરે છે ? તે અબળા કમળા વાળી કોટડી આગળ આવી ઉભી રહી. તેણે ભયભીત નજરે ચારે તરફ દ્રષ્ટિ કરી ફાનસ નીચે મૂક્યું. બાદ થોડીક ક્ષણ કોટડીના ઉંબર પર ઉભી રહી અંદર પ્રવેશી કમળાની પીઠ પાછળ આવી ઉભી. કમળાનાં નેત્રો બંધ હતાં. તેને આ નવીન અબળાનું આગમન માલમ પડ્યું નહિ. આવનાર અબળાએ શુષ્ક થઇ ગએલી કમળાને જોઇ એક ઉંડો નિઃશ્વાસ નાખ્યો, તે દયામયી દેવીની આંખ્યોમાં જળ ઉભરાયું, તે દયામયી દ્રષ્ટે થોડીકવાર દુઃખીઆરી કમળા તરફ જોઇ રહી ક્ષીણ અવાજે બોલી, " કમળા ? "

તેનો અવાજ કમળાના કાનમાં પ્રવેશી શક્યો નહિ. આથી પુનઃ એ અબળાએ તેની છેક નજીક જઇ કહ્યું, "પુત્રી! જાગૃત થા."

આ શબ્દોએ કમળાને જાગૃત કરી. તેણે આંખ્યો ઉઘાડી બોલાવનાર તરફ નજર કરી. કોટડીના દ્વાર આગળ ફાનસ પ્રકાશી રહ્યું હતું, તેના અજવાળામાં કમળાએ આવનાર દયામયીનું મુખ અવલોકી તેને ઓળખી કહ્યું, "કાકી! મારી દયાળુ મા! તમે અત્યારે અહિં શા માટે આવ્યાં છો? અહિં આવવામાં અને આ દુઃખીયારીને મળવામાં કેટલું જોખમ સમાએલું છે; એ જાણવા છતાં તમે શા માટે સાહસ ખેડ્યું છે? મા! જતાં રહો, પાપીઓ જાણશે તો મહા ઉત્પાત થશે."

આવનાર અબળા કે જે કૃષ્ણનંદનની સતી સન્નારી હતી, તે ક્ષીણ સ્વરે બોલી, "બેટા! તું મારી ફીકર કરીશ નહિ. હું હવે મ્હોત જ માગું છું. આ કસાઇ ખાનામાંથી જલ્દી છૂટવા ઇચ્છું છું. દિકરા! મારાથી તારૂં દુઃખ જોઇ શકાતું નથી. અરેરે તને ખોરાક આપે પણ આજે ચાર દિવસ થઇ ગયા છે. આ મારાથી સહન થઇ શક્યું નહિ, અને તેથી જ જળ જંપ્યા પછી હું તારા માટે ખાવાનું લઇ અહિં આવી છું. બેટા! લે, આ ખાવાનું ખાઇ લે." કહી શીવલક્ષ્મીએ ડબ્બો ઉઘાડી તેમાંથી ખાવાનું સૂચવ્યું. કમળા ભુખના દુઃખથી અતિશય પીડાતી હતી. ખોરાક જોતાં જ તેણે ખાવા માંડ્યું. કાકીની દયા જોઇ તે ગળગળી થઇ ગઇ. તેણે ખાતાં ખાતાં ગદ્‌ગદ્ કંઠે પૂછ્યું, "કાકી! તમને આ કોટડીની માહિતી કેવી રીતે મળી?"

"કમળા! તારા કાકાનાં સઘળાં કારસ્થાન હું જાણું છું. આ મકાનમાં આવા એકાન્ત સ્થળે આવેલા અનેક ઓરડાઓ છે અને તેમાં આજ પર્યંત અનેકાનેક મનુષ્યો હતાં નહતાં થઇ ગયાં છે. આ તમામ ઓરડા ખુલ્લા રહે છે. કેદીને અંદર પુરવા છતાં તેનાં બારણાં

બંધ કરવામાં આવતાં નથી. બેટા! શું ત્હેં બહાર નીકળી અહિંના સ્થળની કંઈ તપાસ કરી નથી?"

"ના, મને જે દિવસે આ કોટડીમાં પૂરવામાં આવી, તે દિવસે મને પુષ્કળ ચાબુકોનો માર મારવામાં આવ્યો હતો. તે એટલે સુધી કે તે મારથી હું છેવટે બેશુદ્ધ થઈ પડી હતી. મને બેશુદ્ધાવસ્થામાં જ અહિં લાવીને નાખવામાં આવી હતી. તે પછી હું જ્યારે સાવધ થઈ ત્યારે મને આ સ્થળની જાણ થઇ. મારામાં ઉઠીને ફરી શકાય એટલી શક્તિ નહોતી. મારથી મારૂં શરીર સુજી ગયું હતું. દરેક સાંધા દુઃખતા હતા. કહો માતા! એવી અવસ્થામાં હું શું કરી શકું? મને હવે ભગવાન મ્હોત આપે તો ઘણું સારૂં. હું જીંદગીથી છેકજ કંટાળી ગઈ છું. માતા! જો તમે મને ખરેખરાં ચાહતાં હો, તો મને વિષપાન કરાવી આ જગતમાંથી છૂટી કરો. મારાથી કષ્ટ સહન થતું નથી." આમ બોલતી કમળા ધ્રુસકે-ધ્રુસકે રડવા લાગી. શીવલક્ષ્મી તેની પીઠે હાથ ફેરવતાં બોલી, "કમળા! તું સમજુ છે. આવી રીતે આક્રંદ કરવાથી અને જીંદગીપર કંટાળો લાવવાથી દુઃખ મૂક્ત થઈ શકાતું નથી. બેટા! તું થોડાક દિવસ ધૈર્ય ધર. હું તને ગમે એ પ્રકારે અહિંથી છૂટી કરી નસાડી મૂકીશ. આ સ્થળ આપણા મકાનની છેક પાછળ આવેલું છે. અહિં આવવાનો રસ્તો આપણા મકાનમાં છેક છેલ્લા ઓરડામાં આવેલી પેલી નાની બારીમાં થઇને છે. તે બારીની અંદર જમીનમાં એક ભોંયરૂં આવેલું છે. તે ભોંયરાપર એક લોખંડી બારણું સદાકાળ ઢંકાએલું રહે છે. હું સર્વના ઉંઘી ગયા પછી તારે માટે ખાવાનું લઈ ઢાંકણ ઉઘાડી પત્થરનાં પગથીઆં વાટે અંદર ઉતરી અને અનેક ગલીકૂંચીઓ વટાવતી વટાવતી તારી પાસે આવી. આ સ્થળના ઓરડા ખુલ્લા રહેવાનું કારણ એજકે અહિં પૂરાએલું માણસ કદાપિ નાશી શકતું નથી,

આવો પૂરતો બંદોબસ્ત હોવાથી બારણાં બંધ કરવાં પડતાં નથી. તેમજ બીજો એકપણ રસ્તો બહાર નીકળવાનો નથી. કમળા! હું તને મૂક્ત કરવાના સમયની રાહ જોયા કરૂં છું. મારા સાંભળ્યા પ્રમાણે કાલે અગર પરમ દિવસે તારા કાકા તેનું દુષ્ટ કાર્ય કરવાને મુસાફરીએ નીકળનાર છે. જો ભગવાન્ કરશે તો એ અરસામાં હું તને અહિંથી કાઢી કોઇક નિર્ભય સ્થળે મોકલી આપીશ. દિકરા! માથે પડી ભોગવ્યા વિના છૂટકો નથી, કલ્પાંતે ભગવાન્ પ્રભુ. દિનાનાથ તારી દયા ખાશે અને તેજ તને આ કસાઇખાનામાંથી છોડાવશે."

"મા! હું પણ હવે એમજ ઇચ્છું છું. ભગવાન! આ દુઃખાચારી પ્રત્યે દયા દર્શાવે તો ઘણું સારૂં થાય?" કમળાએ કહ્યું.

"લે હવે તું બીજા વિચાર કર્યા વિના જલ્દીથી ખાઇ લે; પછી બોલવું હોય તે બોલજે." શીવલક્ષ્મીએ કહ્યું.

કમળા મૌન રહી. તેણે ખાવાનું ખાઇ ક્ષુધાને શાન્ત કરી જળપાન કર્યું. શીવલક્ષ્મીએ ડબ્બો બંધ કરતાં પૂછ્યું." પેલો દુષ્ટ અહિં આવે છે કે?"

"કોણ?"

"રામલાલ?"

"તે ગઇકાલે અહિં આવી મને અતિશય ત્રાસ આપી ગયો હતો. મા! તેણે મને એવાતો ઝેરી શબ્દો સંભળાવ્યા હતા કે જે સાંભળતાં આખા શરીરે મને ધ્રુજારી વછુટી હતી. જો તે સમયે મારામાં શક્તિ હોત તો હું તે પાપીની છાતીમાં લાત મારત, પણ અફસોસ, પાપાત્માઓએ મને માર મારી છેકજ અધમૂઇ બનાવી દીધી હતી, મારામાં ઉભા થવાની હજી બીલકુલ શક્તિ આવી નથી. મારા કોઇકોઇ સાંધાઓ કળે છે. હું બળાત્કારે ઉઠવાનો પ્રયત્ન કરૂં છું; પણ અંધારાં આવતાં

પડી જાઉં છું. કહો માતા! આ દશામાં મારાથી શું થઈ શકે ?" કમળા સજળનયને શીવલક્ષ્મી સામે જોઈ રહી. શીવલક્ષ્મીએ તેને આશ્વાસન આપી ધૈર્ય ધરવાનું સૂચવ્યું. તે પછી કેટલીક વાતોને અંતે શીવલક્ષ્મી જવાને તૈયાર થઇ. તે ઉંબર બહાર પગ મૂકે એટલામાં તેને ઊંડાણના ભાગમાંથી કોઈના બોલવાનો અવાજ સંભળાયો. શીવ-લક્ષ્મી ચોંકી. તે ભયભીત નજરે સંભળાએલા અવાજ તરફ જોઈ રહી. ખરેજ તેનો ભય ખરો પડયો. કોઇ આવતું હોય એમ તેણે અનુમાનથી જાણી લીધું. તત્કાળ તેણે કમળાને સાવધ રહેવાની સૂચના કરી ફાનસ હોલવી નાખ્યું. સઘળે ઘોર અંધકાર વ્યાપી રહ્યો. શીવ-લક્ષ્મી એક ખૂણામાં છૂપાઈ ઉભી અને આગંતુકને જોઇ રહી. કમળા-પણ આવતા ભયને ભેટવા સજ્જ થઈ રહી. થોડીકવારે ત્યાં અજ-વાળું પથરાયું. બે પ્રચંડ પુરૂષાકૃત્તિઓ હાથમાં ફાનસ પકડી ચાલી આવતી જણાઈ. તેમની પાછળ એક સ્ત્રી અને બીજા બે વિરૂપ દેખાવના પુરૂષો ચાલ્યા આવતા હતા. શીવલક્ષ્મી આ ચંડાળ મંડ-ળીને ઓળખી થરથરવા લાગી. તેના બદનમાંથી ભયની કંપારીયો નીકળવા લાગી. હૃદયમાં ગભરાટ ઉત્પન્ન થયો. પ્રતિપળે ગભરામણ થવા લાગી; પણ તે સતી સન્નારી હૃદયને દ્રઢ કરી ભયભીત નેત્રે સર્વ પ્રકાર અવલોકવા લાગી. આવનાર મનુષ્યો અન્ય કોઇ નહિ પણ મોખરે ફાનસો પકડીને ચાલનાર કૃષ્ણનંદન અને રામલાલ હતા. તેમની પાછળ ચાલી આવનાર સ્ત્રી કપટકળા અને પુરૂષો તેમના સેવકો હતા. આ મધ્યરાત્રિના સુમારે કમળાની કોટડી તરફ તેમનું આવવું ભય પમાડે તેવું હતું, પાપાત્માઓ હમેશાં પાપકર્મજ કર્યા કરે છે, તેમના દિલમાં દયાનો અંશ હોતો નથી. આ પિશાચોથી નિરપરાધી કમળાને ઘણોજ ત્રાસ સહન કરવો પડશે એમ સમજાતું હતું. સઘળું મંડળ

કમળાની કોટડીથી થોડેક દૂર આવી અટક્યું. કૃષ્ણનંદને ફાનસ નીચે મૂકી રામલાલ પ્રત્યે કહ્યું, "અમે અહિં ઉભા છીએ, અમારી ત્યાં જરૂર નથી. તું અને કપટકળા ત્યાં જાઓ, અને તેને માને તો મનાવો. પણ જો તે કદાચ ન માને તો ઝીણો અવાજ કરજો, કે જેથી અમે તુર્ત ત્યાં આવીશું અને તેને આ આપણા સેવકોને સોંપી દઈ અહિંથી વિદાય કરી દઈશું. રામલાલ! તારે જે કરવું હોય તે અત્યારેજ કરી લેજે. મ્હેં તારૂં કહેવું માનીનેજ તે ચૂડેલને અત્યાર સુધી જીવતી રાખી છે. પણ તેને હવે વધુ વખત જીવતી રાખવામાં ઘણુંજ જોખમ સમાએલું છે. પેલો કર્મચંડાળ કિશોર ક્યારનોએ ફિરંગીઓની છાવણીમાં પહોંચી ગયો હશે, અને કદાચ તેઓને લઈ કમળાને છોડાવવા આ તરફ આવવાને નીકળી પણ ચૂક્યો હશે. માટે હવે જે કરવું હોય તે જલ્દીથી કરી નાખો."

"હું અત્યારેજ સર્વ બાબતનો ખુલાસો કરી નાખનાર છું. કપટકળા! ચાલો આપણે તેની પાસે જઈએ." કહી રામલાલ આગળ વધ્યો. તેની પાછળ કપટકળા ચાલી. બન્ને જણાં કમળાની કોટડી આગળ આવ્યાં. રામલાલ કપટકળાને કોટડીનાં દ્વાર આગળ ઉભી રહેવાનું સૂચવી અંદર પેઠો. તેને જોતાંજ કમળા કંપી ઉઠી. એક ઝેરી નાગથી માણસ ભય પામે એ પ્રમાણે કમળા તે નરપશુને જોઈ ગભરાવા લાગી. પાપાત્માએ તેની છેક નજીક જઈ કહ્યું, "કમળા!"

"કેમ શું છે?" કમળાએ હિંમત એકત્ર કરી જવાબ આપ્યો.

"તારે આ ઠેકાણે પડી રહી ક્યાં સુધી સડવું છે?" રામલાલે પૂછ્યું.

"મારા નસીબમાં હશે ત્યાં સુધી."

"તારા નશીબમાં તો કંઈ નથી. તું જે દુઃખ વેઠે છે તે ફક્ત તારી હઠીલાઇનુંજ કારણ છે?"

" હું તે માનતી નથી. તેમ છતાં જો મારી હઠનું કારણ છે; તો તેમાં મારી પવિત્રતા સમાએલી છે, એ પવિત્ર હઠમાં પ્રાણની પણ પરવાહ હું કરનાર નથી."

"કમળા! શામાટે આમ બોલે છે? શામાટે તારી જુવાન જીંદગી એળે ગુમાવે છે! હજી વિચાર કર? હઠમાં હાની થશે, મુવા પછી કંઇ નહિ થશે; માટે મારૂં કહેવું માની મારી ઇચ્છાને આધીન થા. મારી પાસે પૈસા પુશ્કળ છે. હું તને સુખી કરીશ; અરે તારો ગુલામ થઇ રહીશ. માટે સમજ, હાથે કરી દુઃખના દરીયામાં ડૂબીશ નહિ."

"રામલાલ! હું સઘળું સમજું છું. મારી હઠનું આવનાર પરીણામ પણ જાણું છું. જો મારે તારી ઇચ્છાને આધીન થવું હોત, તો આટલું કષ્ટ શામાટે ભોગવત? હજી પણ હું મારા નિશ્ચયમાં દૃઢ છું. હું ધર્મ ભ્રષ્ટ થઇ એક ક્ષણવાર પણ જીવવાને ચાહતી નથી. ભાઇ! તું હવે અહિંથી ચાલ્યો જા. તારા શબ્દો, તારી લાલચો, મને કંઈ પણ અસર કરનાર નથી. જા, બંધુ! જા, એક રંક અબળાને વધુ ત્રાસ આપ્યા વિના અહિંથી જતો રહે. ભગવાન તારૂં ભલું કરશે."

"હું ભગવાનને ઓળખતો નથી. ભગવાનને કોણે જોયો છે? કમળા! હું આજે નિશ્ચય કરીનેજ તારી પાસે આવ્યો છું. હું મારી ઇચ્છા પૂર્ણ કર્યા વિના જનાર નથી. તું રાજીખુશીથી કબુલ થા, નહિ-તર મારે મારૂં જોર બતાવવું પડશે."

"ભાઈ! તારાથી થાય તે કરી લે; પણ હું તારી પશુવૃત્તિને તાબે થનાર નથી; પણ સાહસ કરતાં વિચારજે કે દુષ્કર્મનો બદલો આ ભવમાંજ ભોગવવો પડશે. વિચાર, વીરા! વિચાર, શામાટે જીવતાં જીવત્ નર્ક કુંડમાં પડવાને તત્પર થયો છે.

આ નાશવંત શરીરની મનમાં કરે શું કામના?
ભષ્મ થાશે આખરે તે, ગુણ ગા ગોવીંદના.
મોહ મદીરા પી મસ્ત થૈં, અંધો બની તું શું ફરે?
ગયો સમય ફરી ના મળે, સમજ કાળ શિરે ફરે.

તારૂં આયુષ્ય પાણીના રેલાની માફક ચાલ્યું જાય છે; તો શા માટે પરલોકનું સુખ પ્રાપ્ત કરવાને શુભ કર્મ કરતો નથી? આ મારા મલીન દેહમાં માંસ રૂધીર વિના અન્ય કંઇ ભરેલું નથી. જ્યાંસુધી કંઇપણ રોગ મારા શરીરમાં નથી ત્યાંસુધી હું તને સુંદર જણાઉં છું; પણ રોગગ્રસ્ત થતાં શરીરે શુષ્ક, હાડપીંજરવાળી છું ઉંડી ઉતરેલી આંખ્યો વાળી ડાકણ જેવી દેખાઇશ. શું તેં કોઈ રોગીષ્ટ અથવા વૃદ્ધ સ્ત્રીને જોઇ નથી? રામલાલ! તારી અને મારી આખરે એવીજ દશા સમજજે. માટે આ અમૂલ્ય જન્મને સુધારવાનો પ્રયત્ન કરી લે, તારાથી અંતે કંઇપણ થઈ શકશે નહિ."

"મારી જીંદગી સુધારવી યા બગાડવી તે મારી મરજીની વાત છે. કમળા! હું સ્વર્ગ–નર્ક પુણ્ય–પાપને માનતોજ નથી. જીવનનું સુખ તારા જેવી રમણીઓ સાથેની મોજમઝામાંજ સમજું છું. તારા શબ્દો મારી આગળ પત્થરપર પાણી સમાન છે. માટે છેવટનો જવાબ જણાવી દે?"

"મ્હેં તને છેવટનો જવાબ ક્યારનોએ જણાવી દીધો છે; છતાં વારંવાર શામાટે પૂછે છે?"

"બસ આજ જવાબ?"

"હા, જીવનપર્યંત એજ જવાબ. તારાથી થાય એ કરી લે."

કમળાનો આવો જવાબ સાંભળતાંજ બહાર ઉભેલી કપટકળા અંદર દોડી આવી અને ગુસ્સાથી બોલી ઉઠી, "રામલાલ! શું જોઈ

રહ્યો છે? એ પતિવ્રતાની પૂંછડીને પછાડ નીચે અને તારી ઇચ્છા પૂર્ણ કર. હું તે રાંડનું મ્હોં દબાવું છું. ચાલ જલ્દી કર." કહી કપટકળા આગળ વધી કે તરત કમળા ત્રાડ પાડી બોલી ઉઠી, "શંખણી! એટલેજ રહેજે, નજીક આવીશ તો તારી છાતીમાં લાત્ત મારીશ. પિશાચિની! હજી ત્હેં પતિવ્રતનો પ્રભાવ નહિ જોયો હોય?"

કપટકળા અટકીને ઉભી રહી. તેણે રામલાલને ઇસારત કરી. રામલાલ રક્ત નેત્રે કમળા તરફ ધસી ગયો અને તેને પોતાના મજબૂત બાહુમાં દબાવી. કમળા ચીસેચીસ પાડી ખેંચતાણ કરવા લાગી, પણ પ્રબળ પિશાચના પંજામાંથી મૂક્ત થઇ શકી નહિ. જુલ્મ ગુજરવાની તૈયારી થઈ; પણ પ્રભુ દયાળુ છે. ખૂણામાં છૂપાએલી શીવલક્ષ્મી તત્કાળ ત્યાં દોડી આવી અને પાછળથી રામલાલની પીઠપર મૂક્કો લગાવતાં બોલી, "પિશાચ! એક નિર્દોષ બાળાને સંતાપતાં શરમાતો નથી? આ તારી બ્હેન થાય એ સમજતો નથી? ચાલ આઘો ખસી જા."

શીવલક્ષ્મીને જોતાંજ રામલાલ દૂર ખસી ઉભો રહ્યો. કપટકળા તો ગુસ્સાથી લાલપીળી થઇ ગઇ. તેણે બૂમ મારી કૃષ્ણનંદનને બોલાવ્યો. કૃષ્ણનંદન તેનાં માણસો સાથે ત્યાં દોડી આવ્યો અને પોતાની પત્નિને ત્યાં જોઇ તેના ક્રોધનો પાર રહ્યો નહિ. પતિ પત્નિમાં સખ્ત ટપાટપી થઈ. શીવલક્ષ્મીએ પણ ચંડીકા સ્વરૂપ ધર્યું. તેણે એક ક્ષણ વારમાં કંઇક નિશ્ચય કરી લઇ આવેશયુક્ત વચને કૃષ્ણનંદનને સખ્ત શબ્દો સંભળાવ્યા. આથી કૃષ્ણનંદને ઉશ્કેરાઈ તે નિર્દોષ અબળાના હૃદયમાં છૂરો ભોંકી દીધો. "ભવિષ્યમાં પસ્તાવું પડશે." આ શબ્દોની સાથેજ શીવલક્ષ્મી લોહીલુવાણુ થઇ જમીનપર પડી. થોડીવારમાંજ તેનો પવિત્ર આત્મા દેહ પિંજરમાંથી નીકળી કિરતારના દરબારમાં ફરીયાદ

નોંધાવવા ચાલ્યો ગયો. કમળાતો ક્યારનીએ બેશુદ્ધ બની ગઈ હતી. પાપીયો આનંદથી શીવલક્ષ્મીના મૃતદેહને જોઈ રહ્યા. તે પછી તે પવિત્ર અબળાના દેહને ત્યાં આવેલા એક હવડ સ્થળે કે જ્યાં પાપીઓને હાથે મરણ પામેલાઓનાં મુડદાં ફેંકી દેવામાં આવતાં હતાં ત્યાં નાખી દેવામાં આવ્યું અને કમળાને બીજી વખતે જોવાનું ઠરાવી શયતાન મંડળ ત્યાંથી ચાલતું થયું. બહાર આવતાં એક માણસને રાહ જોઇ બેઠેલો કૃષ્ણનંદન જણાયો. મધ્યરાત્રે આ નિશાચરને આવેલો જોઈ કૃષ્ણનંદનના આશ્ચર્ય સાથે આનંદનો પાર રહ્યો નહિ.

## પ્રકરણ ૧૨ મું.

### પૈશાચિક કર્મ.

કૃષ્ણનંદનની રાહ જોઈ બેઠેલા માણસે તેને જોતાં ઉભા થઈ સલામ કરી. કૃષ્ણનંદને તેના સામે જોઈ પૂછ્યું, “ કાં મૌલાબક્ષ ! એકાએક કઈ તરફથી આવ્યો ?

તે માણુસ કે જે જાતે મુસ્લમાન હતો અને તેનું નામ મૌલાબક્ષ હતું, તે તેનાં લાંબાં નસકોરાં ફુલાવતો બોલ્યો, “ હુજુર ! હું ઘણે દૂરથી આપની પાસે આવ્યો છું.”

“ કેમ કંઈ નવા જુની થઇ છે ?” કૃષ્ણનંદને ઝીણી આંખોએ તેના સામે નિહાળી પૂછ્યું.

“ હા, આપણુને ઘણો ફાયદો થાય એમ છે, માલ બહુ છે.”

“ સાફ વાત કર કે જેથી ખબર પડે ?”

“ હુજુર ! અમે જે ઠેકાણે પડાવ નાંખીને રહ્યા છીએ; તે ઠેકાણે આવતી કાલે અને પરમ દિવસે સારા શીકાર આવનાર છે.

તેમાં એક મારવાડી વેપારી પુષ્કળ પૈસા લઇને સુરત તરફ જનાર છે અને બીજો મુજફરપુરનો કારભારી સોનું જવાહીર લઈ દમણ તરફ જાય છે."

"તેઓની પાસે કેટલા માણુસોનો કાફલો છે?"

"મારવાડી સાથે સાત માણુસો છે અને કારભારી સાથે પચીસ માણુસોનો હથીયારબંધ કાફલો છે."

"આ સમાચાર તમે કેવી રીતે મેળવ્યા?"

"પડાવ નાખ્યા પછી અમે દરેક માણુસો વેશ બદલી આસપાસ ઘણે દૂર ફરતા હતા. ઘણી રખડને અંતે આ માલદાર શીકારની બાતમી મળી, કે જેથી તુર્તજ હું મુકામ પર આવ્યો અને સરદારનો હુકમ લઈ આપની પાસે આવ્યો."

"સરદાર શયતાનમલ્લ મઝામાં છે ને?"

"હાજી."

"તેમણે બીજું કંઇ કહેવરાવ્યું છે કે?"

"હા."

"શું?"

"તેમણે એમ કહેવરાવ્યું છે કે, મારવાડી વેપારીને તો પ્રપંચથી ફસાવાશે, પણ કારભારી પ્રપંચથી ભેળવાશે નહિ. કારણ કે તેની સાથે માણુસોનો કાફલો છે. તેની સામે લઢાઇ કરવી પડશે, માટે માણુસોની જરૂર પડશે."

"હાલ ત્યાં આપણા કેટલા માણુસો છે?"

"અમે અને સરદાર બહાદુર મળી પંદરેક જણા છીએ."

"વારૂ રસ્તો કેવો છે?"

"રસ્તો સાફ છે."

"ફિરંગી સાહેબોની છાવણી તો ક્યાંઇ પડી નથી ને?"

"ના, આસપાસ પચીસ માઇલ સુધીમાં તો તેમનું નામ નીશાન જણાતું નથી."

"વારૂં તમારી છાવણી અહિંથી કેટલે દૂર છે?"

"આશરે સોળેક ગાઉ. ત્યાં આવેલા કાળા પ્હાડની ખીણોમાં અમે મુકામ રાખેલો છે. તે ઠેકાણું ઘણું સારૂં છે. આસપાસ ઝાડી અને ઉંડી ખીણો આવેલી છે. ત્યાં દુસ્મનોથી બચાવ સારો થઇ શકે એમ છે."

"આપણે અત્યારે જ નીકળવું પડશે નહિ વારૂં?"

"હા, જો અત્યારે નીકળીશું તોજ સવારમાં પહોંચીશું, કારણ કે રસ્તો વિકટ છે?"

"રસ્તામાં વાઘ વરૂનો ભો છે કે?"

"છે તો નહિ, છતાં હશે તો આપણી બંદુકો શા કામની છે?"

"તું વાળુ કરીને આવ્યો છે કે ભૂખ્યો?"

"બપોરે ખાઇને નીકળ્યો હતો, અત્યારે ભૂખ કકડીને લાગી છે."

"ચાલ ત્યારે તું ખાઇ લે, અમે તારી સાથે આવવાની તૈયારી કરીએ." આમ કહી કૃષ્ણનંદને કપટકળાને આવેલા મૌલાબક્ષને ખાવાનું આપવાનું સૂચવ્યું અને પછી રામલાલ તરફ જોઇ કહેવા માંડયું, "રામલાલ! ચાલો તૈયાર થાઓ. આપણે ઘણા દિવસથી નકામા નવરા બેસી રહ્યા છીએ. ઘરમાં પૈસાની પણ તાણ પડી છે. ફિરંગીઓના ભયથીજ આપણે આટલા દિવસ સૂધી સહન કરવું પડયું છે, પણ હવે પેદા કરવાનો વખત નજદીક આવી પહોંચ્યો છે. આપણે યુક્તિથી કામ કરવાનું છે. તું જા અને આપણા બીજા દસ માણસોને હથીઆર સાથે તૈયાર થવાનું જણાવ અને સેવકો પાસે ઘોડા અને બે સાંઢણીઓ તૈયાર રખાવ.

જા, જલ્દી કર. આપણે સવાર પહેલાં તો ત્યાં પહોંચી જવું જોઇએ. આ સઘળું કરી તું પણ તૈયાર થઇ જા."

"કપટકળાને અહિં રાખીશું કે સાથે લઈશું ?"

"તેને અહિંજ રાખીશું. કારણ કે તેના વિના પેલી કમળાની તપાસ કોણ રાખે ? આપણે સઘળાં આમ જઇએ અને તે કદાચ અહિં કારસ્થાન રચે તો ?

"ભોંયરામાં પૂરાએલી કમળા કેવી રીતે કારસ્થાન રચે ?"

"એ તું ન સમજે. આટલો માર–ત્રાસ સહન કરનાર ધારે એ કરે. રામલાલ ! કમળાને તું ઓછી સમજીશ નહિ. તે અડગ ટેકી છે, જેવો તેનો બાપ હતો; તેવીજ એ છે. આપણા સારા ભાગ્યેજ તે હાલ બંધનમાં છે. જો તે છૂટી હોત તો આપણે હાલ જે છૂટા ફરીએ છીએ તેને બદલે ક્યારનાએ કોઈ જેલખાનામાં ચૂનો ટીપતા હોત. આપણી અગમચેતીથીજ આપણે આપણા કામમાં ફાવી શકીએ છીએ."

"ઠીક ત્યારે હું હવે બંદોબસ્ત કરવા જાઉં છું."

"હા, અને જલ્દીથી તૈયાર થઈ પાછો આવ."

રામલાલ ચાલ્યો ગયો. કૃષ્ણનંદન મુસાફરીની તૈયારી કરવા લાગ્યો. થોડી વારમાં વસ્ત્ર–શસ્ત્ર સજી કપટકળા પાસે આવ્યો. મોલા-બક્ષ ખાઈ રહ્યો હતો, કૃષ્ણનંદને કપટકળાને દૂર લઇ જઇ કેટલીક ખાનગી સૂચનાઓ કરી કમળાપર સખ્ત દેખરેખ રાખવાનું કહ્યું. કપટ-કળા પિતાની આજ્ઞાને સંમત થઇ, કૃષ્ણનંદને તેની સેવામાં ચાર પહેલવાન જેવા માણસોને રાખી તેમને કપટકળાની સંભાળ રાખવાનું સૂચવ્યું. બાદ રામલાલ પણ તૈયાર થઈ આવી ઉભો. તેણે સઘળી તૈયારી થઇ જવાનું જણાવ્યું.

તે પછી કૃષ્ણનંદને પોતાના મિત્ર જમાદારને થાણામાંથી બોલાવી

મંગાવ્યો અને તેને પોતાના ઘરની તથા કપટકળાની સંભાળ રાખવાનું સૂચવ્યું. જમાદાર તેની સૂચના સ્વીકારી સ્વસ્થાને ચાલ્યો ગયો. મુસાફરીની તૈયારી થઇ. રામલાલ અને કૃષ્ણનંદન મકાનની બહાર નીકળી સાંઢણીઓ પર સ્વાર થયા અને બાકીના ઘોડેસ્વાર થયા. મૌલાબક્ષ માર્ગ દેખાડવા અશ્વારૂઢ થઇ આગળ ચાલ્યો. તેણે તેના હાથમાં સળગતી મશાલ પકડેલી હતી. રાત્રિના પાછલા પહોરે સઘળું દુષ્ટ મંડળ ગામમાંથી બહાર નીકળી જંગલના માર્ગે ઝડપથી પ્રયાણ કરવા લાગ્યું. સર્વમાં મૌનતા પથરાએલી હતી. નીશાચર જાનવરો આ કુચ કરતા પિશાચ મંડળને જોઈ ભયથી આડાં અવળાં નાશી જવા લાગ્યાં. ખાડા ટેકરા ચઢતા ઉતરતા શયતાનો પ્રાતઃકાળ થતાં છાવણી આગળ આવી પહોંચ્યા. તેઓના સાથીતોએ તેમને જોઇ હર્ષ પ્રદર્શિત કર્યો. સઘળા એક બીજાને મળ્યા—ભેટયા. સરદાર શયતાનમલે કૃષ્ણનંદનને મળી કુશળ વર્તમાન પૂછ્યા. સઘળા નીચે ઉતરી દાતણ પાણી કરવા લાગ્યા. સેવકોએ ઘોડા તથા સાંઢણીઓને ઝાડીમાં બાંધી દીધાં. બાદ સઘળા સવારના કાર્યથી નિવૃત થઇ એકત્ર થઈ બેઠા. શયતાનમલે સર્વે સમાચાર જણાવ્યા. આજે મારવાડી વેપારી આવનાર છે, અને તેની સાથે આપણો માણસ વેપારીના વેશથી ભળેલો છે અને તે તેઓને આપણી છાવણી તરફ લઇ આવશે જાણી કૃષ્ણનંદનના આનંદનો પાર રહ્યો નહિ. તેણે સઘળી વાત સાંભળી શયતાનમલ પ્રત્યે કહ્યું, " સરદાર ! તમે લાંબી નજર પહોંચાડી ઘણું સારૂં કામ કર્યું છે. આજકાલ કરતાં ઘણા દિવસથી આપણને કોઈ સારો માલદાર શીકાર મળ્યો નથી. આજે શુભ અવસર આવ્યો છે. આપણે તે મારવાડીને કેવી રીતે લુંટવો તેની યુક્તિ ગોઠવી રાખવી જોઇએ. મારો તો વિચાર એવો છે કે

આપણામાંના પાંચ માણસોએ અહિંથી જઈ તેના આવવાના માર્ગમાં અર્ધા–અર્ધા ગાઉના અંતરે પાણીનાં માટલાં લઈ બેસવું. ઉન્હાળાનો દહાડો છે એટલે તેઓ જરૂર પાણી પીશે; અને આ તરફ આવશે. આપણે પણ પૂર્ણ દમામથી મોટા સરદારના રૂવાબથી રહેવું; અને તે આપણા ભાઈબંધોના આવ્યા પછી તેમને ખૂબ માન આપી ખુશ કરવા. તે પછી આપણે તેમને આજની રાત આપણા મુકામમાં રાખી સવારે તેમની સાથે જવાની આપણી ઇચ્છા દર્શાવવી.

તે પછી તેમને માટે સારી રસોઇ બનાવવી અને દરેકને આપણી પાસે રાખેલી ઝેરી મિઠાઇ ખવરાવવી. જમ્યા પછી સઘળા સૂઈ જશે અને ઉંઘમાંજ તેમના રામ રમી જશે. તે પછી તેમનો સઘળો માલ આપણો થશે.”

કૃષ્ણનંદનનો વિચાર સઘળાને પસંદ પડયો. બાદ સઘળાએ જમી લઇ આવનાર મહેમાનોના સ્વાગતને માટે તૈયારી કરવા માંડી. ત્રણ માણસોને પાણી પાનારાનો વેશ ધારણ કરાવી અર્ધા–અર્ધા ગાઉના અંતરે બેસાડયા. તે પછી કૃષ્ણનંદને રામલાલે અને શયતાન-મલ્લે મોટા સોદાગરનો સ્વાંગ ધારણ કર્યો. સેવકોએ એક નાના તંબુમાં ગાદી તકીયા નાખી દીધા. થોડા સમયમાં તો એક શ્રીમાનના મુકામ જેવો દેખાવ થઈ રહ્યો.

કૃષ્ણનંદને તેના મિત્રો સાથે ગાદી પર બેસી હુકકો ગગડાવવા માંડયો. ખરા મધ્યાન્હ થયા હતા. ઉન્હાળાના દિવસો હોવાથી તાપ સખ્ત પડતો હતો. સેવકો તેમના સરદારોને પંખાથી પવન નાખી રહ્યા હતા. વખત વિતવા લાગ્યો. પાપાત્માઓ આવનાર મુસાફરોની આતુરતાથી રાહ જોઈ રહ્યા હતા. છેવટે સાંજ પડી. પાછલો પહોર થયો. સૂર્ય ભગવાને પશ્ચિમાકાશમાં પ્રયાણ કર્યું. તાપ ઓછો થયો.

ધીમે ધીમે શીતળતા પથરાવા લાગી. આ સમયે આવનારના આવ-વાના સમાચાર આવ્યા. સઘળા સ્વસ્થ થયા. દુષ્ટો મહાન આડંબ-રથી બેઠા. થોડી વારમાં એક નાનકડો કાફલો આવતો માલમ પડ્યો. આ નાનો કાફલો ફક્ત સાત માણસોનો બનેલો હતો. સઘળા મુસાફરીના વેશમાં ઘોડેસ્વાર થએલા હતા. સખ્ત તાપથી અને મુસાફરીના શ્રમથી તેઓનાં મુખ રાતાંચોળ થયેલાં હતાં. પરસેવાના ઝેબેઝેબ વળેલા હતા. પસીનાથી કપડાં ભીંજાએલાં હતાં, નિર્જન અરણ્યમાં મનુષ્યોનો પડાવ જોઈ તે મુસાફરો આનંદ પામ્યા અને સોદાગર થઈ બેઠેલા બદ-માસોના તંબુ આગળ આવી નીચે ઉતર્યા. સોદાગર કૃષ્ણનંદનના સેવકોએ ઉભા થઈ તેમને સારો આવકાર આપી સામાન વગેરે ઉતા-રવામાં મદદ કરી બાદ મારવાડી વેપારીને પૂરા સત્કારથી તંબુમાં લઇ જવામાં આવ્યો. અંદર બીરાજેલા લુચ્ચાઓએ તેને માન આપી ગાદી પર બેસાડ્યો. બદમાસોએ મુસાફરોની સારી આગતા સ્વાગતા કરી. મારવાડી ખુશ થયો. તેણે આજની રાત ત્યાંજ ગુજારી સવારમાં સઘળાની સાથે પ્રવાસ કરવાની ઇચ્છા દર્શાવી. જે નગર તરફ માર-વાડી બ્યાપારી જનાર હતો; તેજ નગર તરફ પોતાને પણ જવું છે એમ કૃષ્ણનંદને જણાવ્યું. આવો સારો સંગાથ મળવાથી મારવાડી આનંદ પામ્યો. તેના માણસો નિશ્ચંત મને આરામ લેવા લાગ્યા. રસોઇની તૈયારી થવા લાગી. મારવાડીએ પોતાના સારા સ્વાગતથી ઉપકાર માન્યો. સાયંકાળે રસોઇ તૈયાર થઇ. જંગલના મયદાનમાં સઘળું મંડળ ગોઠવાયું. મારવાડીની આજુબાજુ રામલાલ અને કૃષ્ણ-નંદન ગોઠવાયા. શયતાનમલ્લ પીરસવાના કાર્યમાં રોકાયો. વડનાં પાંદડાંનાં પતરાળાં સૌની સમક્ષ મુકવામાં આવ્યાં. મારવાડીએ પોતાની સાથે રાખેલું ખાવાનું ખાવાની ઇચ્છા જણાવી. પણ કૃષ્ણનંદનના અતિ

આગ્રહથી તેની ઇચ્છા કંઈ કામમાં આવી નહિ. પત્રાળામાં મિઠાઈ મૂકવામાં આવી; પણ તરત મારવાડી વેપારીએ જણાવ્યું કે હું મીઠાઈ ખાતો નથી. મારે અંબામાતાની બાધા છે. મારા બીજા માણસોને મૂકો. હું પોતે તો મારી સાથે રાખેલી સુખડી ખાઈશ. તેના આવી રીતના બોલવાથી કૃષ્ણનંદન અને તેના સાગ્રિતો સ્તબ્ધ બન્યા. પોતાની ઇચ્છા પૂર્ણ નહિ થવાથી તેમના શોકનો પાર રહ્યો નહિ. કારસ્થાનીઓએ એક બીજાના સામે જોઈ કંઈક છૂપી ઇસારતો કરી દીધી. તે પછી મારવાડીએ પોતાની પાસેનું ખાવાનું મંગાવી વડના પાંદડાંનાં પતરાળામાં મૂક્યું. સઘળા જમવા લાગ્યા. શીતળતા પથરાઈ હતી. ઉકળાટથી નિસ્તેજ થએલા ચ્હેરા પ્રફુલ્લ થયા હતા. ઝાડીનો ઠંડો પવન આનંદ અર્પતો હતો. સઘળા જમવામાં ગુંથાયા હતા. આખા દિવસની કકડીને લાગેલી ભુખથી મારવાડીના માણસો મીઠાઇને ઝપાટાબંધ ન્યાય આપવા લાગ્યા. કૃષ્ણનંદનના સેવકો ખાવાનો અતીશય આગ્રહ કરતા હતા. કૃષ્ણનંદન ધીમે ધીમે સૌને જમવાની સૂચના કરતો હતો. આનું કારણ એ કે મીઠાઇમાં છૂપાવેલા વિષની અસર લગભગ અર્ધા કલાકે થનાર હતી. ગમ્મત સાથે જમવામાં અર્ધો કલાક થવા આવ્યો. પેટપૂર જમેલા મુસાફરોના શરીરમાં કાતીલ ઝેર રગે રગ વ્યાપવા માંડ્યું. આ સાથે તેમને બગાસાં પર બગાસાં આવવા લાગ્યાં. વધારે જમવાથી અને મુસાફરીના શ્રમથી આમ થાય છે એમ સૌ માનવા લાગ્યા. ધીમે ધીમે તેમની આંખ્યો પણ ઘેરાવા લાગી. મુખમંડળ ફિક્કાં જણાયાં. સૌ હાથમુખ ધોઇ ઉભા થયા અને પથારીઓ પાથરી સૂતા. હવે મારવાડીનો એક પણ માણસ રહ્યો નથી ધારીને કૃષ્ણનંદને રામલાલને સંજ્ઞાથી કંઇક સમજાવ્યું. સાયંકાળની પૂર્ણાહુતી થઇ ચૂકી હતી. અંધકાર ધીમે ધીમે પથરાતો હતો. આ

ભયાનક સમયેજ ભયંકર કાર્યના કરતા કર્મચંડાળો નિર્દોષ મારવાડીને આ જગતમાંથી છૂટો કરવાને તૈયાર થયા. રામલાલે અગાઉથી સાથે રાખેલી રેશમની દોરી ગજવામાંથી બહાર કાઢી. ભોળો મારવાડી નીચો નમી મુખ ધોતો હતો. એ અરસ્સામાંજ રામલાલે એકાએક તેના ગળાની આસપાસ દોરી નાખી દીધી; અને તેનો એક છેડો પોતાના હાથમાં રાખી બીજો છેડો કૃષ્ણનંદનના હાથમાં આપ્યો. બન્નેએ દોરી ખેંચવા માંડી. મારવાડીએ તરત જાણી લીધું કે હું કાળના ફંદામાં ફસાઈ ચૂક્યો છું. તેણે અશ્રુથી વહેતાં નયનોએ પિશાચો સામે જોયું. પાપાત્માઓ મૂછોમાં હસતા હતા. મારવાડીના ગળામાં દોરી સજ્જડ બેઠેલી હતી, એથી તેનાથી બોલાઇ શકાતું નહોતું, તેણે દયાને માટે બે હાથ જોડ્યા. પોતાનું સર્વસ્વ આપી દેવાનું ઈશારતથી સમજાવ્યું, પણ દૈત્યોના દિલમાં દયા ઉત્પન્ન થઇ નહિ. તત્કાળ બન્ને દુષ્ટાત્માઓએ જોરથી દોરી ખેંચી. જોતજોતામાંતો તે ગરીબ મારવાડીનું મુખ પહોળું થઇ ગયું. તેની જીભ, આંખ્યો બહાર નીકળી ગઇ. મરણ કીનારે પડેલું પંખી જેમ તરફડે એમ તેનું શરીર તરફડવા લાગ્યું. કરૂણદેખાવ થઇ રહ્યો. કાળીરાત્રિ વિશેષ ભયંકર જણાવા લાગી. ભયંકર કાર્ય પૂર્ણ થયું, નિર્દોષ મારવાડી; આશા ભરેલો મનુષ્ય અકાળે મરણને શરણ થયો. અંતે તેનું શરીર હાલતું બંધ થઇ ગયું. પાપીઓએ તેના શરીરપરથી દાગીના, અંગુઠીયો વગેરે કાઢી લીધું. તેના ખીસ્સામાંથી કેટલાક કાગળ નીકળ્યા. તેને દુષ્ટોએ ફાડી નાખ્યા. આ પછી બન્ને જણા હસતા હસતા તંબુ આગળ આવ્યા. ત્યાં આવતાં તેમને ખબર મળી કે મારવાડીના માણસો પણ મરણને મળી ચૂક્યા છે. કૃષ્ણનંદને સઘળાંના શબને ખીણોમાં ફેંકી દેવાની આજ્ઞા કરી. તેના સેવકો મુડદાંને ઉઠાવી દૂરની ખીણોમાં ફેંકી આવ્યા. નિર્દોષ મનુષ્યોનાં શબ વાઘ-વરૂનાં ભક્ષ થયાં.

પાપીઓ પૈશાચિક કર્મ કરી પરમ આનંદ પામ્યા; પરંતુ તેમને ખ્યાલ નથી કે આ ભયંકર કર્મનો જવાબ આપવા કિરતારના દરબારમાં એક વખતે હાજર થવુંજ પડશે અને ત્યાંની વેદનાથી પોક મૂકીને રડવું પડશે. ગરીબજનોને કમ્હોતે મરણને શરણ કરી દુષ્ટોએ સઘળું ધન લઇ લીધું. તે આખી રાત્રિ આનંદમાં પસાર કરી. સવાર થયું. બદમાસો એકત્ર થઇ તે દિવસે આવનાર મુઝફ્ફરપુરના કારભારીને લુંટવાની ગોઠવણ કરવા લાગ્યા. છેવટે સર્વાનુમતે નિશ્ચય થયો કે આપણા માણસોએ તેમની સામે થવું અને લઢાઇ કરી તેમને મારી નાખવા. આ ઠરાવ થયા પછી સૌ ખાઇપી પરવાર્યા. બાદ બરાબર મધ્યાન્હકાળે ખબર લાવનાર માણસ સમાચાર લાવ્યો કે આપણા મહેમાનો આવી પહોંચ્યા છે અને તેઓ અહિંથી એક માઇલ ઉપર છે. આવા સમાચાર શ્રવણ કરતાંજ દુષ્ટો તૈયાર થઇ ઘોડે ચઢ્યા અને અશ્વોને પૂરવેગે દોડાવી મૂક્યા. સઘળા માણસોને શયતાન મલની સાથે મોકલી રામલાલ અને કૃષ્ણનંદન છાવણીમાં રહ્યા. લુંટારાઓ થોડીવારે આવનાર મુસાફરોની નજીક જઇ પહોંચ્યા. તેમને એકાએક આવેલા જોઇ સામેના માણસો તૈયાર થઇ ગયા. મુસાફરોની ટોળીમાં પચીસ માણસો હતા. સઘળા ઘોડેસ્વાર થએલા હતા. સૌને મોખરે તેમનો સરદાર ચાલતો હતો. તે સરદારનું નામ સત્યવીર હતું. તેની ઉમ્મર છત્રીસેક વર્ષના આશરાની જણાતી હતી, તેનું મુખ ગૌર તેજસ્વી હતું. કિંમતી વસ્ત્રો પહેરેલાં હતાં. કમ્મરે તલવાર લટકતી હતી. નિર્જન જંગલમાં લુંટારાઓને નીકળી આવેલા જોઇ તેણે પોતાનાં માણસોને સાવધ કરી દીધા. લુંટારાઓએ હુમલો શરૂ કર્યો. સત્યવીરના માણસોએ તેમની ભેટ લીધી. ઝપાઝપી શરૂ થઇ. તલવાર કટાર વગેરે શસ્ત્રો ઉછળવા લાગ્યાં. લુંટારાઓની સંખ્યા પચા-

સની હતી. મુસાફરોની સંખ્યા જો કે પચીસની હતી; પણ તેઓ હિંમત નહિ હારતાં આવેશથી લઢતા હતા. સત્યવીર બહાદુર હતો. તેણે જોતજોતામાં પાંચ બદમાસોને પૂરા કર્યા. લુંટારા ઉશ્કેરાયા, જબરી લઢાઈ થઈ રહી. ધીમે ધીમે લુંટારાઓનું જોર વધવા લાગ્યું. છેવટે સત્યવીર ઘાયલ થઈ ઘોડેથી ઉથલી પડ્યો. નીચે પડતાંજ તે બેશુદ્ધ થયો. બે લુંટારાઓ તેને ઉચકી છાવણી તરફ દોડ્યા. જીવતા રહી લઢતા દશેક માણસોએ પોતાના સરદારને છોડાવવા ઘણોજ પ્રયત્ન કર્યો, પણ અંતે તેઓ દુષ્ટ શત્રુઓની તલવારોના ભોગ થઈ પડ્યા. પચીસ નીરપરાધી મનુષ્યો મરણ પામ્યા. સઘળું ધન લુંટી લુંટારાઓ છાવણીમાં આવ્યા. કૃષ્ણનંદને તેમને મુબારકબાદી આપી અને લુંટી આણેલા માલમાંથી સઘળાઓને થોડુંક ધન તેણે વ્હેંચી આપ્યું. આ પછી ઘાયલ સત્યવીરને લઇ સઘળું મંડળ ત્યાં નહિ રોકાતાં ડેરાતંબુ ઉઠાવી કૃષ્ણપૂરને પંથે પળ્યું.

## પ્રકરણ ૧૩ મું.

### " ઠરાવ. "

કૃષ્ણનંદન અને તેનું મંડળ બેશુદ્ધ સત્યવીરને ઉપાડી કૃષ્ણપુરમાં આવી પહોંચ્યું. સઘળા મધ્યરાત્રિએ ગામમાં પ્રવેશેલા હોવાથી તેમના કુટિલ કર્મની કોઇને ખબર પડી નહિ. બેશુદ્ધ સત્યવીરને મકાનની પાછળના એક સ્વચ્છ ઓરડામાં ખાટલાપર સુવારી તેની સારવાર કરવા માંડી. સારવાર કરવામાં ત્રણ માણસો રોકાએલાં હતાં, તે અન્ય કોઈ નહિ પણ કૃષ્ણનંદન, રામલાલ અને કપટકળા હતાં. કૃષ્ણનંદન પાણીની ધાર કરતો હતો, રામલાલ જખમપરનું લોહી સાફ

કરતો હતો, અને કપટકળા કંઇક વનસ્પતી વાટતી હતી. સત્યવીર શુદ્ધ વિહીન થઇ પડેલો હતો. તેનું શરીર લોહીથી રંગાઈ ગયું હતું. ઓરડામાં દીપક પ્રકાશી રહ્યો હતો. બેશુદ્ધાવસ્થામાં પણ સત્યવીરનું ગૌરમુખ અપૂર્વ તેજથી પ્રકાશી રહ્યું હતું, કુટિલ કપટકળા વારંવાર એ ગૌરમુખપર દ્રષ્ટિપાત કરતી હતી. સત્યવીરને જોતાંજ તેની અવસ્થા વિચિત્ર પ્રકારની થઈ રહી હતી. તેનું મન વ્યાકુળ બન્યું હોય એમ સમજાતું હતું, તેની આંખ્યોમાં રતાશ છવાએલી જણાતી હતી. જખમ ધોતો રામલાલ વચમાં કપટકળાના મુખ સામે જોતો હતો. છેવટે જખમ પરનું લોહી ધોઇ નાખી કપટકળાએ વાટેલી વનસ્પતી જખમપર મૂકી તેની ઉપર કપડાનો પાટો બાંધ્યો, એ પછી સત્યવીરને સાવધ કરવાના અનેક ઉપચારો કર્યા પણ તે સાવધ થયો નહિ. કૃષ્ણનંદને તેના શરીરપર હાથ ફેરવ્યો. શરીર ગરમ જણાયું. હૃદય ધડકતું હતું. આથી કૃષ્ણનંદનની ખાત્રી થઈ કે કંઈ જોખમ ભરેલું છે નહિ. સવાર થતામાં તો તે સાવધ થઈ જશે. અત્યારે તેને પડયો રહેવા દેવો જોઇએ. આમ ધારી તેણે એક નોકરને ત્યાં સૂઇ રહેવાનું કહ્યું. નોકરે સત્યવીરના ખાટલા પાસે જમીનપર પથારી પાથરી. ત્રીપુટી ચાલી ગઈ, રામલાલ તેના શયનસ્થાને જઇ સૂતો. બાપ દિકરી એકલાં પડયાં. બન્ને એક ઓરડામાં બેઠાં. ઉજાગરાથી બન્નેની આંખ્યો લાલચોળ જણાતી હતી. કૃષ્ણનંદને થોડીકવાર શાન્ત રહી પોતાની સામે બેઠેલી પોતાની પુત્રી પ્રત્યે કહ્યું, " કેમ બીજા કંઇ સમાચાર છે કે ? "

" ના. " કપટકળાએ પ્રત્યુત્તર આપ્યો.

" અમારા ગયા પછી તું કમળા પાસે ગઇ હતી કે ? "

" હા, હું ગઇ કાલેજ તેની પાસે ગઈ હતી. "

" તને જોઇ તે કંઈ બોલી હતી ? "

"ના, તેને પુષ્કળ તાવ ચઢેલો હતો; એનામાં બોલવાની શક્તિ હતી નહિ."

"વારૂ ત્હેં તેને બોલાવી હતી કે ?"

"હા, પણું તેણે મને કંઇપણુ જવાબ આપ્યો નહોતો. મારૂં બોલવું સાંભળી તેણે મારા સામે જોયું હતું. પિતાજી ! તેના એ જોવામાં એવી તો ક્રૂરતા માલમ પડતી હતી કે જેથી હું ભયભીત થઇ ત્યાંથી જલ્દી નીકળી ગઈ."

"તે છોકરી ઝેરીલી છે. હું હવે તેને થોડા દિવસમાંજ હતી ન હતી કરી નાખીશ."

"હા, ત્યારેજ આપણુથી સુખે રહી શકાશે. તે જ્યાં સુધી જીવતી છે, ત્યાં સૂધી આપણું જીવન ભય ભરેલું છે; માટે તેને હવે જલ્દીથી પૂરી કરવીજ જોઇએ."

"તે હું સમજું છું, તારા કહેવા પ્રમાણે ટુંક સમયમાં જ થશે !"

"પિતાજી! આપણા ઘરમાં આવેલો પેલો ઘાયલ ગભરૂ જવાન કોણ છે ?"

"તે મૂજફ્ફરપુરના જુવાન ઠાકોરનો મિત્ર છે; અને ત્યાં કારભારી પદે છે. તેના કાફલાને અમે લૂંટી યમસદન તરફ રવાને કર્યો છે. તેની પાસેથી ઘણું ધન મળશે ધારીને તેને અહિં ઉપાડી લાવવામાં આવ્યો છે. કપટકળા ! આ કામમાં તારી સ્હાયતાની ઘણી જરૂર પડશે ?"

"હું તમે કહેશો એમ કરવાને તૈયાર છું."

"ત્યારે જો સાંભળ. તે ઘાયલ જુવાનની સેવામાં તારે રહેવું; તેને ધીમે ધીમે તારી ચાતુર્યતા બતાવી વશ કરવો; અને પછી પૂર્ણ આધિન થતાં તેને ધૂતાય એટલો ધૂતી લૂંટવો. બેટા ! આ કામમાં

તને કંઈ વધારે શીખવાડવું પડે એમ નથી. તારે જે કરવાનું છે; તે તું પોતે સારી રીતે સમજે છે. એટલે હું તને વિશેષ કંઇપણ કહેતો નથી."

"તે બાબતની તમે કંઇપણ ફીકર રાખશો નહિ. પણ તેનું ધન તો તમે લુંટી લીધું છે; એટલે તે બીજું ક્યાંથી લાવશે ?"

"અરે ગાંડી ! તને આવો વિચાર ક્યાંથી આવ્યો ? સાંભળ. જો તે તારા પ્યારમાં સપડાશે, તો તારાથી ઘણુંજ લેવાશે. તું જે માગીશ તે તને મળશે."

"પણ ક્યાંથી ? તેનું ગામ તો અહિંથી ઘણું દૂર છે ?"

"તેનું ગામ દૂર છે; પણ આપણા સેવકો ક્યાં દૂર છે ! તે જે મંગાવશે તે આપણા માણસો સાંઢણીઓ પર સ્વાર થઈ તરતજ લઇ આવશે !"

"એતો જાણે ખરૂં, પણ તે કદાચ મારી માગણી ધીક્કારશે તો ?"

"તે પછીથી થઇ પડશે. જો તે તારા મોહમાં ફસાસે નહિ તો તેની સાથે જબરાઇથી કામ લેવું પડશે. પણ મને નથી લાગતું કે તે તારા મોહમાં અંધ થયા વિના રહે ? તે જરૂર તારે આધિન થઈ જશે અને તારો નચાવ્યો નાચશે."

"જો તેમ થાય તો ઘણું સારૂં; કારણકે હું તેનું..." કપટકળા આગળ બોલતાં અટકી. તેના મુખપર લાલી છવાઈ. આંખ્યો વિચિત્ર જણાઇ. કૃષ્ણનંદન મુછમાં હસ્યો. તે પછી થોડીવારે તેણે કપટકળાને સૂઈ રહેવાનું કહી વિદાય કરી. કપટકળા તેના શયનમંદિરમાં ગઈ અને નિદ્રાનું સુખ પ્રાપ્ત કરવા પલંગમાં પડી; પણ તેને ઉંઘ આવી નહિ. સત્યવીરના મોહક મુખ પર મોહાંધ થએલી મહિલા તેના હૃદયમાં અનેક પ્રકારના વિચારોને સ્થાન આપવા લાગી. કુટિલ કપટકળા

સત્યવીરના દિવ્ય દેદારનાં દર્શનથી છેકજ વ્યાકુળ બની રહી હતી.

ગમે એ પ્રકારે સત્યવીર સાથે રંગ રાગ માણવો. આવો રૂપાળો યુવાન જે ભાગ્યશાળી રમણી હોય તેને જ મળે છે. હું આજ સવારથીજ નવનવાં વસ્ત્રાભુષણ સજી તેને મારી તરફ આકર્ષવાના પ્રયત્નો કરીશ. હું નવી જાતનાં વસ્ત્ર શણગાર ધારણ કરીશ કે જેથી તે રૂપાળો યુવાન મને જોતાંજ મારીપર મરી ફીટશે. ગમે એમ થાય પણ હું તે રૂપાળા જુવાનથી મારી મનકામના પૂરી કર્યા વિના રહેનાર નથી. જો તે મને વધુવાર ટળવળાવ્યા વિના મારી મરજીને આધિન થઇ જશે તો હું તેને મારા બાપના ભયંકર ક્રોધમાંથી બચાવીશ." આવી રીતના વિચારોને સ્થાન આપતી કપટકળા પાસાં ઘસવા લાગી. પણ અનંગથી અકળાતી પ્રબળાપર નિદ્રાદેવીએ કૃપા કરી નહિ. રાત્રિનો પાછલો પ્રહર વિતતો હતો. સૃષ્ટિ શાન્ત હતી; પણ મદનના મારથી વ્યાકુળ બનેલી ખુબસુરતબલા અશ્રાન્ત હતી. તેના કુટિલ હૃદયમાં સત્યવીરના વિચાર સિવાય અન્ય કાંઇ હતું નહિ. સત્યવીરના રૂપ સૌન્દર્ય આગળ તેને તેનો જુનો આશક રામલાલ ભૂત જેવો લાગવા માંડયો. પાસાં દુખવા આવ્યાં પણ ઉંઘ આવી નહિ. આથી તે છેવટે કંટાળીને ખાટલામાંથી ઉઠી; અને સત્યવીરના ઓરડા તરફ ચાલી. થોડેક જતાંજ મકાનના છાપરાપર બેઠેલું એક ઘુવડ બોલવા લાગ્યું. ઘુવડના બોલવાને અપશુકન ગણી કપટકળા આગળ નહિ વધતાં ઉભી રહી; અને પછી કંઇક વિચાર કરી ઘુવડને ગાળો દેતી સુવાના ઓરડામાં પાછી આવી ખાટલામાં પડી. હજી પણ તેનું મન વિચાર વિહીન થયું નહોતું. વિચારથી અકળાએલી વનિતા વળી પાછી ખાટલામાંથી ઉઠી; અને પેટી ઉઘાડી સારાં સારાં વસ્ત્રો બહાર કાઢવા લાગી. આ વસ્ત્રો હું પહેરી તેની પાસે જઇશ કે તરત તે મારી ઉપર શીદા થઇ જશે. આવી રીતના વ્યવસાયમાં તેણે રાત્રિ પૂર્ણ કરી. સવાર

થયું. અંધકાર નષ્ટ થયો. કૃષ્ણનંદનના ઘરમાં હજી કોઈ જાગૃત થયું નહોતું, કપટકળાએ બહાર નીકળી નોકર ચાકરોને જગાડી ધમકાવવા માંડયા. હંમેશાં દોઢ પહોર દહાડે ઉઠનારી ભૂતડીને આજે વ્હેલી ઉઠેલી જોઇ નોકર–ચાકરો આશ્ચર્ય પામ્યા અને આ રાંડનું મુખ અત્યારમાં ક્યાંથી જોવામાં આવ્યું. આજે નક્કી કંઇક નવાજુની થશે; આજનો દિવસ સારો જાય તો ઠીક આમ બરબડતા નોકરો કામે વળગી ગયા. કપટકળાએ એક સેવકને બોલાવી ન્હાવાનું પાણી મંગાવ્યું. નોકર જળ લાવ્યો. કપટકળાએ સ્નાન કરી સારાં વસ્ત્ર–આભુષણ ધારણ કર્યાં; અને પછી નોકરને દુધ ગરમ કરી લાવવાનું કહી ઉપરના ભાગમાં જઇ માથું ઓળવા લાગી. માથામાં સુવાસીક તેલ નાખી વાળને સફાઇથી ઓળ્યા. મુખપર સફેતો લગાવ્યો. લગભગ એક કલાક ટાપટીપમાં વ્યતિત કરી કપટકળા સુંદર સુંદરી બની ગઈ. તે પછી તેણે ભીંતે લટકાવેલા આયનામાં મુખ જોયું. મુખ દર્શન થતાં તે જાણે પોતાની પરજ મોહી પડી ન હોય એમ ભાવ ભજવવા લાગી. તે ઘણી વાર સૂધી આયના સામે નિહાળી રહી અંતે આત્મગત બોલી ઉઠી કે, ‘અહા ! હું અત્યારે કેવી રંગીલી જણાઉં છું ? શું આ રૂપ સૌન્દર્યપર ગમે એવો જ્ઞાની મનુષ્ય પણ મોહાંધ થયા વિના રહે કે ? અરે મોટા જ્ઞાની પણ ચળી જાય એવી હું અત્યારે બની રહી છું ! આમ બોલતી કપટકળાએ નોકરને દુધ લાવવાની બૂમ મારી. સેવક દુધ લાવ્યો. કપટકળાએ દુધ પી બીજો પ્યાલો ભરી લાવવાનું કહ્યું. સેવક ચાલતો થયો અને થોડીવારે બીજો પ્યાલો ભરી ત્યાં હાજર થયો. તેને પોતાની પાછળ ચાલ્યા આવવાનું કહી કપટકળા સત્યવીરના ઓરડા તરફ જવા લાગી. સેવક દુધનું પાત્ર લઈ તેની પાછળ–પાછળ ચાલવા લાગ્યો.

# પ્રકરણ ૧૪ મું.

## " વાતચિત. "

કપટકળા સત્યવીરના ઓરડામાં આવી ઉભી રહી. સત્યવીર ખાટલામાં સૂતેલો હતો. તેની આંખ્યો મીંચાએલી હતી. તેના ખાટલાની બાજુમાં સૂતેલો સેવક પણ હજી જાગૃત થયો નહોતો. કપકળાએ સત્યવીરના ગૌર મુખ સામે નિહાળ્યું. આંખ્યોનો એકપણ પલકારો માર્યા વિના તે ઘણીવાર સુધી સત્યવીરના વદન સામે નિહાળી રહી. દુધનું પાત્ર પકડી પાછળ ઉભેલો નોકર કપટકળાની ચેષ્ટા અવલોકી રહ્યો. આવી રીતે થોડોક સમય વ્યતિત કરી કપટકળાએ સૂતેલા નોકર સામે નજર કરી. તેને ઉંઘમાં પડેલો જોઇ તેનો મિજાજ ખસ્યો. તત્કાળ તે સૂતેલા સેવકને લાત લગાવતાં પિશાચિની બોલી ઉઠી, " ઉઠ. "

નિરંતર મોડા ઉઠનારા નોકરને તેની લાતની અસર થઇ નહિં. આથી કપટકળા તેને બીજી લાત લગાવતાં બોલી, " અલ્યા કુલીઆ ઉઠ, ઉંઘમાં કેમ મરી પડયો છે ? "

લાત અને કઠોર શબ્દથી તે સેવક કે જેનું નામ ફુલસંગ હતું તે સફાળો જાગી ઉઠયો અને આંખ્યો ચોળતો કપટકળાના સામે જોઇ રહ્યો. કપટકળા પણ ગુસ્સામય નજરે તેના પ્રતિ દ્રષ્ટિ કરી રહી. ગરીબ નોકર તેને જોઇ ધ્રુજવા લાગ્યો. આ ચંડાળણીનું મુખ અત્યારે ક્યાંથી નજરે પડયું, આજનો દહાડો કેવો જશે ? હે ખોડીયાર મા આજનો દિવસ જો સુખમાં જશે તો તને એક નાળીએર ચઢાવીશ. આમ આત્મગત્ શોચતો ફુલસંગ ઉભો થયો. તરત કપટકળા બોલી ઉઠી.

" અલ્યા ! કેમ આજે આટલો મોડો ઉઠયો ? "

" બ્હેનબા ! આજતો હું રોજના કરતાં વ્હેલો ઉઠયો છું." ફુલસંગે જણાવ્યું.

કપટકળાને તેનું બોલવું વ્યાજબી લાગ્યું. કારણકે ઘરમાં હજી કોઈ પણ જાગૃત થયું નહોતું. પોતે આખી રાત્રિ જાગૃતાવસ્થામાં વિતાવેલી હોવાથીજ આ વખતે જાગતી હતી, નહી તો તેને પોતાને તો અત્યારે પાછલી રાત્રિ જતી હોત. પોતાના બોલવાનો પ્રત્યુત્તર મળ્યો નહિં જાણી ફુલસંગ હસ્તે વદને કપટકળા સામે જોઈ બોલ્યો, " બ્હેન બા ! અત્યારમાં અહિં કેમ આવ્યાં છો ? "

" મ્હેમાનની ખબર કાઢવા. વારૂ તું રાત્રે ક્યાં સુધી જાગ્યો હતો ? "

" અર્ધી રાત સુધી, જ્યારે થાણામાં બારના ટકોરા થયા ત્યારે હું પથારીમા પડયો, અને પછી એના ટકોરા થયા પહેલાં તો ઉંઘી ગયો. "

" રાત્રે અફીણ ખાધું હતું કે ? "

" ક્યમ ના ખઉં, અફીણ વિના તો મારે ઘડી પણ ના ચાલે બા."

" વારૂ મ્હેમાન રાત્રે જાગ્યા હતા કે ? "

" ના, પણ ઉંઘમાં પાસુ ફેરવ્યું હતું."

" ઠીક, જા એક પાણીનો લોટો લઇ આવ." કહી કપટકળા સત્યવીરના ખાટલાની પાસે પડેલા એક બાજઠપર બેઠી. ફુલસંગ હસતો —હસતો પાણી લેવા ગયો. તે પછી કપટકળાએ દુધનું પાત્ર લઈ ઉભેલા સેવકને દુધ નીચે મૂકવાનું કહી સત્યવીરને પવન નાખવાનું સૂચવ્યું. સેવક પંખો લઇ ધીમે ધીમે પવન નાખવા લાગ્યો. કપટકળા સત્યવીરના મુખપર હાથ ફેરવી તેના અવ્યવસ્થિત થઇ કપાળપર પથરાએલા વાળને ઠીકઠાક કરવા લાગી. ફુલસંગ પાણી લાવ્યો. તેના

હાથમાંથી પાણીનો લોટો લઈ કપટકળા સત્યવીરનું મુખ ધોવા લાગી. આ સ્પર્શથી સત્યવીરના શરીરમાં ચેતન આવ્યું. તેણે આંખ્યો ઉઘાડી પોતાની સારવાર કરનાર સામે જોયું, આંખ્યો ઉઘડતાં તેને નવું—નવું જણાયું. પોતાની સારવાર કરતી એક રમણીને જોઇ તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. આ સાથેજ તેને દર્દની વેદના જણાઇ. સ્મૃતિ તાજી થઈ. પોતે બહારવટીઆઓ સાથે લડતાં ઘવાયો હતો તે યાદ આવ્યું. તેણે આત્મગત્ વિચાર્યું કે, મને બેશુદ્ધાવસ્થામાંજ કોઇકિ દયાળુ અહિં ઉપાડી લાવેલ હશે. આમ વિચારતા સત્યવીરે ઉઠીને બેઠા થવાનો પ્રયત્ન કર્યો, તરત કપટકળાએ તેની પીઠ પાછળ તકીયો મૂકવાને ફુલસંગને જણાવ્યું. ફુલસંગે તકીયો ગોઠવ્યો. પછી કપટકળાએ ટેકો આપી સત્યવીરને તકીયાને અઢેલી બેસાડયો. સત્યવીરે દયામય દ્રષ્ટે કપટકળા સામે જોઈ કહ્યું, " તમે મારે માટે ઘણોજ શ્રમ ઉઠાવ્યો હોય એમ જણાય છે. "

" આમાં શ્રમ શેનો ? તમે ઉઠી બેઠા થયા એટલે મારો શ્રમ સફળ થયો. મ્હેં વિશેષ કાંઇ કર્યું નથી. " કપટકળાએ હસતા વદને જણાવ્યું.

" આમ શા માટે બોલો છો ? તમે મારા માટે ઘણું કર્યું છે. જો તમે સમયસર મારી સારવાર કરી ન હોત, તો અત્યારે હું જીવતો હોતજ નહિ. તમારો ઉપકાર હું જન્મ પર્યંત ભૂલનાર નથી. હા ! જુવોને તમારૂં મુખ રાત્રિના ઉજાગરાથી કેવું નિસ્તેજ જણાય છે ? આંખ્યો કેવી લાલચોળ દેખાય છે ? " સત્યવીરે તેના મુખ સામે જોઇ રહી કહ્યું. કપટકળા ગભરાઇ. પોતાનું મુખ નિસ્તેજ જણાવાથી તેના હ્રદયમાં શોક ઉત્પન્ન થયો; પણ તે સત્યવીરના જાણવામાં આવે નહિ એ હેતુથી બોલી, " હજી મ્હેં મ્હોં ધોયું નથી એટલે તમને

એમ જણાતું હશે ?"

"મુખ ધોવાથી ઉજાગરાનાં ચિહ્ન દૂર થતાં નથી, તેને માટે તો નિદ્રાનીજ જરૂર છે. આજે તમે અન્ય કાંઇ કાર્ય નહિ કરતાં વિશ્રાન્તિ લેજો, કે જેથી તમારૂં વદન પ્રફુલ્લિત થશે." સત્યવીરે કહ્યું.

"આપની સૂચનાનુસાર બપોરે આરામ લઇશ. વારૂ હવે જણાવો કે તમારા શરીરે કેમ છે ?"

"શરીર સ્વસ્થ છે; પણ જખમમાં દર્દ થયા કરે છે."

"હમણાં પાટા છોડી બીજી દવા લગાવીશું એટલે બળતરા ઓછી થશે."

"એતો જ્યારે તેનું નિમીત આવશે ત્યારે એની મેળે મટી જશે, તમારે બહુ મહેનત લેવાની કંઈ જરૂર નથી."

"ના, હવે તો જ્યારે તમને બરાબર મટી જશે, ત્યારેજ મને ઠીક લાગશે. લ્યો, હવે આ દુધ પી જાવ." કહી કપટકળાએ દુધનું પાત્ર આપવાને હાથ લંબાવ્યો.

"અહા ! તમારો કેટલો બધો ઉપકાર ?" આમ બોલી સત્યવીરે તેના હાથમાંથી પ્યાલો લીધો. તેના હાથનો પોતાના હાથને સ્પર્શ થવાથી કપટકળા આનંદ પામી. સત્યવીર દુધ પીવા લાગ્યો. કપટકળા વિકારમય નેત્રે જોઇ રહી. સત્યવીરે દુધ પી પ્યાલો પાછો આપ્યો. કપટકળાએ પ્યાલો લેતાં સત્યવીરનો હાથ દબાવ્યો. સત્યવીરે તેનું અણજાણપણું કલપ્યું. જે પોતે પવિત્ર હોય છે; તે સામાને પણ પવિત્રજ સમજે છે. સત્યવીર પવિત્ર યુવક હતો; તે કપટકળાને પોતાના જેવી માને એમાં આશ્ચર્ય જેવું કંઇ હતું નહિ. થોડીવાર શાન્ત રહી સત્યવીરે પૂછ્યું, "તમારૂં નામ જણાવશો ?"

"હા, મારૂં નામ કપટકળા." કપટકળાએ સ્મિતહાસ્ય કરી જણાવ્યું.

નામ સાંભળી સત્યવીર કંઇક વિચારમાં પડ્યો, અને પછી થોડીવારે બોલ્યો, "હું ધારૂં છું કે આ ઘર તમારા પિતાનું હોવું જોઇએ ?"

"હા, હું મારા પિતાને ઘેરજ રહું છું."

"તમારા પિતાશ્રીનું શું નામ છે ?"

"કૃષ્ણનંદન."

"નામ તો ઘણું સારૂં છે. જેવું નામ છે તેવા દયાળુ પણ છે કે જેના પ્રયાસથી હું જીવવા પામ્યો છું. કપટકળા ! હું તમારા પિતાનો અત્યંત ઉપકારી છું. જો તેઓ મને અહિં ઉપાડી લાવ્યા ના હોત, તો હું આજે તમારી સાથે વાત પણ ક્યાંથી કરત ?"

"એમાં મારા બાપુએ કંઇ પણ કર્યું નથી. માણસ માત્રની ફરજ છે કે દુઃખીને મદદ કરવી. એ મુજબ મારા પિતાએ કર્યું છે. એથી ઉપકારની કંઇ જરૂર નથી." કપટકળાએ વિવેક દર્શાવ્યો. પણ આમ કહેતાં તેની દ્રષ્ટિ સત્યવીરના સામે ઠરેલીજ હતી. તેની આંખ્યો પણ વિચિત્ર ચાળા કરતી હતી. આ પ્રકાર પર સત્યવીરનું દુર્લક્ષ્ય હતું. જો તે પણ કપટકળાના મુખ સામે ધ્યાનપૂર્વક જોતો હોત, તો તરત તે આ કુટિલાની કુટિલ ચેષ્ટા કળી જાત. સત્યવીર થોડીકવાર મૌન રહી પુનઃ બોલ્યો, "અત્યારે કેટલા વાગ્યા હશે ?"

"સાતનો સમય થયો હશે ?"

"તમારા પિતા જાગૃત થયા હશે ?"

"ના, કારણકે તેમણે પણ આજે આખી રાત્રિ જાગૃતાવસ્થામાંજ વિતાવી છે, તમને શુદ્ધિમાં લાવવાને તેમણે મધ્યરાત્રિ સૂધી અનેક પ્રયત્નો કર્યાં હતા, પણ જ્યારે તમે સાવધ થયા નહિ ત્યારે હું અને મારા બાપુ આખી રાત ચિંતાતુર વદને તમારા ખાટલા આગળ બેસી રહ્યાં. છેવટે મારા અતિ આગ્રહથી મારા બાપુ મોટા પરોઢીએ સૂવાને ગયા."

"તેં જાગે એટલે અહિં બોલાવજો."

"તે વગર બોલાવે અહિં આવશે. તેમને તમારી ચિંતા ઘણી છે."

"ખરેખર દયાળુ મનુષ્યો બીજાને માટે ઘણાંજ દુઃખી થાય છે. કપટકળા ! હવે જાઓ અને ગૃહકાર્યમાં ગુંથાવ. હું પણ લગીર આડો થવા ઇચ્છું છું."

"હા, થોડીકવાર આરામ લ્યો. ખાવાની વખતે હું પાછી તમારી પાસે આવીશ. પણ તે પહેલાં કંઈ જરૂર પડે તો આ નોકરને કહેજો." આટલું કહી કપટકળાએ સત્યવીરને ધીમેથી ઝાલી સૂવાર્યો, તે પછી કુલસંગને ત્યાં રહી બરાબર સંભાળ રાખવાનું કહી બીજા સેવક સાથે ત્યાંથી ચાલતી થઇ. તેણે ત્યાંથી જતાં અનેક વખત સત્યવીરના તરફ દ્રષ્ટિ કરી સત્યવીર સુઇ રહ્યો. ત્યાં રહેલો નોકર ઓરડો સાફ કરવા લાગ્યો, સમય થતાં સત્યવીરને માટે ખાવાનું આવ્યું. કપટકળા પોતેજ થાળ લઇને આવી સત્યવીરે બેઠા થઈ જમી લીધું. આટલા સમયમાં કપટકળાએ સત્યવીરને પોતાની તરફ આકર્ષવાને માટે અનેક ચાળા કર્યા હતા; પણ સત્યવીરે તેના તરફ ધ્યાન આપ્યું નહોતું. સત્યવીરના જમી રહ્યા બાદ ખાલી થાળ નોકર સાથે મોકલાવી કપટકળા ત્યાં રહી, તેણે સ્વહસ્તે પાન બનાવી સત્યવીરને આપ્યું. બન્નેમાં આડી અવળી વાતો થવા લાગી. એટલામાં કૃષ્ણનંદન રામલાલ સાથે ત્યાં આવ્યો, બન્નેએ ખાટલા પાસે પાથરેલી શેત્રંજીપર સ્થાન લઇ સત્યવીરની ખબર પૂછી. સત્યવીરે બન્નેના સામે જોઇ તેમનો ઉપકાર માન્યો; પણ તેમના સામે નજર કરતાંજ સત્યવીરના મનમાં તેઓની ઉપર કુદરતી રીતેજ અણગમો ઉત્પન્ન થયો. કૃષ્ણનંદને થોડીવાર બીજી વાતો કર્યા પછી સત્યવીર પર આવી પડેલી

વિપત્તિને માટે દીલગીરી દર્શાવી. તે પછી થોડોક વખત ત્યાં રહી કૃષ્ણનંદન રામલાલ સાથે ત્યાંથી ઉઠી ચાલતો થયો. આવી રીતે તે દિવસ પૂરો થયો, બીજો દિવસ થયો. કપટકળા સત્યવીરની સારી સેવા ઉઠાવતી હતી. તેને ખુશ રાખવાને અનેક પ્રયત્નો કરતી હતી, તેણે નોકર ચાકરોને સખ્ત સૂચના આપી હતી કે મહેમાનની સેવામાં કોઇએ પાછી પાની કરવી નહિ, તેમજ આપણા ગુપ્તભેદની વાત તેના જાણવામાં આવે નહિ એવી રીતે વર્તવું. નોકર ચાકરો તેની આજ્ઞા મુજબ વર્તતા હતા. દિવસો પર દિવસો જવા લાગ્યા. સત્યવીરના શરીરે આરામ થવા આવ્યો. તેના જખમો રૂઝાઇ જવા આવ્યા હતા. તે હવે સારી રીતે ફરી હરી શકતો હતો. તેને હમેશાં સવાર સાંજે એક ગુપ્ત બારણેથી બહાર કાઢી ખુલ્લા મયદાનમાં ફરવાને માટે લઇ જવામાં આવતો. ફરવા જતી વખતે કૃષ્ણનંદન અને રામલાલ તેની સાથે રહેતા. કોઇ ત્રીજા માણસને તેની સાથે વાત કરવા દેવામાં આવતી નહોતી. આ જાણી સત્યવીરના હૃદયમાં અનેક પ્રકારના વિચારો થવા લાગ્યા; પણ કંઇ નિર્ણય કરી શક્યો નહિ. ઠીક છે આગળ ઉપર જે હશે તે જણાશે ધારી તે શાન્ત રહેતો. કપટકળા આખો દિવસ અને મધ્યરાત્રિ સૂધી તેની પાસે રહેતી; અને તેનો પ્રેમ મેળવવાને અનેક ચરિત્રો કરતી. વાતો કરતાં હસતી, આંખ્યોના પલકારા મારતી અને લાગ મળતાં સત્યવીરના શરીર સ્પર્શનો પણ લ્હાવો લેતી. પ્રથમ તો તેનું વર્તન સત્યવીરને નિષ્કપટતા ભરેલું લાગ્યું; પણ થોડાક દિવસ વિતતાં તો તેના પવિત્ર હૃદયમાં કપટકળા પ્રત્યેના સંશયે સ્થાન લીધું.

× × × × ×

કૃષ્ણનંદનને ત્યાં નિવાસ કરે સત્યવીરને પંદર દિવસ થયા છે. આજે પંદિરમા દિવસની રાત્રિ છે, સત્યવીર તેના ઓરડામાં બીછાવેલી એક ગાદીપર તકીયાને અઢેલી બેઠો છે. દીપક મંદમંદ પ્રકાશે પ્રકાશી રહ્યો

છે. ફુલસંગ સેવક તેની આજ્ઞા ઉઠાવવાને થોડેક દૂર બેસી રહ્યો છે. આ વખતે સત્યવીર કંઇક વિચારમાં પડેલો હોય એમ જણાય છે. તેણે થોડીકવાર વિચારમાં વખત વિતાવી પાસે બેઠેલા સેવકને નજીક બોલાવી ધીમેથી પૂછ્યું, " ફુલસંગ ! હું પૂછું તેના જવાબ આપીશ કે ? "

" હા જી. " ફુલસંગે તીવ્ર નજરે તેના સામે જોતાં જણાવ્યું.

" તું ક્યાંનો વતની છે ? "

" મારૂં ગામ અહિંથી થ્રણે દૂર આવેલું છે. મારા ગામનું નામ રાયપુર છે. "

" તું અહિં કેટલાં વર્ષથી નોકરી કરે છે ? "

" લગભગ આઠ વર્ષથી. "

" શું પગાર મળે છે ? "

" રહેવું અને દસ રૂપીઆ. "

" આટલામાં તારૂં પૂરૂં થાય છે કે ? "

" માબાપ ! પૂરૂં થાય કે ન થાય ;પણ શું કરીએ ? જો કંઇ ભણ્યા ગણ્યા હોત તો સારી નોકરી કરત. મારાં માબાપે મને ભણાવવાને ઘણીજ મહેનત લીધી હતી, પણ મારા જેવા કમનસીબ માણસના ભાગ્યમાં ભણવાનું ક્યાંથી હોય ? ઘેરથી નીશાળે જવાનું નામ દઇ હું મારા જેવા દોસ્તદારો સાથે બહાર ભટકતો બહાર ભટકવાની ટેવથી દુરાચરણ શીખ્યો. આના પરિણામમાં આજે આટલા ટુંકા પગારથી પેટની વેઠ કરવી પડે છે. આથી મને ઘણું લાગી આવે છે, પણ શું કરૂં ? પ્રભુએ જે સ્થીતી આપી હોય તેમાં સંતોષ માન્યા સિવાય છૂટકો નથી. " આટલું કહેતાં ફુલસંગની આંખ્યોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. તે દીન વદને સત્યવીર સામે જોઇ રહ્યો. તેનું કહેવું

સત્યવીરને સત્ય લાગ્યું. ગરીબ પ્રત્યે દયાભાવ પ્રકટયો: પુનઃ તેણે કહેવા માંડ્યું, " તારી વાત સત્ય છે. પ્રભુએ જે સ્થિતિમાં રાખ્યા હોય તેમાંજ આનંદ માનવો. વારૂ તારે બીજું કોઇ સગું વ્હાલું છે કે ? "

" ના, મારાં સગાં વ્હાલાં ગયા દુકાળમાં ચાલેલા કોલેરાથી મરી ગયાં છે. " ફુલસંગે જણાવ્યું.

" તને કોઈ સારા માણસની નોકરી મળે તો તું આ તારા જુના શેઠને છોડી દે ખરો કે? આ પ્રશ્ન પૂછી સત્યવીર તેના મુખ સામે જોઈ રહ્યો. ફુલસંગ જવાબ આપી શકયો નહિ. આથી સત્યવીરે ફરીથી પૂછ્યું, " ફુલસંગ ! કેમ જવાબ આપતો નથી? જો તને અહિં સુખ મળતું હોય તો મારે તને પૂછવાની જરૂર નથી. બોલ તું અહિં સંપૂર્ણ સુખી છે ? "

" ના. " ફુલસંગે ધ્રુજતા શબ્દે જવાબ આપ્યો.

" ત્યારે જણાવ કે તું સુખની નોકરી કરવા ઇચ્છે છે ? "

આનો પ્રત્યુત્તર આપવા પહેલાં ફુલસંગ ઉભો થઇ ઓરડા બહાર જોઈ આવ્યો કે આ વાતચીત કોઈ સાંભળતું તો નથીને? ફુલસંગ જોઈ આવી પોતાની જગાએ બેસી બોલ્યો, " મહેરબાન ! હું આ સ્થળેથી છૂટવાને ઘણોજ આતુર છું. જો આપ મને અહિંથી છોડાવી સુખમાં નાંખશો તો હું જીવતો રહીશ ત્યાં સુધી તમને આ-શિષ દેતો રહીશ. હું મારા આ શેઠની નોકરીથી કંટાળી ગયો છું."

" હું તને જરૂર સુખી કરીશ. ફુલસંગ! જો તું મારી સાથે પ્રમાણીકપણે વર્તીશ તો હું તને મારી પાસે રાખી સારો પગાર આપીશ."

" હું આપની સેવા આનંદથી કરીશ અને મારા વર્તનની ખાત્રી આપને થોડાક દિવસમાંજ કરી આપીશ; પણ આપ મહેરબાન ક્યાં રહો છો ? "

"હું હાલ મુજફ્ફરપુરમાં રહું છું, હું ત્યાંના ઠાકોરનો મિત્ર છું."

"હેં ! આપ આ શું કહો છો ?"

"હું સત્ય કહું છું."

"આપનું નામ સત્યવીર ?"

"હા, પણ ત્હેં મારૂં નામ ક્યાંથી જાણ્યું ?"

"હું એક વખતે મારા શેઠ સાથે મુજફ્ફરપુરમાં આવ્યો હતો, ત્યાં એક માણસની સાથે મારા શેઠની થતી વાતચીતમાં આપનું નામ સાંભળવામાં આવ્યું હતું."

"તે શી વાત હતી ?"

"તે હું જણાવી શકું એમ નથી. મહેરબાની કરીને તે વાત મને ન પૂછશો."

સત્યવીરને સંશય પડતાં પુનઃ પૂછ્યું,–"કેમ ? એ વાત જણાવવામાં કંઇ હરકત જેવું છે ?"

"હા, એ વાત જણાવતાં ઘણુંજ ભયંકર પરીણામ આવે તેમ છે."

"એમ ! ઠીક ત્યારે એતો જણાવકે કૃષ્ણનંદન શેઠ શું ધંધો કરે છે ?"

ફુલસંગ અવાચક રહ્યો. તેના મુખપર શ્યામતા છવાઈ. સત્યવીરે તેના મુખનું અવલોકન કરતાં જાણી લીધું કે તેની વાતમાં કંઇક ભેદ રહેલો છે. સત્યવીર કાચોપોચો નહોતો. તેણે સઘળો ભેદ જાણવાનો નિશ્ચય કર્યો. તેણે મીઠા શબ્દે પૂછ્યું,

"ફુલસંગ ! તું વાત કરતાં ગભરાય છે શા માટે ?"

"નારે ના, હું તો કંઇએ ગભરાતો નથી."

"તું શામાટે જુઠું બોલે છે ? શું તને ખબર નથી કે જુઠું

બોલનાર પ્રભુનો અપરાધી ગણાય છે ?"

"હું જાણું છું, પણ...પણ...હું શું કહું ?"

"કેમ ?"

"સઘળી વાત જણાવાય એમ નથી, મને માફ કરો."

"તું ગભરાઇશ નહિ. તારો વાંકો વાળ હું થવા દઇશ નહિ, તેમ તારી ખાનગી વાત પણ કોઇને જણાવીશ નહિ."

"મારી વાતમાં સાર નથી. તેમાં ઘણી ભયંકરતા સમાએલી છે."

"શું ભયંકરતા ?"

"હા, ભયંકરતા અને અમારી પાપનિપુણતા."

"શું કૃષ્ણનંદન પાપી છે ?"

"તે વાત ન પૂછો. જો કોઇ સાંભળશે તો તમારૂં અને મારૂં આવી બનશે. હું આપને ત્યાં આવ્યા પછી સઘળી વાત જણાવીશ."

"તું બે ફીકર રહે. તને અને મને કોઇ પણ ઇજા પહોંચાડી શકે એમ નથી."

"મહેરબાન ! શા માટે મને આગ્રહ કરો છો ? વાતમાં કંઇ સાર નથી."

"સાર હો યા ન હો પણ મારે તારી વાત જાણવી છે. કુલસંગ ! તું ઘણો ડાહ્યો માણસ હોવાથીજ હું તને પૂછું છું અને મારી સાથે લઇ જવાને ઇચ્છું છું."

"આપ અહિંથી ક્યારે જનાર છો ?"

"કાલ અગર પરમ દિવસે."

"ત્યારે તે પછી સઘળી વાત કહું તો નહિ ચાલે ?"

"ના, કારણ કે હું જે ઇચ્છું છું તે તેજ વખતે કરૂં છું, માટે

તારી સઘળી વાત વિના સંકોચે જણાવ; અને પછી તું પણ મારી સાથે આવવાની તૈયારી કર.”

“હું આપની સાથે આવવાને તૈયાર છું, પણ મારો ચાર માસનો પગાર ચઢેલો છે. જો હું માગવા જઇશ, તો વ્હેમ પડશે. તેમજ પગાર લીધા વિના મારાથી આ ગામની બહાર પણ નીકળી શકાય એમ નથી. કારણ કે મારે આ ગામમાં લગભગ ત્રીસ પાંતરીસ રૂપીઆનું દેવું છે. હું કોઇના પૈસા ડૂબાવવા ઇચ્છતો નથી.”

“તું બીલ્કુલ ગભરાઇશ નહિ. લે હું તમે તારૂં દેવું ચૂકવવા જેટલા રૂપીઆ આ પળેજ આપું છું. તું તારૂ દેવું ચુકવી આવ; પણ તેની સાથે મારે તને ફરીથી એટલું જણાવવાનું કે તું મારાથી બે ઇમાની કરીશ નહિ.” આટલું કહી સત્યવીરે પોતે પહેરેલા પહેરણ નીચે આવેલા કબજાના ગજવામાંથી બે સોના મ્હોરો કાઢીને ફુલસંગના હાથમાં મૂકી. ફુલસંગ થોડીકવાર સૂધી સજળનયને મ્હોરો સામે અને સત્યવીરના મુખ સામે જોઇ રહ્યો. તે ઉપકારના ભારથી દબાયો હોય એમ તેના મુખપરથી જણાવવા લાગ્યું. આ પછી પુનઃ સત્યવીરે તેને વાત કહેવાનું સૂચવ્યું. લક્ષ્મીવશ ફુલસંગે ફરીથી એકવાર ઓરડાની બહાર કોઇના આવવા જવાની તપાસ કરી આવી ધીમે ધીમે કૃષ્ણનંદનનાં કારસ્થાનોની વાત કહેવા માંડી. તેની વાત સત્યવીર જેમ જેમ વધુ સાંભળતો ગયો, તેમ તેના હૃદયમાં આશ્ચર્ય ભય—ઉદ્વેગ, દ્વેશ વગેરે ઉત્પન્ન થવા લાગ્યું. ફુલસંગે અથઇતિ તમામ હકીકત સત્યવીરને કહી સંભળાવી. વાતમાંને વાતમાં અનાથ કમળાનું હૃદયભેદક વૃતાંત પણ કહી સંભળાવ્યું. સઘળી વાત શ્રવણ કરી સત્યવીર સ્તબ્ધ બન્યો, તે બહાદુર હિંમતવાન હતો; પણ આ વખતે કૃષ્ણનંદનનાં ભયાનક કુટિલ કર્મો સાંભળી તેના આખા શરીરે પરસેવો

વળ્યો, કૃષ્ણનંદન પર તેને તિરસ્કાર પ્રકટયો. તેના સ્વાર્થને માટેજ મારી આટલી બધી સરભરા કરવામાં આવી છે. જો તેનો સ્વાર્થ પૂર્ણ નહિ થાય તો મારૂં જીવન જોખમમાં છે, એમ જાણી સત્યવીર ઉંડા વિચારમાં પડ્યો. તેણે થોડીકવાર વિચારમાં રહી અંતે કુલસંગને કહ્યું, કુલસંગ! ત્હેં સઘળી વાત જણાવી મારી ઉપર મોટો ઉપકાર કર્યો છે, અરે એથી પણ વિશેષ ત્હેં મારૂં જીવન બચાવ્યું એમ કહીએ તો પણ ચાલી શકે. વારૂ હવે તું જમી પાછો આવ. હમણાં મારે માટે પણ ખાવાનું આવશે. આજે આપણે ઘણા વિચાર કરવાના છે, અને સાથે અહિંથી જેમ બને એમ જલ્દીથી નીકળી જવાની જરૂર છે. કુલસંગ! હજી મારે તને કપટકળાના સંબંધમાં કંઇક પૂછવું છે, પણ તું જા, અને વાળુ કરી જલ્દી પાછો આવ." કુલસંગ તરત ત્યાંથી ચાલ્યો ગયો. સત્યવીર મહાન્ વિચારમાં ગરકાવ થયો. તે પછી થોડી વારેજ કપટકળા તેના એક હાથમાં ભોજનનો થાળ અને બીજા હાથમાં પાણીનું પાત્ર લઇ ત્યાં ઉપસ્થિત થઇ. સત્યવીર વિચારમાં એટલો તો તલ્લીન થયો હતો કે તેને કપટકળાના આવવાની ખબર પડી નહિ. કપટકળા હાથમાંનો થાળ બાજઠ પર મૂકી સત્યવીરના શાન્ત તેજોમય મુખને એકાગ્ર દ્રષ્ટે નિહાળી રહી.

---

## પ્રકરણ ૧૫ મું.

### "કામાંધ કામિની."

કપટકળા જેમ જેમ સત્યવીરના વદન સામે વધુવાર નિહાળી રહી, તેમ તેના મુખપર અવનવા ભાવ થવા લાગ્યા. કુટિલ અબળા મોહાંધ થઇ. મલીનવાસના પૂર્ણ કરવાને તર્ક-વિતર્ક કરવા લાગી.

સત્યવીર મોહક જણાયો. રૂપરંગમાં સર્વેનાથી શ્રેષ્ઠ મનાયો. આવા રૂપાળા યુવકનો પ્રેમ જે ભાગ્યવાન રમણી હોય તેનેજ મળી શકે છે. હું પણ પૂરી ભાગ્યવાન છું કે જેથી મારો અને આનો મેળાપ થયો. તે મને આનંદ કરાવવાને માટેજ અહિં આવી ચઢ્યો છે. આજ સુધી આવા અનેક યુવાન મુસાફરો અહિં આવી ગયા છે, પણ આના સમાન કોઇ નિહાળ્યો નથી. આ રૂપગુણ યુવાન કામદેવને પણ શરમાવે એવો છે. અહા! તેનું ગૌરવદન કેવું પ્રકાશી રહ્યું છે! આવા ગૌર મોહક મુખપર મારા જેવી અબળાઓ મોહી પડે એમાં આશ્ચર્ય જેવું નથી. આમ ગડભાંગ કરતી કપટકળા વળી આગળ બોલવા લાગી, " જો આ રસીક યુવાન મારી વાસના તૃપ્ત કરશે, તો તેને પણ સ્વર્ગસુખ મળશે. જો તે મારી મરજીને આધિન થશે; તો કાળના વિકાળ પંજાથી બચશે. હું તેને મારા પિતાના સ્વાર્થથી હતો નહતો થતો બચાવીશ. પણ જો તે મને નિરાશ કરશે, તો તેને ભયંકર પરીણામ સહન કરવું પડશે. અબળાને નિરાશ કરનારને એક પલકવારમાં મરવું પડશે. પણ હું નથી ધારતી કે તે મને નિરાશ કરે. તે મારી ઇચ્છા જાણતાંજ મારી વૃત્તિને તાબે થઈ જશે. તે એવો મૂર્ખ નહિ હોય કે આવી રૂપગુણસંપન્ન રમણી વગર બોલાવે તેને સુખ અર્પવા આવી છે તેને નિરાશ કરે? આ એકાન્તમાં મારા જેવી નવયૌવનાને જોઈ તે પણ આખરે વિહ્વળ બનશે અને મારી આજ્ઞા થતાંજ તે મને દોડીને ગાઢ આલિંગન આપી તેના બાહુ પિંજરમાં જોરથી દબાવશે. બસ તેજ વખતે આકળવિકળ બનેલા અને મદનના મારથી તપતા શરીરને કંઇક શીતળતા થશે. મારો રસીક યુવાન પ્રેમ કળામાં પૂરો પ્રવિણજ હશે? બસ તેનાથી હું સ્વર્ગસુખ ભોગવીશ. લાવ ત્યારે આ મોહક મૂર્તિને મારા આગમનની જાણ કરૂં.

વધુ વખત વિતે છે તેમ મારો જીવ તલસે છે." આમ બોલતી કામાંધ કામીનીએ ધીમેથી સત્યવીરની નજીક જઇ કહ્યું,

" કાં શું વિચાર કરો છો?"

તેના પ્રશ્નથી વિચારવશ સત્યવીર સ્વસ્થ થયો. તેણે કપટકળા પ્રતિ દ્રષ્ટિ કરી. તે થોડીકવાર સુધી કપટકળાની ચળકતી ચક્ષુઓ તરફ જોઇ રહ્યો. આ રાત્રિના સમયે તેને આવેલી જોઇ તે શંકાશિલ બન્યો. તેણે આસપાસ દ્રષ્ટિ કરી પણ કોઇ જણાયું નહિ. ફુલસંગને ગયે વાર થઇ હતી; તે હજી આવ્યો નહોતો. સર્વત્ર શાન્તિ વ્યાપેલી હતી. રાત્રિના પ્રથમ પ્રહરની પૂર્ણાહુતી થવા આવી હતી. કપટકળા મંદ મંદ હસતી હતી. તેણે સહાસ્યવદને પૂછ્યું,

" કાં શું વિચાર ચાલે છે?"

" કંઇંક અવનવા સંકલ્પ–વિકલ્પ થયા કરે છે. તમે ક્યારનાં અહિં આવ્યાં છો?"

" મને આવ્યે ઘણીવાર થઇ."

" ત્યાં સુધી તમે શું કરતાં હતાં?"

" તમારા મુખ સામે જોઇ રહી હતી. તમારા વિચારે મને પણ વિચારવશ બનાવી દીધી હતી."

" ત્યારે તમે મને બોલાવ્યો કેમ નહિ?"

" હું શું કરવા બોલાવું?" કપટકળાએ હશીને કહ્યું.

" કેમ વારૂ?"

" ક્યાંક પાપ લાગે."

" શાનું પાપ લાગે?"

" તમને બોલાવવાનું."

" કેમ?"

" તમે કદાચ કંઇક બીજા વિચારમાં હો તો ?"

" પણ શાના ?"

" તે તમારૂં મન જાણે, હું શું જાણું ?"

" ત્યારે કેમ કહો છો કે પાપ લાગે ?"

" મારા મનમાં કંઇક બીજો વિચાર આવ્યો તેથી."

" શો વિચાર ઉદ્‌ભવ્યો ?"

" તમે કદાચ કોઇ મનમોહક સુંદરીના વિચારમાં મશગુલ થયા હો અને તેમાં આનંદ અનુભવતા હો તો મારે શું કરવા બોલાવવા પડે ?" આમ કહી કપટકળાએ તેની ચંચળ ચક્ષુઓને એવી રીતે નચાવી કે જેથી સત્યવીર સ્તબ્ધ બન્યો. કપટકળાના કાતિલ કટાક્ષનો તેને પ્રથમજ અનુભવ થયો. તેના મુખપર ગ્લાની છવાઇ. તેણે મંદસ્વરે કહ્યું, " કપટકળા ! હું એવા વિચારમાં નહોતો. હું કંઇક બીજાજ વિચારમાં હતો."

" તે વળી શું ?"

" તેમાં તમારે કંઇ જાણવા જેવું નથી."

" ત્યારે એમ કહોને કે કોઇક રૂપસુંદરીને પરણવાના અથવા તો તેની સાથે પ્રેમ બાંધવાનાજ વિચાર કરતા હોવા જોઇએ. કારણ કે પ્રેમની અને લગ્નનીજ વાત બીજાથી છૂપાવાય છે."

" નારે ના, હું એવા વિચારમાં હતોજ નહિ."

" ત્યારે ખરેખરૂં જણાવો ? તમે જુઠું નથી બોલતા તેની મને સંપૂર્ણ ખાત્રી છે."

" કપટકળા ! હું શું જણાવું ? આજે મને કંઇક અવનવાજ વિચારો આવ્યા કરે છે, જીવ બળે છે, શરીર અસ્વસ્થ છે."

" હેં ! શું શરીરે આરામ નથી ?"

"ના."

"ત્યારે હવે તમે પ્રથમ જમી લ્યો. હું ખાવાનું લાવી છું. જમ્યા પછી શરીર કંઇક સ્વસ્થ થશે."

"હા, હું પણ હવે એમજ ઇચ્છું છું." કહી સત્યવીર જમીનપર પાથરેલી શેતરંજીપર બેઠો. કપટકળાએ થાળ તેના સામે મૂકયો. સત્યવીર જમવા લાગ્યો. કપટકળા તેની સામે બેસી અવનવા ભાવ ભજવવા લાગી. તે ઘડીકમાં તેની આંખ્યોનચાવતી તો ઘડીકમાં અંગ મરોડતી. સત્યવીર તેની ચેષ્ટા સમજી ગયો. તે જે કપટકળાને સારી ધારતો હતો, તે હવે તેને દુશીલ જણાઇ. તેણે તેને પાપમાં પડતી બચાવવાનો મન સાથે નિશ્ચય કર્યો. અંતે સત્યવીરે ભોજનની સમાપ્તિ કરી હાથ ધોયા. કપટળા ખાલી થાળને ઉપાડી બહાર મૂકી પાછી આવી અને તૈયાર કરી લાવેલું પાનનું બીડું સત્યવીરના હાથમાં મૂક્યું. પાન મૂકતાં તેણે અજબ ચાલાકીથી સત્યવીરનો હાથ દબાવ્યો. સત્યવીર સમજી ગયો. તેના હૃદયમાં અનુકંપ થયો, તેણે કપટકળા સામે રોષમય મુખે જોઈ ખાટલાપર સ્થાન લીધું. તરત કપટકળા પણ તેજ ખાટલાપર તેનાથી સ્હેજ દૂર બેસતાં બોલી, "કેમ તબીયત સ્વસ્થ થઇને ?"

"હા, કંઇક ઠીક છે; પણ તમે ખાટલાપર કેમ બેઠાં ? શું તમને ખબર નથી કે સ્ત્રીએ પુરૂષની સાથે કદીપણ ખાટલાપર બેસવું નહિ. તેમાં મહાપાપ સમાએલું છે."

"એમ કે ? પણ તમે ક્યાં પરપુરૂષ છો ?" ચાલાક અબળાએ મુખ મલકાવી પ્રશ્ન કર્યો.

"ત્યારે હું કોણ છું ?" સત્યવીરે આંખ્યો વિકાસી પ્રશ્ન કર્યો.

"મારા મ્હેમાન, સર્વે રૂપગુણસંપન્ન યુવાન."

"એટલે હું પર પુરૂષ નહિ?"

"ના, હું એમ માનતી નથી."

"ત્યારે તમે શું માનો છો?"

"હું તમને મારા પોતાનાજ માણસ સમાન સમજું છું?"

"પોતાના એટલે?"

"ખાસ ઓળખીતા."

"ના, એમ ન બોલો? તમારા શબ્દમાં ઘણો ભેદ સમાએલો છે. મને સત્ય સમજાવો?" સત્યવીરે સઘળું જાણવાના હેતુથી મુખ દાવકું રાખી પૂછ્યું.

"હું ભેદ એદ કંઇપણ સમજતી નથી. હું તો ફક્ત એટલુંજ સમજું છું કે જે માણસ સાથે ઓળખાણ થઇ અને તેની સાથે જીવ મળી ગયો તે પરપુરૂષ કહેવાય નહિ."

"એ તો જાણે ખરૂં, પણ તે મિત્ર, ભાઇ, બાપ, કાકા, મામા વગેરે શું કહેવાય?"

"એવું તો કંઇએ ન કહેવાય; પણ તે પુરૂષ આનંદ આપનાર ગણાય."

"કેવા પ્રકારનો આનંદ?"

"સર્વ પ્રકારનો આનંદ, કે જેનાથી સ્વર્ગિય સુખનો આનંદ અનુભવાય."

"તમે સ્વર્ગિય સુખ કોને કહો છો?"

"સત્યવીર! હું શું કહું? તમે કંઈ સમજતા નથી, અને મને નાહકના પૂછ-પૂછ કરો છો!

"પણ મારે જાણવું તો જોઇએ ને?" સત્યવીરે કૃત્રિમ હસીને પૂછ્યું.

"મન સાથે ઉંડા વિચાર કરી જુઓ એટલે એની મેળે ખબર પડશે."

"મને તો કાંઇએ સમજ પડતી નથી."

"શું ખરૂં કહો છો?"

"હા, કંઇક એવુંજ."

"વારૂં તમારૂં લગ્ન થયું છે?"

"હા, પણ આ પ્રશ્ન પૂછવાની શી જરૂર છે?"

"એ પ્રશ્ન જરૂરનો છે. વારૂં હવે જણાવો કે તમારો પ્રેમ તમારી પત્ની પર કેવો છે?" કપટકળાએ હશીને પૂછ્યું.

"અમારો પરસ્પરમાં સારો પ્રેમ છે. કપટકળા! આવી વાતો કરવી એ તમારે અને મારે ઇષ્ટ નથી. વળી આ એકાન્ત છે, તેનો વિચાર કરજો." સત્યવીરે કહ્યું.

"આ એકાન્ત મને ઘણીજ પ્રિય લાગે છે. આ એકાન્ત તમને અને મને અધિક આનંદદાયક થઇ પડવા સંભવ છે."

"એટલે?"

"શું હજી પણ ન સમજ્યા?"

"ના, તમારૂં બોલવું ભેદયુક્ત અને દ્વીઅર્થી છે. મને સ્પષ્ટ સમજાવો?"

"ખરેખર તમે ભોળાજ છો. જો કોઇ બીજો પુરૂષ તમારી જગ્યાએ હોત, તો ક્યારનોએ મારા બોલવાનો અને કહેવાનો ભાવાર્થ સમજી જાત."

"પણ મને તો કંઇએ સમજ પડતી નથી. તમારા મનની સત્ય હકીકત સ્પષ્ટ જાહેર કરો?"

"તમે મને ચાહો છો?" કપટકળાએ ચક્ષુઓ નચાવતાં પૂછ્યું.

" આમ પૂછવાનું કારણુ ? "

" કારણુમાં એજ કે તમારી પ્રત્યે મારા હૃદયમાં પ્રેમ પ્રકટયો છે; એ પ્રેમ હવે બળાત્કારે બહાર નીકળી કંઇક ઓરજ આનંદ કરાવવાને ઇચ્છે છે. આશા છે કે મારા પ્રેમનો તમે પણુ આનંદથી સત્કાર કરશો ? " કહી કપટકળા નિર્લજ્જની માફક સત્યવીરના સામે જોઈ રહી. સત્યવીર સ્તબ્ધ બન્યો. તેને સ્વપ્ને પણુ ખ્યાલ નહોતો કે કપટકળા આવી નીચ માગણી કરશે. તે ઉંડા શોકમાં પડયો. ફુલસીંગે કહેલું કે આ સ્થાન અનિતીનો અખાડો છે એ સત્ય ભાસ્યું. સત્યવીર ઘણીવાર મૌન રહ્યો. પુનઃ કપટકળા બોલી, " કાં શું વિચારમાં પડયા છો? જલ્દી જવાબ આપો? તમારા મોહક સ્વરૂપથી આ મદઘેલી મહિલા મોહાંધ થઈ છે. તમે મને દિવાની કરી છે. હું ઘણા દિવસથી તમારૂંજ રટણ કર્યા કરૂં છું. માટે મારી આશા પૂર્ણ કરો."

" શાની આશા ? " સત્યવીરે સાવધ થઇ પૂછયું.

" મારી મન કામના ? "

" હું કાંઈ સમજતો નથી. "

" મારી સાથે રંગ માણો." કુટિલા છેલ્લે પાટલે બેઠી.

" હેં ! તમે આ શું કહો છો ? " સત્યવીરે ચમકીને ઉભા થઇ પૂછયું.

" હું સાચુંજ કહું છું." નિર્લજ્જ નારીએ હશીને કહ્યું.

" અરે ! તમે આ બોલો છો કે બકો છો ? " પુનઃ સત્યવીરે સંભ્રમયુક્ત સ્વરે પૂછયું.

" હું ખરેખરૂં કહું છું. સત્યવીર ! હું તમને પૂર્ણ પ્રેમથી ચાહું છું. તમારી સેવા કરવાને ઇચ્છું છું. આવો, વ્હાલા ! આવો. મારા આ બાહુ પિંજરમાં દબાઇ મને શાન્તિ આપો. " આમ કહેતી

કુટિલા બે હાથ પહોળા કરી સત્યવીરને ભેટવા દોડી. પણ તે નજીક આવે તે પહેલાંજ સત્યવીર હાથ લાંબો કરી કર્કશસ્વરે બોલ્યો, “કપ-ટકળા! એટલે રહો, એક પણ પગલું આગળ ભરશો નહિ.”

કપટકળા આગળ વધતી અટકી બોલી, “મને કેમ નિરાશ કરો છો?”

“એ નિરાશામાંજ તમારૂં અને મારૂં કલ્યાણ સમાએલું છે.”

“નહિ, હું મારૂં કલ્યાણ—આનંદ સઘળું તમારી સાથે રંગરાગ માણવામાંજ સમાએલું સમજું છું.”

“કપટકળા! ભૂલો છો.”

“ના, હું ખરૂંજ કહું છું.”

“શું તમારો આજ નિશ્ચય છે?”

“હા, વધુ શા માટે તલસાવો છો? વ્હાલા! આવો, મને ગાઢ આલીંગન આપો.” કહી પુનઃ તે સત્યવીરની નજીક જવા લાગી. તત્કાળ સત્યવીર બોલ્યો, “સબુર, મારા બે શબ્દો સાંભળી લ્યો.”

“મારે હવે કંઇ પણ સાંભળવું નથી.”

“છતાં સાંભળવું પડશે.”

“અકળાઈ ગઈ છું; મદનના મારથી મુંઝાઇ મરૂં છું. સત્ય-વીર! મારીપર દયા કરો.”

“શાન્ત થાવ. કપટકળા! સાંભળો, તમે જેની સાથે પ્રેમ બાંધવા તત્પર થયાં છો, અરે ભ્રષ્ટ થવા આતુર બન્યાં છો, તે કોણ છે એ જાણો છો?”

“હા, તમે મારા પ્રાણ, મારા આનંદના સિતારા છો.”

“ના, હું પરદેશી છું, આવતી કાલે અગર પરમ દિવસે તો અત્રેથી જનાર છું. તો તું શા માટે તમારો અબળાનો અવતાર રદ

કરવાને તત્પર થયાં છો ? સમજો, એ મોહઘેલાં માનુની ! સમજો. સ્ત્રીનું જીવન સતીત્વ છે. સતીત્વના સંહારથી સ્ત્રીનું જીવન નષ્ટ થાય છે અરે ભ્રષ્ટ થએલી ભામીનીના સાતેભવ દુઃખમાંજ જાય છે. વિચાર કરો, ક્ષણીક સુખને માટે તમારૂં જીવન શા માટે નષ્ટ કરો છો ? એ ઘડીના આનંદ માટે નર્કનાં અધિકારી શા માટે થાવ છો ? કપટકળા ! તમે ભ્રષ્ટ થતાં શંખણી ગણાશો, જગતમાં નિંદાશો, શ્રેષ્ટ પદ ત્યાગી પિશાચીની બનીશો. તમારો આનંદ અલ્પ છે, પાછળ પૂર્ણ પશ્ચાતાપ છે. ઉંડો વિચાર કરી શાન્ત થાવ." સત્યવીરે સમજાવવા માંડી પણ અનંગથી અકળાએલી પ્રબળાને તેના ઉપદેશની અસર થઇ નહિ, તે ખડખડાટ હશી પડી ને બોલી, "સત્યવીર ! તમારૂં કહેવું આ વખતે સઘળું નકામું છે. દુનિયાંમાં જીવન કેમ ગાળવું એ હું સારી રીતે સમજુ છું. જીવનમાં જે સુખ ભોગવ્યું, તે જ જીંદગીની સફળતા છે. મુઆ પછી કંઇ પણ થનાર નથી. જગતની નિંદા મને નડનાર નથી. હું હરકોઈ ઉપાયે મારી ઇચ્છા પૂર્ણ કર્યા વિના રહેનાર નથી. મારી ઇચ્છા પૂર્ણ થાય એને હું સ્વર્ગસુખ માનું છું. હું પાપપુન્યને પીછાનતી નથી. મ્હેં આનંદ કરવાનેજ અવતાર ધારણ કર્યો છે. સત્યવીર ! તમે કહો છો કે હું પરદેશી છું, બે દિવસમાં જનાર છું; ભલે તમે પરદેશી રહ્યા, હું પરદેશીને પ્રેમ અર્પીને કૃતાર્થ થઇ છું. હું પણ તમારી સાથેજ આવીશ, નિરંતર તમારી સેવા કરીશ. દયાળુ ! મારો શુદ્ધ પ્રેમ સ્વીકારો, મને નિરાશ ન કરો." આટલું કહી કપટકળા કાતિલ દ્રષ્ટે સત્યવીર સામે જોઇ રહી. સત્યવીર ગંભીર મુખે કહેવા લાગ્યો, "તમારો પ્રેમ શુદ્ધ નથી, પણ અશુદ્ધ છે. તમારા પ્રેમમાં કટુતા છે, હળાહળ ઝેર છે; તે તમારી અને મારી જીંદગી ખરાબ કરનાર છે. વળી હું તમને મારી સાથે લઇ જઇ શકું એવી

સ્થિતીમાં નથી. હું પરણેલો છું. મારે પત્ની છે. ભલે તમે ભ્રષ્ટ થવા ઇચ્છતાં હો, પણ હું કોટીકાળે ભ્રષ્ટ થનાર નથી. કપટકળા! આ વખતે તમારી આસપાસ અંધકાર ફરી વળ્યો છે, તમે છતી આંખે અંધ બન્યાં છો, અને તેથીજ સારાસારનું ભાન :ભૂલી નીચ પગલું ભરવાને વ્યાકુળ બન્યાં છો. તમારૂં મન અસ્થીર છે, તેને શાન્ત કરો. તમારૂં મન આ વખતે તમારા દુસ્મનની ગરજ સારે છે, અને તે તમને ભિષણ અંધકારવાળા કુંડમાં ફેંકવા ઇચ્છે છે; માટે સ્વસ્થ થાઓ, વિચારો, મારૂં કહેવું ધ્યાનપર ધરો, સાહસ ન કરો."

"હું સાહસ કરતી નથી. હું જે કરૂં છું તે વિચારપૂર્વકજ કરૂં છું."

"તમારા વિચારમાં પાપ વાસના છે."

"નહિ, મારા વિચારમાં પૂણ્યકામના છે."

"કોણ કહે છે?"

"હું કહું છું."

"હું માની શકતો નથી, તમારો વિચાર તમારૂં સર્વસ્વ નાશ કરનાર છે."

"નહિ, મને અપૂર્વ આનંદ અર્પનાર છે."

"ભૂલો છો, અંધકારમાં ગોથાં ખાવ છો. શીયળભ્રષ્ટ થએલી સ્ત્રી સતી થએલી સાંભળી છે? કપટકળા! આ વખતના તમારા ભ્રષ્ટ વિચાર તમને સતીત્વમાંથી દૂર ફેંકી વ્યભીચારીણી દૃષ્ટાની પંકતીમાં ગણાવશે."

"હું વ્યભિચારને વિજય માનું છું. ઇચ્છાને અપૂર્ણ રાખનાનારને મહા પાપી ગણું છું, આત્મદ્રોહી માનું છું. આ અવનીમાં અવતાર શા માટે ધર્યો છે? શું ભૂખે મરવા? શું આખો વખત શો-

કમાં બેસી રહેવા? શું મનને મારવા? ના, તેમ કરવાથી કંઇ પણ કલ્યાણ થતું નથી અને થનાર પણ નથી. આવો રૂડો મનુષ્ય જન્મ પામી મનને મોજ, રૂડાં ખાનપાન, રંગરાગ માણવો એજ જન્મની સફળતા છે, એમાંજ સ્વર્ગસુખ છે. મનને મારી દેહદમન કરનાર પૃથ્વીના ભારરૂપ છે. તેઓ જન્મ્યા તો એ શું અને મુઆ તોએ શું? મનના આનંદમાંજ પ્રભુનો વાસ છે અને મન દમનમાં શયતાનનો નિવાસ છે. મારા પિતાજીનું માનવું પણ આવું છે. માટે તમે મને આવી રીતે નિરાશ કરો નહિ. સત્યવીર! હું તમને ગુણવાન સમજુ છું. અબળાની ઇચ્છા પૂર્ણ કરવામાં મહાપુણ્ય સમાએલું છે. આશાભરી ભામિનીને નિરાશ કરવાનું ફળ સારૂં મળતું નથી. તમે દયાળુ છો, હું ઘણા દિવસથી તમારો જાપ જપી રહી છું, મને અંગીકાર કરો, હું તમારા પગે પડું છુ." આમ બોલતી કુટિલા સત્યવીરના ચરણમાં પડી.

સત્યવીર ઉંડા વિચારમાં પડયો. આ સ્થળ નરકાગાર છે એમ તેણે જાણી લીધું. આ કુટિલા કોટી ઉપાયે માનનાર નથી. મારા કહેવાની કંઈ પણ અસર થનાર નથી. જેને તેના પિતા તરફથી શુભ કેળવણી મળી નથી, તે પછી ક્યાંથી સમજે. હા! હું પણ આ પિશાચખાનામાં આવી પૂર્ણ રીતે ફસાયો છું. અહિંથી સુખરૂપે મારા નગરમાં જવાશે કે કેમ તેની શંકા રહે છે. હા! પ્રભુ! મારી મદદે આવો, અને આ ભયંકર સંકટમાંથી બચાવો." આવી રીતે વિચાર વમળમાં ડૂબેલા સત્યવીરે રોષમય દ્રષ્ટે કપટકળા સામે જોયું. કપટકળાએ મંદહાસ્યથી કુટિલ કટાક્ષ ફેંક્યું. સત્યવીરે યુક્તિથી કામ લેવાનો નિશ્ચય કર્યો. એવામાંજ કપટકળા બોલી, "કાં મારા રસીકરાજ! હવે ક્યાં સુધી વિચાર કરી આ રસીકાને ટળવળાવશો?"

"સુંદરી ! મને શા માટે સંતાપે છે?" સત્યવીરે કૃત્રિમ હસ્તાવદને પૂછ્યું.

"શું હું સતાવું છું? અરે ના ના, તમને પણ શાન્ત કરૂં છું. તમે એમ સમજતા હશો કે કપટકળા કંઇ જાણતી નથી; પણ ના, હું તમારાં સઘળાં ચરિત્ર સમજી ગઈ છું. તમને પણ અનંગ અકળાવી રહ્યો છે, પણ બળાત્કારે મનને વશ રાખી રહ્યા છો. બોલો ખરૂં કે ખોટું ?"

"તદ્દન ખોટું."

"ગમે તેમ કહો, પણ હું માનનાર નથી. બોલો હવે મારી ઇચ્છા પૂર્ણ કરવામાં કેટલો વિલંબ છે?"

"થાય છે, કપટકળા ! આવો, બેસો, આનંદને માટે આખી રાત્રિ પડી છે, પણ કોઇક આવી ચઢશે તો ?"

"હું સઘળો બંદોબસ્ત કરીનેજ આવી છું. સવાર સુધી કોઇ પણ આવનાર નથી. મારા રસીકજી ! ક્યારના ના કહેતા હતા, તે હવે કેમ હા કહી ?" કહી કપટકળા તેને સ્પર્શ કરવા ગઈ. સત્યવીર આઘો ખશી ગયો. પુનઃ પિશાચી બોલી, "આમ દૂર કેમ નાશો છો ?"

"તમને જોઇને."

"શું હું વાઘ–બાઘ છું."

"હા, તેથી પણ ભયંકર." કહી સત્યવીર ખાટલાપર બેઠો. કુટિલા પણ તેની જોડે બેઠી. શરીર સ્પર્શ થવાની બીકે સત્યવીર લગીર દૂર બેઠો. કપટકળા તેના કંઠમાં હાથ નાખવા તત્પર થઇ. તરત સત્યવીર ઉભો થઇ બોલ્યો, "સુંદરી ! મ્હેં તમને જણાવ્યું કે આનંદને માટે આખી રાત્રી પડી છે, છતાં ઉતાવળ શા માટે કરો છો? જ્યારે

હવે તમારો અને મારો પ્રેમ બંધાયો છે, ત્યારે હવે એક બીજાના દિલની વાતો પ્રથમ જાણી લેવી જોઇએ. વળી તમને મ્હેં મારી કેટલીક વાત જણાવી છે, તો હવે તમે તમારી વાત જણાવો ?"

"ઘણી ખુશીથી. બોલો વ્હાલા ! તમારે શું જાણવું છે ?"

"હું એ જાણવા માગું છું કે તમે પરણેલાં છો, છતાં અન્ય પુરૂષથી આનંદ મેળવવાને કેમ ઇચ્છો છો ? વળી હું જ્યારથી આવ્યો છું ત્યારથી તમે અત્રેજ છો. તમને તમારે સાસરે જતાં મ્હેં જોયાં નથી. શું તમારો સ્વામી કંઇ બહારગામ ગએલો છે કે જેથી તમે અત્રે તમારા પિતાના ઘેરજ રહો છો ?"

"એ વાત જાણવામાં કંઇ સાર નથી. છતાં આપની મરજી છે તો સઘળી વાત જણાવવામાં મને કંઇ હરકત નથી. પણ તે પહેલાં જાણવું જોઇએ કે આપ મારી સઘળી વાત સાંભળીને મને નિરાશ તો નહિ કરોને ?"

"એમાં નિરાશ થવા જેવું શું છે ?"

"આજે મ્હેં મારી મનકામના પૂર્ણ કરવાનો નિશ્ચયજ કરેલો છે. બોલો, તમે કબુલ છો ?"

"તમારી સઘળી વાત જાણ્યા સિવાય હું કંઇ પણ કહી શકું એમ નથી."

"સત્યવીર ! આમ કેમ બોલો છો ? શું તમને મારી દયા આવતી નથી ? શું એક નિષ્ઠુર પતિથી ત્યજાયલી અબળાપર કરૂણા ઉપજતી નથી ? શું તમારૂં દિલ પત્થરનું છે ?"

"કપટકળા ! હું સખ્ત દિલનો નથી. મારૂં હૃદય દયાથી ભરપૂર છે. તમે મારા ઉપર જે ઉપકાર કર્યો છે, તેને માટે હું તમને નિરંતર સુખી જોવાને ઇચ્છું એ સ્વાભાવીકજ છે."

"શું તમે મને સુખી જોવાને ઇચ્છો છો?" કપટકળાએ હર્ષથી પૂછ્યું.

"નિઃસંશય."

"ત્યારે મારી મરજીને આધિન થવામાં શા માટે આનાકાની કરો છો?"

"મારે પ્રથમ તમારી સઘળી વાત જાણવાની ઇચ્છા છે. તે પછી હું મારા નિશ્ચય પર આવીશ. કપટકળા! હવે જણાવો કે તમારે તમારા પતિની સેવાથી શા માટે વિમુખ થવું પડ્યું છે?"

"હું મારી કર્મકથા આ સમયેજ સઘળી કહી સંભળાવું છું. તમે સ્વસ્થ થઇ મારી સાથે બેસો."

"ના, હું અહિં નીચેજ બેઠો છું." કહી સત્યવીર જમીન પર પાથરેલી સાદડી પર બેઠો. કપટકળાએ આંખનો ઇસારો કરતાં કહ્યું, "શું સાથે બેસવામાં પણ પાપ લાગશે કે?"

"હા, પરાઈ અબળા સાથે એકજ આસન પર બેસવામાં હું મહાપાપ સમજું છું."

"ખરેખર તમે તો મોટા ભગત નીકળ્યા? તમારા જેવો માણસ મેં હજી સુધી ક્યાંઇ પણ જોયો નથી. તમારી હઠ અજબ છે."

"મારી હઠમાં સત્ય સમાએલું છે."

"એ તમારૂં સત્ય રતીરંગ વખતે ક્યાં રહે છે એ બતાવીશ."

"હવે જવા દો એ વાત ને તમારી હકીકત જણાવો?"

"એમ! તો ચાલો હું હવે મારી વાત શરૂ કરૂં છું."

# પ્રકરણ ૧૬ મું.

## કપટકળાની વાત.

કપટકળાએ થોડીકવાર શાન્ત રહી કહેવા માંડ્યું. "મારૂં સાસરૂં અહિંથી ઘણે દૂર આવેલું છે. મારા પિતાએ ઉંચું કુળ જોઇ મને પરણાવી હતી. હું સુખી થઈશ કે દુઃખી તેનો વિચાર મારાં માતા પિતાને તે વખતે થયો નહોતો. મારી ઉમ્મર તે વખતે લગભગ પાંચ વર્ષની હતી. તે અવસ્થામાં લગ્ન એ શી વસ્તુ છે એ હું કેવી રીતે જાણું? મને તે વખતે સારાં વસ્ત્ર ઘરેણાં પહેરાવ્યાં હતાં. હું તે સારાં વસ્ત્રાભુષણ પહેરી ખુશી થતી હતી. મારા પિતાએ મારાથી એ વર્ષે નાનો પતિ શોધી કાઢ્યો હતો. મારૂં લગ્ન થયું. હું સાસરે ગઈ. મારાં સાસુ સસરા મને જોઇ રાજી થયાં. મને સારૂં સારૂં ખાવાનું ખવરાવી અને સારાં ઘરેણાં લુગડાં પહેરાવી ન્યાત જાતમાં ફેરવવા લાગ્યાં. મારો સ્વામી તે વખતે ગુજરાતી પહેલી ચોપડી ભણતો હતો. તે માબાપને ઘણો લાડકવાયો હતો. નિશાળમાં તેને કંઇ પણ આવડતું નહોતું. તે છેલ્લા નંબરે પડી રહેતો. નિશાળેથી રજા મળતાં ઘેર આવતો અને ખાવાનું ખાઈ બહાર રમવા નીકળી પડતો. રજાનો વખત તેના જેવડા નાના છોકરાઓ સાથે રમવામાં ગુમાવતો. માબાપને માનીતો હોવાથી તેને કોઇ કાંઇ કહેતું નહિ. એક દિવસે નિશાળમાં તેને મહેતાજીએ માર્યો. આ વાતની મારાં સાસુ સસરાને ખબર પડતાં નિશાળમાં જઇ મહેતાજીને લઢી આવ્યાં. આથી મહેતાજીએ તેને ભણાવવામાં દુર્લક્ષ્ય કર્યું. મારો સ્વામી ઠોઠ ગણાવા લાગ્યો. જ્યારે તે નિશાળેથી ઘેર આવતો ત્યારે હું તેની તરફ જોઈ રહેતી. તે મારે શું થાય તેની ખબર મને તે વખતે નહોતી. મને સઘળું અજાણ્યું લાગતું. મારી સાસુ

મને ઘરકામ શીખવાડતી. હું હમેશાં વ્હેલી ઉઠી સાસુના કહ્યા મુજબ કાર્ય કરતી. આવી રીતે પંદર દહાડા સાસરે વિતાવી હું મારા પિએર પાછી આવી. મને અપાર આનંદ થયો, કારણ કે સસરાને ત્યાં મને છૂટથી ફરવા દેવામાં આવતી નહોતી. કોઈ નવુંસવું માણસ આવતું કે તરત મારી સાસુ કહેતી કે વહુ આઘુ ઓઢ. આઘુ શા માટે ઓઢવું તે હું સમજતી નહેતી; પણ મારે મારી સાસુના કહ્યા મુજબ કર્યા વિના ચાલતું નહિ. હું જેટલા દિવસ સાસરામાં રહી તેટલા દિવસ મનમાં મુંઝાઇ મહાપરાણે પૂરા કર્યા. પીયર આવી રહેવાથી મારી મુંઝવણ મટી. મ્હેં મારી માને કહ્યું કે હવે હું સાસરે નહિ જાઉં. મારી મા કાંઇ બોલી નહિ પણ મારા પિતા મારી વાતને સંમત થયા. હું આનંદ પામી રમવા લાગી. એવી રીતે મારા બાલ્યકાળના દિવસો જવા લાગ્યા. મારા પિતા મને અધિક લાડ લડાવતા. હું મારા બાપને બહુ વ્હાલી હોવાથી સૌ કોઇ મને વ્હાલથી ચ્હાતું. હું ઘણા વર્ષ મારા પિતાને ઘેર રહી. એટલા વખતમાં મારા સસરાએ મને મોકલવાને ઘણી વખત કહેવરાવેલું પણ મારી અનિચ્છાથી મને મારા બાપુએ સાસરે મોકલી નહિ. છેવટે મારા સસરા જાતે તેડવા આવ્યા. મારે સાસરે જવું પડશે ધારીને હું રો કકળ કરવા લાગી. મારી માએ મને સમજાવવા માંડી; પણ હું સાસરે જવાને સંમત થઇ નહિ. એથી મારા પિતાએ મારા સસરાને તે વખતે ના પાડી. મારો સસરો મીજાજી હતો. તેણે મને લઇ જવાની હઠ પકડી. મારા પિતા પણ તેમના જેવાજ સ્વભાવના હોવાથી તેમણે પણ મને નહિ મોકલવાની હઠ પકડી. પરીણામમાં બન્ને એક બીજાને મેણાં મારી લઢવા લાગ્યા. મારા સસરાએ મારા બાપને ન દેવાય એટલી ગાળો દીધી. અંતે મારા બાપે ક્રોધને વશ થઇ મારા સસરાને એક તમાચો ખેંચી કાઢ્યો. મારો સસરો રીસાઇને ચાલ્યો

ગયો. તેના ગયા પછી મારા ભોળા પિતાને ઘણો પસ્તાવો થયો. તેમણે મારા સસરાને મનાવી લાવવા માણસો દોડાવ્યા, પણ મારા સસરા મનાયા નહિ. હું ખુશખુશાલ ર્‍હેરે મારા પિતાને ત્યાં રહી આનંદ કરવા લાગી. મને નિશાળે ભણવા મૂકી હતી; પણ ભણવામાં મારૂં મન લાગતું નહિ. મારી માએ ઘરકામ શીખવાડવા માંડ્યું; પણ તેમાંએ હું ધ્યાન આપતી નહોતી. આથી મારી માતા મને મારતી. હું પુષ્કળ રોતી. મારા બાપ મને મનાવતા અને મારી માતાને સખ્ત ઠપકો આપી મને રાજી કરતા. આવા ખોટા લાડથી હું મોટી થવા લાગી. આવી રીતે બીજાં પાંચ વર્ષ વીતી ગયાં. મારે સાસરેથી મને તેડવા કોઇ આવ્યું નહોતું; તેમજ એ તરફની કંઈ પણ ખબર પડી નહિ, મારી મા મને સારી સારી શિખામણો આપવા લાગી. હું સમજલાયક થએલી હોવાથી મારી માની દરેક વાત ધ્યાનપૂર્વક સાંભળી તે પ્રમાણે વર્તવા લાગી. મને હવે સાસરે મોકલવી જોઇએ ધારીને મારી માએ મારા બાપને કહ્યું. મારા પિતાએ વ્હેલ તૈયાર કરાવી મને સારાં વસ્ત્રાલંકાર પહેરાવી સાસરે વિદાય કરી. હું મારા સાસરે આવી પહોંચી. મ્હેં ઘરમાં પ્રવેશી સાસુ સસરાને નમન કર્યું. મારા આગમનથી મારાં સાસુ સસરો ખુશી થવાને બદલે કંઇક ગુસ્સે જણાયાં. તેમણે મારી સાથે આવેલા માણસને મને પાછી લઇ જવાને સૂચવ્યું. મને મૂકવા આવેલા માણસે ઘણાજ નમ્ર શબ્દોમાં તેમને સમજાવવા માંડયાં. તે જેમ જેમ સમજાવતો ગયો, તેમ મારા સસરા ઘાંટા પાડી ન બોલાય એવાં વચનો બોલવા લાગ્યા. વચમાં મારાં સાસુજી પણ અમાવાસ્યા જેવું મુખ કરી બોલતાં હતાં કે અમારે આ વહુ ના જોઇએ. તેનો પૈસાવાળો બાપ ભલે તેને આખો જન્મારો ઘેર રાખે. મારે હજાર વહુઓ આવશે. શું કુકડો હશે ત્યાં વ્હાણું વ્હાશે? શું

અમારૂં કુળ નીચું છે, અરે એકથી એકાશી કન્યાઓ મારા છોકરાને મળે એમ છે. બાપડા છોડીઓનાં માબાપ અમને ખોળા પાથરે છે. અમારૂં કુળ કંઈ જેવું તેવું નથી. આવી રીતે બોલતાં મારાં સાસુજી છેક વાયરે ચઢયાં. છેવટે મ્હેં તેમના પગમાં પડી અત્યંત કાલાવાલા કર્યા. સાસુ સસરા કંઇક શાન્ત થયાં. બીચારા વ્હેલવાળાને જાડા રોટલા ખવરાવી વિદાય કર્યો. તેણે જતી વખતે મારા સામે જોયું. મ્હેં સજળ નયને તેની પાસે જઇ મારાં સાસરીયાનું સુખ પિતા-માતાને જણાવવાનું કહી વિદાય કર્યો. તે ચાલ્યો ગયો. હું ઘરમાં ગઇ. તરત સાસુજી બોલી ઉઠયાં, વહુ! નવો સાલ્લો બદલી હવે આ જુનો પહેરો અને પેલા ખૂણામાં પડેલી સાવરણી લઈ વાસીદું વાળો. તે પછી ઢોરને ચાર નીરો, પાણી ભરી આવો, ચૂલામાં પેશી રાંધો વગેરે એક મીનીટમાં અનેક કામો કરવાનો હુકમ કર્યો. હું સઘળું સમજતી હતી; પણ તેમણે કહેલાં કામોથી છેક માહીતગાર નહોતી. મ્હેં કંઈ પણ નહિ બોલતાં જુનો સાલ્લો પહેરી સાવરણી લઇ વાસીદુ વાળવા માંડયું. તે પછી ઉતાવળથી પણ સંભાળપૂર્વક સાસુએ બતાવેલાં કામ કરવા લાગી. જે કામમાં સમજ પડતી નહોતી તે કામ સાસુને પૂછતી. ચાર પાંચ વખત પૂછતી ત્યારે સાસુજી એક વખત જવાબ આપતાં. હું ઘરકામ કરતી ત્યારે તે હાથમાં છીંકણીની દાબડી લઈ પડોશની સ્ત્રીઓ સાથે ઘરના ઉંબર પર બેસી કુથલીઓ કરતાં. હું આખો દિવસ ઘરકામ કરતી. મારાં સાસુ મને કંઇ પણ મદદ કરતાં નહોતાં. અરે એટલેથી પણ નહિ વિરામતાં તે મારી અનેક પ્રકારની ભૂલો કાઢતાં; સાથે ધમકાવવા પણ મંડતાં. હું કંઇ પણ નહિ બોલતાં તે જે કહેતાં તે સાંભળી રહેતી. મારા એ શાન્ત સ્વભાવથી સાસુ મને મેંઢી વૌના ઉપનામથી બોલાવવા લાગી. દિવસો પર દિવસો

જવા લાગ્યા. મને ઘણું દુઃખ પડવા માંડ્યું. મને ખાવાનું પણ જુદા પ્રકારનું મળવા લાગ્યું. મારો સસરો-સાસુ, સ્વામી સારૂં સારૂં જમતાં હતાં અને મને ખાવાને રોટલો, ખીચડી વગેરે આપતાં. મારી સાસુ મારા નાના ધણીને હમેશાં શિખામણ આપી કહેતી કે, જો તારી વહુ ઘરમાં બરાબર કામકાજ કરતી નથી. ઘી ગોળ ચોરી ખાય છે. તું એને કેમ કંઈ કહેતો નથી? જો આવું ચાલવા દઇશ તો આગળ જતાં તારી વહુ તારા માથે ચઢી ભાગશે. અમે તો આજે છીએ અને કાલે નથી. અમે નહિ હોઇએ ત્યારે તારી બુરી દશા થશે. તારી વહુ મહાકારસ્થાની છે, એનો અને તેના પીયરીયાંનો જરીક પણ વિશ્વાસ રાખીશ નહિ. આવી રીતનું અનેક પ્રકારનું સાચું જુઠું કહેવા માંડ્યું. નિરંતરના ઉપદેશથી મારો ધણી પણ શંકાશિલ બન્યો, તે મારાથી નાનો હતો. ગુજરાતી છઠ્ઠી ચોપડીમાં નપાસ થવાથી તેણે નિશાળને છેલ્લી સલામ કરી દીધી હતી. તે આખો દિવસ ઘરમાં બેસી રહેતો. આના પરીણામે મારો પતિ માવડીમુખો થયો, તે તેની માની હાએ હા ભણવા લાગ્યો. રાત્રિએ હું તેની પાસે જતી. હું તેને મીઠા શબ્દોથી બોલાવતી, પણ તે કંઇ બોલતો નહિ. હું વધારે બોલાવતી ત્યારે તે ઉશ્કેરાઇ મને મારતો અને ગાળો ભાંડતો શયનગૃહમાંથી નીકળી બીજે જઈ સૂઈ રહેતો. આવી રીતે વળી બીજાં પાંચ વર્ષ વીતી ગયાં. હું ઉમ્મર લાયક થઇ. ભરયુવાનીમાં આવી. હું અદ્દભૂત આનંદ અનુભવવા લાગી. મનમાં યૌવનનો લ્હાવો સારી રીતે લઇશ એમ વિચારવા લાગી; પણ અફસોસ મારી ઇચ્છા મારા મનમાં સમાણી. સાસુ મારી પરમ શત્રુ થઇ પડી હતી. તેને મારૂં સુખ ગમતું નહોતું અને મને પણ તે દીઠે ગમતી નહોતી. સવાર પડતાંજ અમારા ઘરમાં કલેશ કંકાશ શરૂ થતો. અતિશય કલેશ કંકાશથી હું કંટાળી.

સાસરીયું શૂળી સમાન લાગવા માંડ્યું. મારો ધણી મારી બીલકુલ દરકાર રાખતો નહોતો. તેની આગળ દુઃખની વાત કરતાં પુષ્કળ માર સહન કરવો પડતો. બહારનાં પડોશીઓ મારી પ્રત્યે દયા દર્શાવવા લાગ્યાં; પણ સાસુ સસરાનાં પાષાણુ હૃદયમાં દયા ઉત્પન્ન થઈ નહિ. ઘર કામ ઉપરાંત હું દળવા–ખાંડવા વગેરેનું પણ કામ કરતી હતી. ટુંકાણમાં હું મારા સાસરામાં પત્ની તરીકે નહિ પણ કામ કરનારી ગુલામડી સમાન દશા ગુજારવા લાગી. હું કુવે પાણી ભરવા જતી. ગામના જુવાન છોકરાઓ મારી મશ્કરીઓ કરતા. મને ભોળવવાને અનેક પ્રકારની લાલચો બતાવતા. હું તે સઘળી બાબત તરફ દુર્લક્ષ્ય કરતી. બહાર નીકળતાં આઘું ઓઢી આવતી જતી. આખા ગામમાં અમારૂં કજોડું ગણાતું. કેટલાક ઉછ્રૂંખલ યુવાનો મને જોઇ કજોડાની કહાણીની કવિઓએ જોડેલી લાવણીઓ ગાતા. મને ઘણુંએ લાગી આવતું; પણ શું કરૂં ? મારા હૃદયની વાત કોને કહું ? સાસરામાં મારૂં સાંભળે એવું કોણ હતું ? મારા મનની વેદનાનો પાર નહોતો. રસ્તે આવતાં જતાં મારી પર કાંકરા પડતા હતા. તોફાનીઓ મને અથડાઇ ચાલતા હતા. કેટલાક મારી છેક નજીક આવી મને ન સંભળાવાય એવાં વચનો સંભળાવતા. વળી કેટલાક એથી પણ વધુ સાહસ કરી મારા શરીરે સ્પર્શ કરતા. આથી છેવટે મ્હેં બહાર નીકળવાનું બંધ કર્યું. આખો દિવસ ઘરમાં પૂરાઇ રહી કામકાજ કરવા લાગી. સાસુને જણાવી દીધું કે હું કુવે પાણી ભરવા નહિ જાઉં. આથી મારાં સાસુ કોપાયમાન થયાં. મને ગાળો ભાંડી. મ્હેં પાણી ભરવા નહિ જવાનું કારણ જણાવ્યું, પણ તેમણે માન્યું નહિ. ઉલટાં તે મને એમ કહેવા લાગ્યાં કે તુંજ એવી છે. તું પોતેજ લોકોને આંખ્યોના ઇસારા કરે છે અને સારૂં સારૂં ખાવાના લીધે બહારના છોકરાઓને

મેળવે છે. તું કુવે પાણી ભરવા જાય છે ત્યાં બહુ વાર કરે છે અને વાયદા કરેલા જુવાન છોકરાઓની સાથે નિર્લજની માફક વર્તે છે. હવે જ્યારે ગામમાં વાતો થવા લાગી ત્યારે પાણી ભરવા નહિ જાઉં. પણ અમે તારાં ચરિત્ર સારી રીતે જાણીએ છીએ. આવી રીતે મારી ઉપર જુઠાં આળ મૂકવા માંડયાં. મારી દશા શોચનીય થઇ પડી. હું મારી એ કર્મકથા કોને કહું ? જો હું મારાં માતાપિતાને સઘળી હકીકત લખી જણાવું તો તે બિચારાંને ઘણું દુઃખ થાય. તેમજ મારા પિતાનો સ્વભાવ ઘણો ક્રોધી હોવાથી અનિષ્ટ પરિણામ આવે, આ હેતુથી હું મારૂં દુઃખ મનમાંજ સમાવી દિવસો નિર્ગમન કરતી હતી. આવી રીતે ચાલી રહ્યું હતું. એવામાં અમારા ગામમાં ગાંઠીયા તાવનો રોગ ફાટી નીકળ્યો. માણસો ટપોટપ મરવા લાગ્યાં. હાહાકાર થઇ રહ્યો. ગામના લોકો જીવ બચાવવા ગામ છોડી વગડામાં જઇને રહેવા લાગ્યા. મારા સસરાએ પણ અમારા ખેતરમાં એક મોટો તંબુ ઉભો કર્યો. અમે ત્યાં જઈ રહેવા લાગ્યાં. ત્યાં મારે માથે સખ્ત કામનો બોજો આવી પડયો હતો. હું લગીર પણ નવરી પડતી નહોતી; છતાં પણ સાસુમાનો કકળાટ તો ચાલુજ હતો. મારો પતિ એકાદ વર્ષથી દારૂ પીતાં શીખ્યો હતો. દુષ્ટ મિત્રોની સોબતથી તે દિવસે દિવસે ખરાબ થતો જતો હતો. પૈસા કાંકરાની માફક ખર્ચતો હતો. દારૂની સાથે બીજા દુર્ગુણ પણ વધ્યા હતા. રાત્રિ દિવસ મદ્યપાન કરી હલકી સ્ત્રીઓને ત્યાં સમય ગુજારતો. લોકોના જાણવામાં સઘળું હતું પણ પૈસાદારના પુત્રને કોણ કહે ? જગતનો નિયમ છે કે પૈસાદારનો પુત્ર ગાંડો અથવા દુષ્ટ હોય પણ તે ડાહ્યો અને સારો ગણાય. મારા દારૂડીયા પતિથી મારે ઘણો ત્રાસ સહન કરવો પડતો હતો. દારૂ પીને ઘેર આવતાં તે મારી ઉપર હુકમ બજાવતો અને મોટા અવાજથી ફલાણું લાવ—અમુક લાવ એમ

ક્હેતો. હું તે માગતો તે વસ્તુઓ વિના વિલંબે રજુ કરતી. આમ છતાં પણ વાર લાગવાનું બ્હાનું કાઢી તે મને નેતરની સોટીયોનો માર મારતો. મારી પીઠ સુઝી જતી. હું તેના સામે એક અક્ષરનો પણ ઉચ્ચાર કરતી નહિ. સઘળું મુંગે મોઢે સહન કરતી. મ્હેં સંસાર સુખ કેવું છે તે જાણ્યુંજ નહોતું. પતિની દ્રષ્ટિ હમેશાં ક્રોધભરી રહેતી. હું તેનાથી બહુ બ્હીતી હતી. શયનગૃહમાં તેની પાસે જતી તે વખતે ભયથી ધ્રુજતી. મારો પતિ પુષ્કળ દારૂ પીને રાત્રિએ મોડો ઘેર આવતો. હું જાગતી બેસી રહેતી. પતિ આવીને પલંગમાં પડતો. દારૂની વાસ સર્વત્ર પ્રસરી રહેતી. મારા સ્વામી મને હમણાં બોલાવશે, તે મને આનંદ કરાવશે વગેરે સુખ સ્વપ્નાં જોતી, પણ મારી આશા નિરાશામાં બદલાઇ જતી. મને બોલાવ્યા વિના મારો પતિ ઉંઘી જતો, હું શોક સમુહમાં ડૂબી પથારીમાં પડતી અને પાસાં ઘસી આખરે ઉંઘી જતી. તંબુમાં રહેવા આવ્યા પછી પણ એવીજ વ્યવસ્થા ચાલુ હતી, મારો પતિ મને જોતાંજ ગુસ્સે થતો, આવી રીતના ક્રમથી અમારા બન્નેમાં આંખ્યરોષ વધ્યો. મેં સંસાર સુખ ભોગવવાની આશા મૂકી દીધી. મારાં સાસુ સસરા વગેરે મરવાના ભયે ગામમાંથી નીકળી જંગલમાં આવ્યાં હતાં, પણ ટૂટી તેની બુટી નહિ. એક દિવસે મારા સસરાને પુષ્કળ તાવ ચઢ્યો, અમે ચાંપતા ઇલાજ લીધા પણ કંઇ વળ્યું નહિ, બીજે દિવસે તેમને ગાંઠ નીકળી. દર્દ વધી ગયું. વૈદ્યની શોધખોળ ચાલી, પણ જીવ બચાવવા વૈદ્ય પણ ગામમાંથી ગમન કરી ગયા હતા. અમે ઘરની દવા કરવા માંડી. દિવસ વિતતાં રોગ વધવા લાગ્યો. ગાંઠની વેદના અસહ્ય હતી. મારા સસરા બુમે બૂમ પાડતા, તેમના આખા શરીરે આગ ઉઠી હતી. મારો પતિ તેના પિતાની નજીક જતો નહોતો, પોતાને કદાચ ગાંઠ નીકળે એ ભયથી

તે તંબુમાંજ આવતો નહોતો. તે તેના જેવી એક કુટિલ અબળાને ત્યાં પડી રહેતો. મારા સસરા વારંવાર મારા પતિના નામની બુમો પાડતા, તે અસહ્ય દર્દમાં પણ તેને જોવાને ઇચ્છતા. મારી સાસુએ મારા પતિને બોલાવવા મોકલ્યું. અંતે બોલાવવા જનાર જવાબ લાવ્યો કે ભાઇ તો આવતો નથી અને કહે છે કે બુઢ્ઢો કાલે મરતો હોય તો ભલે આજેજ મરે. હું મરવાને ત્યાં આવનાર નથી. આવું સાંભળી મારા સસરાના કષ્ટની સીમા રહી નહિ. તે બેશુદ્ધ બની ગયા. આવી રીતે મહાભયંકર વેદના સહન કરી મારા સસરા પંદરમે દિવસે મરી ગયા. તેમને અગ્નિ સંસ્કાર કર્યો. કુળવાન ગણાવનાર મનુષ્ય આખરે ભસ્મ થયો. આ પછી બીજે દિવસે મારી સાસુ પણ તાવથી પટકાઇ પડી. ત્રીજે દિવસે તેને પણ ગાંઠ નીકળી. તે બીચારી ગાંઠ નીકળી એવીજ બેશુદ્ધ થઇ ગઇ. તે જીવી ત્યાં સુધી સાવધ થઇજ નહિ. ગાંઠ નીકળ્યાના આઠમે દિવસે તેણે દેહ છોડયો. મારા પતિએ મજુરો બોલાવી માતાના દેહને ભસ્મ કરવાની આજ્ઞા કરી. મારી સાસુ કે જે વાઘની માફક ધુરકનારી, નીરંતર ક્લેશ કંકાશ કરનારી આ વખતે સઘળું ભૂલી જડવત્ બની જમીન પર પડી હતી. મજુરો તેને ઉંચકી ગયા, બિચારી પુત્રના હાથે અગ્નિસંસ્કાર પણ પામી નહિ. પૈસા પણ કામ આવ્યા નહિ. સગાંવ્હાલાં મિત્રો અળગાં રહ્યાં. શબની સાથે ફક્ત મજુરો ગયા. કાળની ગતી વિચિત્ર છે. મારા શોકની સીમા નહોતી. મારા પતિને માતા પિતાની ફાંસ દૂર થવાથી આનંદ થયો. તેણે લોકલજ્જાને વશ થઇ માતપિતાની ક્રિયા કરી ખર્ચ કર્યું. તેની વાહવાહ બોલાઈ. છેવટે ગામમાં રોગની શાન્તિ થવા આવી. પૂર્ણ શાન્તિ થએ અમે ઘેર આવ્યાં. ઘરને ધોળાવી સાફસુફ કરાવરાવ્યું, અમારૂં મકાન મોટું હતું. મારા પતિએ ત્રણ નોકરો રાખ્યા. ઘોડા-

ગાડી કરી. નોકરો આવવાથી મારે કામ નહિ કરવું પડે, પતિ કંઇક સમજ્યા લાગે છે, હવે કંઇક સુખ મળશે, એવું ધારવા લાગી. પણ અફસોસ, મારા નશીબમાં સુખ ક્યાંથી લખાએલું હોય! જે ત્રણ નોકરો રાખ્યા હતા, તેમાંના એકને ગાડી હાંકવાનું, બીજાને શેટ કહે એ કરવાનું અને ત્રીજાને દારૂ–ખાનપાન વગેરે લાવવાનું કાર્ય સોંપવામાં આવ્યું, ઘરનું કામકાજ તો મારે માથેજ રહ્યું. અંતે મારા પતિએ મારા હાથનું ખાવાનું પણ ત્યાગ્યું.

મારી વ્યાકુળતાનો પાર રહ્યો નહિ. હું રાત્રિ દિવસ રડવા લાગી. અને દિલાસો આપનાર ત્યાં કોઈ નહોતું. મારો પતિ રાત્રિ દિવસ નિશામાં પડી રહેવા લાગ્યો. નિરંતર રંગરાગ થવા લાગ્યા. ગાનારી ગણીકાઓ અને નીચ કર્મ કરનારી વેશ્યાઓ ધોળે દિવસે મારા ઘરમાં આવી રાત્રિઓ વિતાવવા લાગી. રાત્રે મિજલસો ઉડતી. દારૂ ગાંજા સાથે અભક્ષ્ય ભોજન થતું. હમેશાં આવી રીતે ચાલવા લાગ્યું. સવારના દસ વાગે પતિદેવ જાગૃત થતા. દાતણ કર્યું ના કર્યું કરી અફીણનો કસુંબો પીતા, તે ઉપર ચા મેવો મિત્રમંડળ સાથે ઉડાવતા. તે પછી બે કલાક વિતતાં ગાંજા ચરસની ચલમો ફુંકાતી. મધ્યાન્હે ભાંગ ઘુંટાતી અને પછી દારૂની રેલમછેલ ઉડતી. મિત્રમંડળ તો ભર્યું ને ભર્યુંજ રહેતું. આવું જોઇ મારા મનમાં કેટલું દુઃખ ઉત્પન્ન થતું હશે તેનો તમેજ વિચાર કરી જુઓ?" આટલી વાત કહી કપટકળા શાન્ત રહી સત્યવીરના સામે જોઇ રહી. સત્યવીર વિચારવશ વદને આંખ્યો બંધ કરી કપટકળાની વાત સાંભળતો હતો. તેણે આંખ્યો ઉઘાડી કપટકળા પ્રત્યે કહ્યું, "ખરેખર તે વખતે તમને ઘણુંજ કષ્ટ ઉત્પન્ન થતું હશે? એવા વ્યસની પતિ જે સ્ત્રીને મળ્યા હશે તે અબળાનો જન્મારો વૃથા ગયોજ સમજવો. વારૂ પછી શું થયું?"

" તમને મારી વાત સાંભળીને કંટાળોતો નથી આવતોને? " કપટકળાએ પૂછ્યું.

" ના, મને આ વાત સાંભળવામાં કંઇક વધુ રસ પડે છે, આગળ ચલાવો. " કહી સત્યવીર સાંભળવા લાગ્યો. કપટકળા તેનું ગપ્પાષ્ટક આગળ ચલાવવા લાગી.

" મારા સ્વામીની સાથે આનંદ ઉડાવવાને અનેક કુલાંગારો એકત્ર થતા હતા. તેમાં કેટલાક મારી તરફ વિકારમય નજરે જોતા અને મને ફસાવવાને અનેક પ્રયત્નો કરતા. એક બે જણે તો દારૂની ધુનમાં મારી નજીક આવી પ્રેમયાચના પણ કરી હતી. મ્હેં તરતજ તેમને ધિક્કારી કાઢ્યા, છતાં તે નિર્લજ્જો મને કુવચનો સંભળાવી વધુ ત્રાસ આપવા લાગ્યા. એથી હું અકળાઇને ઘરના ઓરડામાં પેસી જઇ બારણાં બંધ કરી દેતી. પોતાની દુષ્ટ ઇચ્છામાં નિષ્ફળ જવાથી દુષ્ટોએ મારા પતિને કહ્યું કે તારી સ્ત્રીએ અમારૂં સખ્ત અપમાન કર્યું છે, અમે હવે પછી તારા મકાને આવીશું નહિ. આથી મારા પતિનો મિજાજ ગયો. તેમણે મને મોટી બૂમ મારી બોલાવી. હું ધ્રુજતે પગલે તેમની પાસે ગઇ. તેમણે મને ખૂબ ધમકાવી અપમાન કરવા વિષે પૂછ્યું. મ્હેં સજળનયને સત્ય હકીકત જણાવી; પણ તેમના ધ્યાનમાં ઉતર્યું નહિ. તેમણે તત્કાળ મને આજ્ઞા કરીકે તારે આજે જમવાનું તૈયાર થએ મારા તે અપમાન પામેલા મિત્રોને સ્વહસ્તે જમવાનું પીરસી તેમને પ્રસન્ન કરવા. મ્હેં ભય પામી ના કહી. તરત મારી પીઠપર સખ્ત મૂક્કાનો પ્રહાર થયો. મ્હેં વધુ માર પડવાની બીકે હા પાડી. મને જવાની રજા મળી. છેવટે સાંજ પડી. મારી ઉપર મોહાંધ થએલા રાક્ષસો જમવા આવ્યા. પાટલા મંડાયા, મિત્રોની સાથે પતિદેવ પાટલા પર બિરાજ્યા. મદિરાની બાટલીઓ રજુ થઇ. પ્યાલા ભરાયા.

મારા સમ તારા સમ બોલતા પાપાત્માઓ હદ ઉપરાંત પીવા-પીવરાવવા લાગ્યા. મારા પતિને હદ ઉપરાંત પાન કરાવ્યું, અંતે દારૂના નીશાથી બેફામ બનેલા પતિએ બૂમ મારી કહ્યું, "કીધર ગઇ રંડી? ખાનેકા રખ્ખો." મ્હેં તરતજ તૈયાર કરેલી થાળીઓ દરેકના સમક્ષ મુકી દીધી. દારૂડીયાઓ જમવા લાગ્યા અને અતિ નિંદ્ય વાર્તા વિનોદ કરવા લાગ્યા. મારા પતિતો મુસલમાની ભાષા બોલતા હતા. દુષ્ટો મારી સામે તાકી રહ્યા હતા. તેઓ જમતા જતા ને વચ્ચે ખુંખારા કરી મને ઇસારતો કરતા હતા. વળી આ લાવો ફલાણું લાવો કહી મને વારંવાર બોલાવતા. હું તેમને પીરસવા જતી, તે વખતે તેમાંનો એક મારો હાથ પકડતો, બીજો મારૂં વસ્ત્ર ખેંચતો, ત્યારે ત્રીજો મારા સામે જોઈ હસતો. આથી હું ઘણી ત્રાસી જતી. સઘળા જમી રહ્યા. તે રાત્રે નાચ ગાન થયું. હું નીચે સૂઇ ગઈ હતી. ઓરડાનાં દ્વાર બંધ કર્યાં હતાં. એથી લુચ્ચાઓ નીચે આવી બારણાં ધકેલી પાછા જતા. આવી રીતે ઘણા દિવસ ચાલ્યું. મ્હેં મહાપ્રયાસે મારૂં શીયળ સાચવ્યું. જો મારી જગાએ કોઈ બીજી હોત તો બીચારી ક્યારનીએ ભ્રષ્ટ થઇ દુનિયામાંથી નષ્ટ થઇ ગઈ હોત. નિરંતર આવા ભય ત્રાસથી દિવસો જતાં હું પણ હિંમતવાન બની. મ્હેં મારા પતિને ઉપદેશ કરવો આરંભ્યો. પ્રથમ તો મારા ઉપદેશથી મારો પતિ ચીડાયો અને મને મારવા લાકડી લઇ ઉભો થયો. મ્હેં તરતજ લાકડી ખુંચાવી લીધી. તે મારી પર ધસ્યો. મ્હેં તેને નજીક આવવા દઇ જોરથી ધક્કો માર્યો. દારૂના નીશાથી તે પડી ગયો. બે ચાર રોજ મ્હેં આવું કર્યું. આથી મારો પતિ પણ મનમાં સમજી ગયો કે હવે આને સતાવવામાં સાર નથી. તેણે મને કંઇ પણ કહેવાનું બંધ કર્યું. હું સઘળો તમાસો જોવા લાગી. ધીમે ધીમે મારા ઘરમાં જુગાર રમવો શરૂ થયો. જુગારમાં મારો પતિ હારતો અને જીતનારા ભારે રકમો પડાવી જતા. દારૂ, જુગાર, વેશ્યા વગેરે નિંદ્ય કર્મોમાં પુષ્કળ દ્રવ્ય વપરાવા

લાગ્યું. મારાથી આ જોઇ શકાયું નહિ. એક રાતના મિત્ર મંડળ એકત્ર થયું હતું. એક ગણીકા હાથમાં સિતાર લઈ ગાન ગાઇ રહી હતી. એક વેશ્યા મારા સ્વામીના કંઠમાં હાથ નાખી તેને રીઝાવી રહી હતી. સઘળા સુરા સુંદરીના સેવનથી ચકચુર થયા હતા. આવા વખતે હું સાહસ કરી ત્યાં ગઈ; અને કોપયુક્ત સ્વરે ગણીકા તથા ચંડાળ મિત્રોને ચાલ્યા જવાનું કહ્યું. પણ મારા કહેવાની કંઈ અસર થઈ નહિ. દારૂડીયા ખડખડાટ હસી પડ્યા. ગાન ગાનારી ગણીકા બોલી કે, જ્યારે તું મારા જેવું ગાન ગાતાં શીખી નહિ ત્યારેજ તારા ધણીને મારૂં ગાન સાંભળવું પડે છે. જો ધણીને વશ કરવો હોય તો કાલથી મારી પાસે રહી શિક્ષણ લે." તેનું કહેવું પુરૂં થયું ન થયું કે તરત વેશ્યા બોલી ઉઠી; "સ્ત્રીનો અવતાર છે, છતાં કંઇએ શીખી નથી. પતિની સાથે એમને એમ તે રંગરાગ ભોગવાતો હશે કે? રંગરાગને વધુ ખીલવવા કોકશાસ્ત્રનો અભ્યાસ કરવો જોઇએ, મદ્યપાન કરવું જોઇએ, હાવભાવ શીખવા જોઇએ. એ બધું આવડે ત્યારેજ પુરૂષ રમકડું બને. આવડતું કંઇ નથી ત્યારે નકામો ટીકટીકારો શા માટે કરે છે? તારાથી ન જોવાતું હોય તો આંખ્યો બંધ કરી નીચે બેસી રહે." દુષ્ટાત્માઓનું આવું બોલવું સાંભળી મને ઘણો ગુસ્સો ચઢ્યો. હું કંઇક બોલવા જતી હતી એટલામાંજ પતિદેવ ચળકતી આંખ્યોએ મારા સામે જોઈ બોલવા માંડ્યું, "કમજાત! તું અહિં શામાટે આવી છે? આ રંગમાં ભંગ પાડવાનો તને શો અધીકાર છે, ચાલ જલ્દી અહિંથી ચાલી જા, નહિ તો લાત લગાવી કાઢી મૂકવી પડશે."

તેમનું આવું કહેવું સાંભળી હું ત્યાંથી ખસી નહિ. પુનઃ તેમણે કહ્યું, "જાય છે કે નહિ?"

મ્હેં તરત કહ્યું કે, "ના."

સામો પ્રશ્ન થયો, "કેમ ?"

મ્હેં કહ્યું, "તમને કાઢી મૂકવાનો અધીકાર નથી. હું તમને પરણી છું, તમારી સ્ત્રી કહેવાઉં છું. તમે આવી રીતે વર્તો છો તે મારાથી જોઈ શકાતું નથી."

મારૂં કહેવું સાંભળી તત્કાળ તે બોલી ઉઠયો કે, "ન જોવાતું હોય તો જહન્નમમાં જા !"

તેના એ શબ્દોએ મને વધુ અકળાવી બોલાવી કે, "ક્યાં જાઉં ? મને કાઢી મૂકવાનો વિચાર છે તો મને લાવ્યાતા શું કરવા ? હું અહિંથી જનાર નથી. આખા ગામમાં ઘર વગોવાય છે, હું આટલા દિવસ શાન્ત બેસી રહેતી, પણ હવે શાન્ત બેસી રહનાર નથી. આ પવિત્ર ઘરમાં આવું નિંધ વર્તન હવેથી ચાલી શકશે નહિ. તમારે બહાર ફાવે એમ કરો." આવી રીતે મ્હેં ઘણું કહ્યું. મારા શબ્દોથી મારો પતિ ઉશ્કેરાયો. તે મને ગાળો દેતો-દેતો દુષ્ટ મંડળ સાથે બીજા ઓરડામાં ચાલ્યો ગયો. મારા કહેવાની કંઇ પણ અસર થઇ નહિ. અમારે પતિપત્નીમાં કલેશ વધી ગયો. મારો પતિ તેના દારૂડીયા મિત્રોની મદદથી મને મારઝુડ કરવા લાગ્યો. પડોશના લોકોથી પણ મારૂં કષ્ટ જોઇ શકાયું નહિ. એક દિવસે પડોશના લોકોએ એકત્ર થઇ તેને મારવાનો નિશ્ચય કર્યો. એક રાત્રે નાચગાન ચાલી રહ્યાં હતાં. દારૂના શીશા ખાલી થતા હતા. દારૂડીયાઓ ચકચૂર બન્યા હતા; તે વખતેજ પડોશના લોકોએ હુમલો કરી દારૂડીયાઓને મારવા માંડયા. શીશા ગ્લાસ ફુટી ગયા. ગાનારી ગણીકા પસાર થઈ ગઇ. દારૂડીયાઓ લડથડીયાં ખાતા ફાવે એમ નાશી ગયા. મારો પતિ એક ખાટલા નીચે સંતાઇ ગયો. બાદ પડોશીયો મારી દયા ખાતાં-ખાતાં ઘેર ગયાં. બીજે દિવસે મારા

પતિએ પડોશીઓ પર ફરિયાદ માંડી. પુષ્કળ પૈસા વેરી બિચારા ગરીબ પડોશીઓને દંડાવ્યા. ભુંડાથી ભૂત નાસે એ મુજબ મારા પતિને પછીથી કોઇ પણ કંઇ કહેતું નહિ. સઘળાં શાન્તતાથી જે થતું એ જોયા કરતાં. અમારી ન્યાતે પણ ઠરાવ કરી તેને ન્યાત બહાર મૂક્યો હતો. નિરંતર જુગાર, મદીરા, અભક્ષ્યાભક્ષ, ગણીકાગમન વગેરેમાં પૈસો પાણીના પૂરની માફક જવા લાગ્યો. હું માર સહન કરતી સ્વામીને સદુપદેશ દેતી; પણ ભાગ્યફુટા ભર્તારને કંઇ પણ અસર થતી નહિ. હું પ્રારબ્ધ પર ભરોંસો મૂકી બેસી રહી. મારૂં પિયર ઘણું દૂર હોવાથી મારાં માતાપિતાને આ સમાચાર કોણ જણાવે? હું દર મહિને મારા પિતાને પત્ર લખતી; પણ તેમાં મારી કષ્ટ કથાનો એક શબ્દ પણ લખતી નહિ. કારણ કે મારૂં કષ્ટ સાંભળી તે ઘણાં દુ:ખી થાય. હું મારૂં કષ્ટ પોતેજ સહન કરવાને ચાહતી હતી. હું મારી કષ્ટ કથા બીજાને જણાવી દુ:ખી કરવા ઇચ્છિતી નહોતી. જો મારા પિતાના જાણવામાં આ સઘળી વાત આવે તો તે તરતજ ત્યાં આવી મને તેડી જાય અને મારા પતિના પણ હાલહવાલ કરે. આથી હું મૌનતાથી બેસી રહી. પરીણામમાં પતિ પૈસા ટકાથી પરવાર્યાં. દેવું થયું. છેવટે રહેવાનાં મકાનો સાથે બીજાં પણ એક પછી એક ગયાં. મારાં સૌભાગ્યભુષણ સાથેના તમામ દાગીના વેચાઇ ગયા. અમે ભાડાના ઘરમાં રહેવા ગયા. અનેક લોકો મને કહેતાં હતાં કે તું શા માટે આવા વ્યસની નમાલા ધણી પાસે પડી રહી છે? તારા પિયેર જાને? અહિં તને શું સુખ છે? તેમના કહેવાના જવાબમાં હું કહેતી કે "જેવો પતિ મળ્યો હોય તેવાની સાથે આનંદથી રહેવું, એ સ્ત્રીયોની ફરજ છે. મ્હેં અગ્નિ અને બ્રાહ્મણની સાક્ષીથી મારા પતિનો હાથ ઝાલ્યો છે. હું જીવનપર્યંત તેમની સાથે રહીશ. તેમના ત્રાસથી ભલે મારો પ્રાણ જાય. જો તેમનાથી મારો

પ્રાણ જશે તો મારૂં મૃત્યુ સૌભાગ્યમય ગણાશે." મારા આવા જવાબથી પડોશીયો મારી પ્રશંસા કરતાં—મારી દયા ખાતાં અને મારા પતિને ધિક્કારતાં. હું શાન્ત ચિત્તે જે થાય એ જોયા કરતી. ભાડાના ઘરમાં રહેવા ગયા પછી એક વર્ષે મારો પતિ ચોરી કરવાના ગૂન્હામાં સપડાયો. તેણે પડોશના એક શ્રીમંતના ઘરમાં મધ્યરાત્રિએ ચઢી ઉતરી તીજોરી ફાડી ચોરી કરી હતી. રૂપીઆનું પોટકું બાંધી બહાર નીકળતાં રોન ફરવા નીકળેલા ચોકીદારોએ તેને પકડયો; અને માલમુદ્દા સાથે તેને થાણાપર ઘસડી ગયા. ચોરીના કારણે તેમને છમાસની શિક્ષા થઇ. મારો પતિ કેદમાં ગયો. આ સાંભળી હું બેશુદ્ધ થઇ ધરણીપર ઢળી પડી. મારા સંતાપની સીમા રહી નહિ. ભલાં દિલનાં પડોશીયોએ આવી મને સાવધ કરી આશ્વાસન આપ્યું. દિવસો પર દિવસ જવા લાગ્યા. ભાડાના ઘરમાં હું એકલી પડી. ઘર ખાવા ધાતું હોય એમ લાગતું. ગામના લુચ્ચા—બદમાશ લોકો મને સતાવવા લાગ્યા. કોઇ તો નનામા કાગળ લખી મને ધમકી આપતા. કોઈ પોતાનું નામ આપી પ્રેમ જાહેર કરતા. આવી લીલા ચાલી રહી હતી. એક બે વાર તો બદમાસો મધ્યરાત્રિએ આવી મારા ઘરનું બારણું ખખડાવી ગયા હતા. બેચાર લંપટ યુવાનો મને ફસાવવાને અનેક યુક્તિ—પ્રયુક્તિયો કરતા હતા. મને મોટી મોટી લાલચો બતાવતા; પણ તેઓની લાલચો કરતાં હું મારા ધર્મને શ્રેષ્ટ સમજતી હતી. હું કકળતા અંતઃકરણે દહાડા ગુજારવા લાગી. મારૂં રક્ષણ કરનાર ભગવાન સિવાય કોઈ નહોતું. એવામાં અમારા ગામનો એક વ્હેપારી મારે પીયેર જવાની ખબર મળી. મ્હેં તેની સાથે મારા પિતાને સમાચાર મોકલવાનો વિચાર કર્યો. પણ કેટલાંક પડોશીઓની સલાહ મળી કે અહિં એકલાં રહેવા કરતાં પિયર નિવાસ કરવો એ ઘણું સારૂં છે. મને તેમની વાત વ્યાજબી લાગી. તે પછી

એક દયાળુ મ્હેડોશીની પાસેથી થોડાંક નાણાં ઉછીતાં લઈ હું મારે પીયર જવાને તૈયાર થઇ. વ્હેપારી બીજે દિવસે નીકળનાર હતો. હું તેને મળી આવી. તેણે ઘણી ખુશીથી મને લઈ જવાને કબુલ્યું. તે મોટે પરોઢીએ નીકળનાર હોવાથી મ્હેં રાત્રિના સમયે કપડાં–ખાવાનું ભાતું વિગેરે તૈયાર કરી ગાંસડી બાંધી મૂકી. પરોઢીયું થતાં વ્હેપારીના માણસે મારા ઘર આગળ આવી બૂમ મારી. હું તરત ઉઠી અને પોટકું લઇ ઘરને તાળું મારી તેની સાથે ગઇ. વ્હેપારી સાથે બીજા ત્રણ માણસો હતા અમે દિવસે ચાલતાં અને રાત્રિએ કોઇ ગામ આવતાં રહેતાં, એવી રીતે ચાલતાં ચાલતાં આઠ દિવસે કૃષ્ણપુર મારે પિયર આવી પહોંચ્યાં. હું તે વ્હેપારીને લઇ મારે ઘેર આવી મારાં માબાપને મળી. મને ઘણે સમયે જોવાથી તેઓ ઘણાં ખુશી થયાં. મારા પિતાએ વ્હેપારીનો ઉપકાર માની ઘણાજ આગ્રહથી તેને અમારે ઘેર રાખ્યો. હું મારી બ્હેનપણીઓને મળી. રાત્રે વાળું કરી સઘળાં એકત્ર થઈ બેઠાં. દરેક જણુ મારી કુશળતા પૂછવા લાગ્યાં. સૌને ટુંક ઉત્તર આપી પતાવ્યું. સઘળાંના ગયા પછી હું મારા પિતા મારી માતા અને મારી સાથે આવેલો વ્હેપારી એટલાં રહ્યાં. વ્હેપારીએ મારી તમામ હકીકત મારા બાપને કહી સંભળાવી. આ સાથે મારાથી પણ રડી જવાયું. મારા બાપના ક્રોધનો પાર રહ્યો નહિ. તે ગુસ્સાના આવેશથી દાંત પીસવા લાગ્યા, મ્હેં તેમને મહાપરાણે શાન્ત કરી કહ્યું કે થયું ન થયું થનાર નથી. મારા પિતાએ ક્રોધને વશ થઇ સોગન ખાધા કે જ્યાં સુધી જમાઈ સુધરી પૈસા પેદા કરતો થશે નહિ ત્યાં સુધી મારી પુત્રીને તેને સાસરે મોકલીશ નહિ. તે પછી અમે સૂતાં. બીજે દિવસે વ્હેપારી મારા બાપને મળી ભેટી તેના કામે ચાલ્યો ગયો. હું આનંદથી મારા પિતાને ઘેર રહેવા લાગી. એવી રીતે છ માસ વીતી ગયા.

મને મારા પતિને માટે ઘણું લાગી આવતું હતું. કારણકે જે અભાગણી પાપીણી હોય તેનાજ હૃદયમાં પતિ પ્રત્યેની લગીર પણ લાગણી ન હોય. મ્હેં મારા પિતાને તેમની તપાસ કરાવવાની વિનંતી કરી. મારી અત્યંત આજીજીને લીધે અંતે મારા બાપે એક માણસને મારા સાસરા તરફ મોકલ્યો. હું ઘણીજ આતુરતાથી તે માણસની રાહ જોવા લાગી. મને ખાવું પીવું કંઇ પણ ગમતું નહોતું. પતિ પ્રેમી પ્રેમદાને પતિ વિના કંઇ પણ ગમેજ નહિ. મારૂં ધ્યાન મારા પતિપ્રભુમાંજ હતું. હું રાત્રિ દિવસ તેનુંજ રટણ કરતી હતી અને મારો અને તેનો જલ્દીથી મેળાપ થાય તેને માટે દયાળુ પ્રભુને અહર્નિશ વિનવતી હતી. છેવટે તપાસ કરવા ગએલો માણસ સત્તરમા દિવસે પાછો આવ્યો. હું સૌની પહેલાં તેની પાસે જઇ સમાચાર પૂછવા લાગી. મારાં માતા-પિતા વગેરે પણ સમાચાર જાણવાના હેતુથી તેની પાસે આવ્યાં. તે માણસે દુઃખી દિલે જણાવ્યું કે જમાઇનો પત્તો નથી. બ્હેનના ઘર આગળ જતાં એક પડોશીએ જણાવ્યું કે તે કેદમાંથી છુટયા પછી ઘેર આવ્યો હતો. તેણે ઘરમાં બે દિવસ રહી સઘળાં વાસણ, લુગડાં વેચી મારી ઘરવાળાનું ભાડું ચૂકવ્યું અને પછી બાકીના પૈસા લઇ રાતો રાત પસાર થયો. કોઇને કહેતા પણ રહ્યો નથી. બ્હેનના ઘરમાં હાલ બીજો માણસ રહે છે. આટલું કહી તે માણસ ગમગીન ચ્હેરે ઉભો રહ્યો. મારા દુઃખની સીમા રહી નહિ. હું તરતજ બેશુદ્ધ થઇ જમીન પર ટૂટી પડી. સઘળાં મારી સારવાર કરવા લાગ્યાં. હું ઘણી વારે શુદ્ધિમાં આવી રૂદન કરવા લાગી. વાળ પીંખવા લાગી. મારા કલ્પાંતનો પાર રહ્યો નહિ. મારાં માતા-પિતા પણ મારૂં કલ્પાંત જોઇ દુઃખી થયાં. પત્થર હૃદયને પણ પીગળાવે એવો દેખાવ તે વખતે થઇ રહ્યો હતો. આખરે જેમ તેમ કરી દુઃખી મનને શાન્ત

ર્યું. દુઃખનું ઓસડ દહાડા. મારા હૃદયમાંથી દુઃખ કમી થયું. મારા પિતાએ શોધ કરાવવા માંડી, મારા પ્રિય પતિની તપાસમાં એક વર્ષ વીતી ગયું, પણ કંઈ પત્તો લાગ્યો નહિ. આ વાતને આજકાલ કરતાં ચાર વર્ષ વીતી ગયાં છે. અમે હવે તેને મરી ગયેલો સમજીએ છીએ. મારી વાત પૂરી થવા આવી. મારે માથે દુઃખનાં ઝાડ ઉગવામાં કંઇ બાકી રહ્યું નથી, એવી ખાત્રી મારી વાત પરથી આપને થઇ હશે? મ્હેં મારા કહેવાતા પતિ સાથે સંસાર સુખ એક પણ દિવસ ભોગવ્યું નથી. ખરૂં કહેવરાવો તો હું હજી કુમારીકાજ કહેવાઉં? દિવસો જતાં મારા જેવી સ્ત્રી સંસાર સુખની ઇચ્છા કરે તે નવાઇ જેવું કહેવાય નહિ. મારાથી બની શક્યું ત્યાં સુધી મારી પવિત્રતા જાળવી, પણ હવે મારી પવિત્રતા ટકી શકે એમ નથી. હું પતિ પત્નિનાં જોડાં જોઈ અકળાઉં છું. દંપતિને આનંદથી ફરતાં જોઇ બળી મરૂં છું. હું તેવો આનંદ અનુભવવા અત્યંત આતુર છું. કહો સત્યવીર! આમાં મારો છે કાંઇ દોષ?" કપટકળા આવી અસત્ય લંબાણ વાત પૂરી કરી સત્યવીરના સામે જોઇ રહી. આવી લાંબી જુઠ્ઠી વાત કરવામાં તેનો હેતુ એ હતો કે સત્યવીર તેની કષ્ટ કથા સાંભળશે તો જલ્દીથી તેને તાબે થશે. આવા વિચારથી જ તેણે આટલું બધું લંબાણ ગપાષ્ટક ચલાવ્યું હતું. તે ઘણીજ નરમાશથી દીન વદને પણ વિકારમય નેત્રે સત્યવીરના સામે જોઈ રહી હતી. પવિત્રતાની મૂર્તિ સત્યવીર મહાન્ વિચારમાં પડ્યો હતો. તેના મનને કપટકળાની વાત સત્ય સમજાઇ. તેના મને કપટકળાના નિષ્ઠુર પતિ પ્રત્યે ધિક્કારનો વર્ષાદ વરસાવ્યો, પણ એ સાથે જ હૃદયના આત્માએ શંકા કરી કે કદાચ કપટકળા અસત્ય ઉચ્ચાર કરતી હશે તો? આમ પણ બને. સ્ત્રી ચારિત્ર્યને જાણવા કોણ શક્તિવાન છે? આમ તર્કવિતર્ક કરતા સત્યવીરે કપ-

ટકળા સામે જોઈ કહ્યું, "ખરેખર! તમે ઘણાં જ દુઃખી થયાં છો. તમારી કષ્ટ કથા ભલભલાનું હૃદય પીગળાવે એમ છે. તમારા જેવી સુંદર સુંદરીને ગમાર ગુણહિન પતિ મળ્યો. મને ઘણોજ અફસોસ થાય છે. આ સાથે તમે તમારૂં શીયળ આજદિન સુધી સંભાળ્યું તેને માટે તમને ધન્યવાદ ઘટે છે."

"મ્હેં મહાપરાણે મારા મનને કબજામાં રાખ્યું છે, પણ તે હવે તમને જોઇને વધારે ચકડોળે ચઢયું છે. માટે હવે આ અમૃતવેલને તમારા કંઠે વિંટાવા દયો." કહી કામાંધ નારી સત્યવીરને વળગવા દોડી, કે તરત સત્યવીરે કહ્યું, "સબુર, કપટકળા! ત્હેં આટલાં વર્ષ તારૂં શીયળ સંભાળ્યું છે, તો હવે આજની રાત્રિ અને કાલનો દિવસ ગમે એમ કરી સંભાળ."

"કારણ?" કપટકળાએ વિકળવદને પ્રશ્ન કર્યો.

"તું અકળાઇશ નહિ. હું તને વધારે દુઃખી કરવા ઇચ્છતો નથી. મને તારી ઘણીજ દયા આવે છે. હું તને જરૂર આનંદ કરાવીશ; પણ આજ નહિ. કાલે રાત્રે આપણને સ્વર્ગ સુખ મળવાનો સંભવ છે."

"પણ આજે કેમ નહિ? સત્યવીર! હું અનંગથી અકળાઇ અંધ બની છું. મારાથી હવે સહન થતું નથી. મારી પર દયા કર, મને નિરાશ ના કર. હું તારા પગે પડું છું."

આમ બોલતી કુટિલાએ નીચે બેસી સત્યવીરના પગ પકડયા. સત્યવીર પણ અકળાયો, તેણે કંઇક વિચાર કરી કપટકળાનો હાથ પકડી કહ્યું, "કપટકળા! ઉઠ ઉભી થા."

"અહા! તારા સ્પર્શથી મને અપૂર્વ શાન્તિ થાય છે, તારો કોમળ હાથ મારા શરીરમાં રોમાંચ ઉત્પન્ન કરે છે. કેવો સુંદર હાથ!"

કપટકળા ઉભી થઇ સત્યવીરના હાથને જોવા લાગી. આ સાથે તેણે હાથ ચૂમવાને મુખ નીચું નમાવ્યું. તત્કાળ સત્યવીરે હાથ ખેંચી લેતાં કહ્યું, “ સુંદરી ! તું મારી ઇચ્છાને શા માટે અમાન્ય કરે છે ? મારૂં માન, આજની રાત્રિ સબુર કર. જો હઠ કરીશ તો જોઇશે તેટલો આનંદ મળશે નહિ, કારણ કે મારા પેટમાં અત્યારે અસહ્ય દુઃખાવો થાય છે. હું તારી વાત સાંભળવાનેજ અત્યાર સુધી બેસી રહ્યો હતો અને તને દુઃખ ઉત્પન્ન થાય તેથી મારૂં દુઃખ જણાવતો નહોતો; પણ હવે મારાથી આ કષ્ટ સહી શકાતું નથી. આહ, ઓહ! પ્રાણ જાય છે.” કહી સત્યવીર નીચે બેસી ગયો.

કપટકળા ગભરાઈ ગઇ. તેની આશા નિરાશામાં બદલાઇ ગઈ. હશે આવતી કાલની રાત્રિએ જરૂર મારી આશા પૂર્ણ થશે એમ મન વાળી સત્યવીરના શરીરે હાથ ફેરવવા લાગી. સત્યવીરે કંઇક દવા પીવાની માગણી કરી. તે તરત ત્યાંથી નીચે ગઇ અને બે ગોળીયો લઇ આવી. સત્યવીરે તે ગોળીયો મુખમાં મુકવાને બદલે યુક્તિથી ફેંકી દીધી. કપટકળાએ જાણ્યું કે તે ગોળીઓ ખાઇ ગયો છે. લગભગ પા કલાકે સત્યવીરે ઉંઘવાનો ઢોંગ કર્યો, નિદ્રા લેવાથી તેને આરામ થશે જાણી કપટકળા તેને સૂઈ રહેવાનું સૂચવી ત્યાંથી બહાર નીકળી. તે અદ્રશ્ય થઈ કે તરત સત્યવીર બેઠો થઇ હસ્યો. આ વખતે મધ્યરાત્રિનો સુમાર થવા આવ્યો હતો.



# પ્રકરણ ૧૭ મું.

## ભેદ ભાગ્યો.

કપટકળાના ગયા પછી સત્યવીર ઉભો થયો. તેના હૃદયમાં અત્યારે અનેક પ્રકારના વિચારોનું વાતાવરણ છવાયું હતું. કપટકળાની વાત તેને અસત્ય હોય એમ જણાવા લાગ્યું. મન ઉદ્વેગમાં પડ્યું. એક ભયંકર સ્થળે ફસાયો છું એમ તેની પાકી ખાત્રી થઇ. આ સ્થળેથી હરકોઈ ઉપાયે નીકળી જવાની જરૂર છે. ગમે એ પ્રકારે કાલે દિવસના પસાર થવુંજ જોઇએ. જો તેમ થશે તોજ આફતમાંથી છૂટાશે. જો એમ ના બન્યું તો આવી બન્યું સમજવું. કારણ કે કુટિલાએ મને ફસાવવાનો દૃઢ નિશ્ચય કરેલો જણાય છે, આમાં તેના પિતા કૃષ્ણનંદનનો પણ હાથ હોય તો નવાઇ જેવું નથી. કુલટા કાલ રાત્રિના સમયે જરૂર મારી પાસે આવશે. તે વખતે કંઇ નવા જુની થયા વિના રહેશે નહિ. હું પ્રાણાંતે પણ ભ્રષ્ટ થનાર નથી. મારી મદદે શ્રી હરી છે. હશે, સવારમાં જે હશે તે જણાશે. સારૂં થયું કે ફુલસંગ મને મળી ગયો. હું તેની પાસેથી કપટકળાની સઘળી વાત જાણી લઇશ.” આમ વિચારતો સત્યવીર ઓરડામાં આમતેમ આંટા મારવા લાગ્યો. મધ્યરાત્રિ થઈ હતી. સઘળું ચૂપચાપ હતું, સત્યવીર નિદ્રા લેવાને ખાટલામાં પડયો, પણ વિચાર તરંગોને લીધે તેને ઉંઘ આવી નહિ. તેણે ઉંઘવાને માટે ઘણાંએ પાસાં ઘસ્યાં; પણ નિદ્રાની કૃપા તેની પર ઉતરી નહિ. છેવટે તે ઉભો થયો. ઓરડાનું દ્વાર ઉઘાડી ખુલ્લા છજામાં આવ્યો. છજા બહાર જોતાં ભીષણ અંધકાર પથરાએલો માલમ પડયો. આકાશમાં તારાઓ ઝબુકી રહ્યા હતા. સઘળે શાન્તિ પ્રવર્તાએલી હતી. નીશાચર પક્ષીઓની પાંખોના ફફડાટ કવચિત્ સંભ-

ળાતા હતા. જંગલમાં ઉગેલાં વૃક્ષો ભયાનક ભૂત સમાન ભાસતાં હતાં. સત્યવીર રાત્રિનો આવો સમય ઘણી વાર સુધી અવલોકી રહ્યો. એવામાંજ સત્યવીર એકાએક ચમકયો. તેનું હૃદય ધડકવા લાગ્યું. તે આંખ્યો ખેંચી એક બાજુ જોઇ રહ્યો, પણ શ્યામ અંધકારને લીધે કંઇ પણ જોઇ શકયો નહિ. એને ચમકવાનું કારણ એ હતું કે રાત્રિના આ ઠંડા પ્હોરે તેના કાને કોઇકના રૂદન ધ્વનીનો અવાજ સંભળાયો. એ અવાજ નજીકમાંથીજ આવતો હતો. સત્યવીર વ્યાકુળ બની ચારે તરફ દૃષ્ટિપાત કરી આત્મગત્ બોલી ઉઠયો કે, "અરે, આ મધ્ય રાત્રિના સમયે કોણ રડતું હશે? દુઃખી સિવાય કોઈ રડે જ નહિ, રડવાનો અવાજ આટલામાંજ સંભળાય છે. ત્યારે શું બદમાસોનો ભોગતો કોઇ નહિ થયું હોય? શી ખબર પડે! આ સ્થળે જે કાંઇ બને અગર જણાય તે કંઇ નવાઇ જેવું મનાય નહિ. આ ભયંકર સ્થળે નિરંતર કુકર્મો થતાં હોવાંજ જોઇએ." આમ વિચારતો સત્યવીર પુનઃ ચારે તરફ જોવા લાગ્યો. રડવાનો અવાજ વધુને વધુ સંભળાતો ગયો. સત્યવીરનું હૃદય દયાથી પીંગળ્યું. ચાલ એ રડનારને ખોળી કાઢું, દુઃખીને સહાય કરવી એ મારી પ્રથમ ફરજ છે. આમ નિશ્ચય કરી સત્યવીરે રડવાના અવાજના આધારે આગળ વધવા માંડયું. થોડેક દૂર જતાં કંઇક યાદ આવતાં તે પાછો વળી ઓરડામાં આવ્યો અને ત્યાંથી દીપકનું કોડીયું ઉપાડી બહાર નીકળી તેણે આગળ વધવા માંડયું. ત્યાં આવેલું છજું લાંબુ હતું. અનેક બંધ ઓરડા હારબંધ આવેલા હતા. તેમાંના છેલ્લા ઓરડા આગળ આવી સત્યવીર અટકયો, કારણકે રડવાનો અવાજ એ ઓરડાના ઉંડાણ ભાગમાંથીજ આવતો હતો. સત્યવીરે પોતાના ઓરડા તરફ દ્રષ્ટિ કરી. ત્યાંથી પોતાનો ઓરડો પંદરમા નંબરે આવેલો હતો. સત્યવીરે ઓરડા નજીક જઇ તેનાં દ્વારને ધકેલી જોયાં, પણ તે અંદરથી બંધ

કરેલાં જણાયાં. આ દ્વારને હવે કેવી રીતે ઉઘાડવાં? સત્યવીર વિચારમાં પડયો, તેને એક યુક્તિ યાદ આવી. તે તત્કાળ પોતાના ઓરડા તરફ દોડયો અને ત્યાંથી એક મજબુત લોઢાનો સળીયો ઉપાડી લાવ્યો. બાદ તેણે દીવાનું કોડીયું ગોખલામાં ગોઠવી લોખંડના સળીયાને કમાડની નીચે ઘાલી ઉંચો કર્યો. પરીણામે દ્વાર ખસી ગયું. અંદર હાથ આવે એટલી જગા થઇ. સત્યવીરે હાથ નાખી અંદર વાસેલી સાંકળ ખોલી નાખી કમાડ ખુલ્લાં કર્યાં. તે પછી તેણે દીપકનું કોડીયું ઉપાડી અંદર પ્રવેશ કરી કમાડને હતું એમ ગોઠવી અંદરથી બંધ કરી દીધું. સત્યવીરે દિવાના પ્રકાશમાં જોયું તો જણાયું કે આ ઓરડો ઘણો વિશાળ છે. અંદર કંઇ પણ વસ્તુ પડેલી નથી. આવડો મોટો ઓરડો ખાલી શા કારણથી હશે? સત્યવીરના મનમાં વિચાર ઉદ્ભવ્યો. તેને અરેબીયન નાઇટસની વાતો યાદ આવી. તેમાં ઘણેક સ્થળે છૂપાં મકાનોનું વર્ણન કરેલું છે; તે પ્રમાણે આ મોટા ઓરડામાં તો કંઇ એવું નહિ હોય? લુચ્ચા–ચોર–બદમાસોને ભેદવાળાં મકાનોની જરૂર હોય છેજ. તેઓને એવાં મકાનો વિના ઘડીભર પણ ચાલતું નથી. એ મુજબ આ મકાનના કારસ્થાની માલીકે આ ઓરડામાં ભેદ ભરેલા છૂપા દરવાજા રાખ્યા હોય તો નવાઇ જેવું નથી. રડવાનો અવાજ આ ઓરડાની બીજી બાજુએથી આવે છે. આ ઓરડાની બીજી બાજુએ પણ એકાદ ઓરડો આવેલો હોવો જોઇએ. પણ ત્યાં જવાનો રસ્તો અહિં જણાતો નથી. ત્યારે એ રસ્તો બીજે કોઈ સ્થળે આવેલો હશે?" સત્યવીર થોડીકવાર વિચારમાં પડી બોલ્યો, "ના, તે રસ્તો જો કે બીજેથી હશે; પણ આ ઓરડામાં તો નક્કી હોવો જોઇએ. ચાલ તપાસ કરૂં." સત્યવીરે દીવો લઇ ઓરડામાં ચારે તરફ ફરવા માંડયું. તેણે ચારે તરફની દિવાલો વારાફરતી તપાસવા માંડી. દિવાલો

તાજી ધોળાએલી હતી. તેનીપર છાંટેલો ચૂનો સત્યવીરના હાથને લાગતો હતો. છેવટે ઓરડાની સામેની દિવાલમાં હાથ લગાડતાં લાકડાનું બારણું આવેલું હોય એમ જણાયું. સત્યવીરે જોરથી હાથ ઠોકી જોયો. દિવાલપરનો ચૂનો સ્હેજસાજ ખરી પડયો. લાકડું જણાયું. સત્યવીરે આખી ભીંત તપાસી. અંતે ભીંતની છેક નીચે એક સમચોરસ ઇંટ ગોઠવેલી જોવામાં આવી. સત્યવીરે ગજવામાંથી લાંબુ ચકકુ કાઢી અણીયું ઈંટની ફાટમાં ખોસી ઈંટને અદ્ધર કરી. ઇંટ ત્યાંથી દૂર થતાં અંદરનાં સમચોરસ ખાડામાં રેશમની જાડી દોરી પડેલી દેખાઇ. સત્યવીરે તે દોરીને હાથમાં પકડી ખેંચી. આ સાથેજ ભીંતની અંદર આવેલું બારણું ધીમો અવાજ કરતું ઉઘડી ગયું. સત્યવીરના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેને દિવાલની બીજી બાજુએ પણ એક મોટો ઓરડો આવેલો જણાયો. સત્યવીરે તત્કાળ તેમાં પ્રવેશ કર્યો. આ ઓરડો બહુ મોટો નહોતો. આખા ઓરડામાં માટીની મોટી કોડીયો હારબંધ ગોઠવેલી હતી. સત્યવીરને કોઠીઓની તપાસ કરતાં જણાયું કે તમામ કોઠીઓમાં અનાજ ભરેલું છે. હવે કયાં જવું? રડવાનો અવાજ હજીપણ ધીમો સંભળાતો હતો. હવે તે અવાજ જમીનના ઉંડાણ ભાગમાંથી આવતો હોય એમ જણાયું. પુનઃ સત્યવીરે તપાસ શરૂ કરી. તે એક ખૂણા તરફ ગયો. ત્યાં એક નાની કોઠી આવેલી હતી. તે કોઠીની નજીકમાં જમીનપર લોખંડનું ઢાંકણું ઢાંકેલું હતું. સત્યવીરે દીવાના કોડીયાને નીચે મૂકી આસ્તેથી ઢાંકણું ઉંચું કર્યું. અંદર પોલાણ જણાયું. સત્યવીરે અંદર દીવો ધર્યો. લોખંડની એક નાની સીડી ગોઠવેલી માલમ પડી. તે સીડીનાં પગથીઆં ભાગ્યેજ એક હાથ જેટલાં પહોળાં હશે. સત્યવીરના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. આમાં ઉતરવું કે નહિ એમ તેના મનમાં તર્ક–વિતર્ક થવા લાગ્યા. સત્યવીર હિંમતવાન્ સાહસિક હતો. તે જે

કામ ધારતો તેને પૂરૂં કર્યા વિના તજી દેતો નહિ, ગમે તેમ થાય પણ અંદર ઉતરી તપાસતો કરવી જોઇએજ. આમ નિશ્ચય કરી તેણે શ્રી હરીનું નામ દઈ સીડીના પ્રથમ પગથીઆ પર પગ મૂક્યો. તેણે ધીમે ધીમે સંભાળપૂર્વક અંદર ઉતરવું શરૂ કર્યું. છેવટે તે છેક નીચે ઉતર્યો. તેણે નીચે ઉતરી દીવાને સતેજ કર્યો. લાંબુ–પહોળું ભોંયરૂં જણાયું. જગા અવડ હતી. પવન આવતો નહોતો. દુર્ગંધ મારતી હતી. સત્યવીરે પગે જોડા પહેરેલા હતા, તેથી વીંછી વગેરે કરડવાનો ભય નહોતો. તેણે નાક આગળ લુગડું રાખી આગળ ચાલવા માંડયું. થોડેક દૂર જતાં એક કમાનવાળું દ્વાર જણાયું. સત્યવીરે તેને ધકેલ્યું; પણ તે ઉઘડયું નહિ. તેણે તેની ફાટમાંથી અંદર જોયું. અંદર જોતાં તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. એ દ્વારની અંદર એક ઓરડો આવેલો હતો. અંદર ફાનસનો પ્રકાશ પડી રહ્યો હતો. એ સ્થળ કૃષ્ણુનંદનું શયન સ્થાન હોય એમ જણાતું હતું. આ વખતે તે ઓરડાની અંદર ત્રણ માણસો બેઠેલાં હતાં. તેમાં એક કૃષ્ણુનંદન; બીજો રામલાલ અને ત્રીજી કપટકળા હતી. કૃષ્ણુનંદન કપટકળાની જોડે ખાટલાપર બેસી હુક્કો પીતો હતો. ત્રણેમાં મૌન પ્રવર્તાયું હતું. મધ્યરાત્રિએ આ ત્રીપુટીને જાગૃત જોઇ સત્યવીર વિસ્મય પામ્યો. આ લોકો શામાટે જાગતાં હશે ? સત્યવીરના મનમાં તે જાણવાની ઇચ્છા બળવત્તર થઇ. તે ત્યાં ઉભો રહ્યો, એટલામાંજ અંદર બેઠેલા કૃષ્ણુનંદનનો બોલાવવાનો અવાજ સંભળાયો. તે બોલતો હતો કે, " કપટકળા! હવે વધુ વખત તારા વાયદા ચાલી શકનાર નથી. તું પરમ દિવસના સવાર સુધી તેને ત્હારા પ્રેમમાં ફસાવી મ્હેં કહ્યું છે એમ કરાવી લે."

પિતાનું કહેવું સાંભળી કપટકળા કહેવા લાગી, " બાપુ ! તેણે મને કાલે રાતના મારા કહેવા પ્રમાણે વર્તવાનું કહ્યું છે. આપણું ધારેલું

કામ કાલ રાત્રે પૂર્ણ થાય એમ લાગે છે. છતાં જો તેમ નહિ થાય તો હું તે વખતે બૂમ પાડીશ કે જેથી તમે સઘળા ત્યાં દોડી આવી તેને ફાવે તેમ કરજો."

"એતો જાણે સમજ્યા, પણ ત્હેં આટલા દહાડા કર્યું શું?" રામલાલે હસીને પૂછ્યું.

"તારૂં અને મારૂં કપાળ. જાણતો નથી કે તે એક પવિત્ર પુરૂષ એવા માણસને ફસાવતાં કેટલી મુશીબત પડે છે; તે તું અનુભવી જુવે ત્યારેજ ખબર પડે, તારી પેઠે બોલતાં તો મને પણ આવડે છે." કપટકળાએ જણાવ્યું.

"ઠીક ત્યારે કાલની રાત છેલ્લીજ છે ને?" પુનઃ રામલાલે પૂછ્યું.
"હા, છેલ્લી; કાલ રાત્રેજ સઘળી બાબતનો ફેંસલો આવી જશે." કપટકળાએ જણાવી પૂછ્યું.

"પણ હવે પેલી કમળીનું શું કરવું છે? તેને નકામી શામાટે જીવતી રાખી છે?"

"પરમદિવસે તેનો વારો. મ્હેં તેને માટે એક સારો રસ્તો ઉતાર્યો છે. આજથી પાંચમા દિવસ પર મને એ પરદેશીઓ મળ્યા હતા. તેઓ બૈરીઓ વેચવાનો ધંધો કરે છે. મ્હેં પાંચસો રૂપીઆ લઇ કમળાને તેઓને સોંપવાનો ઠરાવ કર્યો છે." કૃષ્ણનંદને કહ્યું.

"તેઓ કમળાને લઈ જઇ શું કરશે?" કપટકળાએ પૂછ્યું.

"ફાવે એ કરે, તે આપણે જોવાનું નથી. કમળાના નશીબમાં લખ્યું હશે તે થશે." રામલાલ બોલ્યો. પુનઃ ત્રિપુટીમાં મૌન છવાયું. સત્યવીર તેમની વાત સાંભળી કમકમ્યો. તેના મનને પક્કી ખાત્રી થઈ ચૂકી કે આ સ્થળે ઘણાજ ભયંકર માણસો વસે છે. કપટકળાએ મને ફસાવવાને પ્રપંચ જાળ પાથરી છે, મારૂં જીવન જોખમમાં છે, હું પ્રારબ્ધ યોગે

જ આ શયતાન સદનમાં સપડાયેલ્છું. પ્રભુ અહિંથી નિર્વિઘ્ને મુક્ત કરાવે તો સારૂં. તેમની વાતચીત પરથી માલમ પડે છે કે મારા સંબંધમાં કાલની રાત્રિ છેવટનીજ રાત્રિ છે. ફેંસલો આવી જશેનો અર્થ એમ સમજાય છે કે મારૂં આવી બનશે. શું તે પાપીઓનો ઇરાદો મારો પ્રાણ લેવાનો હશે? શી ખબર પડે? મને તો અનુમાનથી એમ સમજાય છે કે, જો કપટકળાના પ્રેમમાં હું સપડાઉં તો તેમને નાણાંનો સારો લાભ મળે, અને હું તેને ધિક્કારૂં તો મારૂં ખૂન થવાનું. મારા સંબંધમાં આ બે બાબતો બનવાની છે. ઠીક છે, જે હશે તે જોવાશે, પડશે એવા દેખાશે. આ સત્યવીરને સતાવી પાપીઓ સાર નહિ કાઢે. લઢાઇનો પ્રસંગ આવતાં તેઓ પણ મારૂં પરાક્રમ જોશે. હા! પાપીણી કપટકળા! હું તારામાં વિશ્વાસ મૂકી ઠગાયો છું. તું પાપની પુતળી છે, પિશાચિની છે. ત્હેં મને સઘળી વાત અસત્ય જણાવી ફસાવવાની પ્રપંચ જાળ પાથરી છે; પણ યાદ રાખજે કે આ સત્યવીર તારી જાળમાં સપડાશે નહિ. હા! પણ તે કર્મચંડાળોએ કમળા સંબંધી વાત કરી તે કોણ હશે? મને તો લાગે છે કે કોઇ ગરીબ બાળા ચંડાળોની ભોગ થઇ હશે. ઓ દગાબાજો! શું તમે આવાં કુકર્મો કરવાનેજ જગતમાં જન્મ્યાં છો? શું તમને જગત્ પિતાનો લગીર પણ ભય નથી? ક્યાંથી હોય? બદમાસો! યાદ રાખજો કે આખરનો અંજામ બુરો છે. ચાલ જીવ હવે અહિંથી આગળ વધું અને રડનાર દુઃખી જીવને ખોળી કાઢું. રડવાનો અવાજ હવે સંભળાતો નથી. મારે ક્યાં જઇ તપાસ કરવી?" આમ બોલતો સત્યવીર ચારે તરફ નજર ફેરવવા લાગ્યો. એવામાંજ તેને પાસેના ઉપરના ભાગમાં કંઇક પડ્યું હોય એવો અવાજ સંભળાયો. સત્યવીરે એ તરફ દ્રષ્ટિ કરી. તો તેની અત્યંત અજાયબીની અંદર માલમ

પડયું કે ખૂણામાં એક સીડી ઉભી મૂકેલી છે. સત્યવીર તત્ક્ષણે એ સીડી તરફ દોડી ગયો. એ સીડી વળીયોના દંડાની બનાવેલી હતી. ફક્ત નવ પગથીઆં હતાં. સત્યવીર તેની ઉપર ચઢયો. છેલ્લે પગથીએ આવી તેણે હાથ ઉંચો કર્યો. ઉપર ગોળાકાર લોખંડનું ઢાંકણુ ઢાંકેલું જણાયું. સત્યવીરે જોરથી તેને ધક્કો માર્યો. ઢાંકણુ અલગ થઇ ગયું. રસ્તો સાફ થયો. સત્યવીર ઉપર આવ્યો. ઉપર પ્રથમના જેવોજ વિશાળ ઓરડો આવેલો હતો. તે પ્રથમના ઓરડાની માફક ખાલી નહોતો, પણ અંદર જાતજાતનાં હથીઆરો જેવાં કે, તલવાર, ભાલા, જમૈયા, બરછી, કુહાડા વગેરે થોક બંધ પડેલાં હતાં, આ સાથે ઘોડા અને ઉંટની સ્વારીના સામાન પણ પડેલા હતા. સત્યવીર વિસ્મયતાથી સઘળું જોતો જોતો આગળ ચાલ્યો. તેણે એક નાની બરછી ઉપાડી લીધી. બાદ તે ત્યાંથી બહાર નીકળી ખુલ્લા કઠેરામાં આવ્યો. આ કઠેરાનો ભાગ જંગલમાં આવેલો હતો, ત્યાં ચારેક નાની કોટડીઓ આવેલી હતી. સત્યવીર ત્યાંથી આગળ વધી એક છેલ્લી કોટડી આગળ આવ્યો. કોટડીનાં બારણાં ખુલ્લાં હતાં. સત્યવીરે હિંમતથી અંદર પ્રવેશ કર્યો. પણ અંદર જતાં તેણે શું જોયું ? તે એક એવો દેખાવ હતો કે વજ્ર હૃદય પણ પીગળ્યા સિવાય રહે નહિ. એક યુવાન બાળા બેશુદ્ધ થઇ જમીન પર ચતાપાટ પડેલી હતી. તેનું શરીર કાષ્ટવત્ બની ગયું હતું, આંખો ઉઘાડી હતી; પણ ઉંડી ઉતરી ગયેલી જણાતી હતી. વસ્ત્રો અવ્યવસ્થિત થઇ ગયાં હતાં.

આવું કરૂણ દશ્ય જોઇ કોણ પાષાણ હૃદયનો હશે કે જેના હૃદયમાં દયાનો સંચાર નહિ થઇ શકે ?

એવો કોણ ક્રૂર હશે કે આ બાળાની તરફ દ્રષ્ટિ કરતાં તેની આંખ્યોમાં જળ નહિ ઉભરાય ?

સત્યવીર જડવત્ બની એકાગ્ર દ્રષ્ટે તે બાળાને અવલોકી રહ્યો. તેનું હૃદય ધડકવા લાગ્યું. કોમળ પુષ્પલતાને કરમાએલી જોઇ તેનાં નેત્રોમાં જળ ઉભરાયું. સત્યવીર ઉષ્ણુ નિઃશ્વાસ નાખી દીવાના કોડીયાને જમીન પર ગોઠવી નીચે બેઠો. તેણે બાળાનું માથું ખોળામાં લીધું. લલાટ પર હાથ ફેરવતાં ઉષ્ણુતા માલમ પડી. જીવનનો સંભવ જણાયો. સત્યવીર રૂમાલથી તેને પવન નાખવા લાગ્યો. તે દયામય દ્રષ્ટે તેના શુષ્ક મુખને અવલોકી રહ્યો. તે તેના મનમાં વિચારતો હતો કે, આ કમળા તો નહિ હોય ?" આમ વિચારતા સત્યવીરે તેને સાવધ કરવાનો પ્રયત્ન આરંભ્યો. તેણે એક હાથથી પવન નાખી બીજે હાથ તેના શીર પર ફેરવવા માંડયો. થોડીવારમાં સત્યવીરની મહેનત સફળ થઇ. તેનામાં ચૈતન્ય આવવા લાગ્યું. સત્યવીરના આનંદનો પાર રહ્યો નહિ. આ બાળા અન્ય કોઇ નહિ પણ કમળાજ હતી, દુઃખ શોકથી તેની આવી દુર્દશા થઈ હતી. તેને બીજે દિવસે એકજ વાર ખાવાનું મળતું હતું. તેમાં પણ તે ખાધું ન ખાધું કરતી. કાકી શીવલક્ષ્મીના ખૂન પછી તેની તબીયત છેક જ લથડી ગઇ હતી. તે રાત્રિ દિવસ રડયા કરતી હતી, પ્રભુ પાસે હરદમ મૃત્યુ માગતી; પણ મ્હોત તેની નજીક આવતું નહિ. સત્યવીરને જે રડવાનો અવાજ સંભળાયો હતો, તે આ કમળાનોજ હતો. આ ઓરડાની બીજી બાજુએજ સત્યવીરનો ઓરડો આવેલો હતો; પણ રસ્તો ફરીને જવાનો હતો. આખરે કમળા સાવધ થઈ. પોતાની પાસે બેઠેલા અપરીચિત માણસને જોઈ તે તત્કાળ બ્હી થઇ ભયભીત નજરે સત્યવીરના સામે જોઇ રહી. તરત સત્યવીરે શાન્ત સ્વરે કહ્યું, " તમે મારાથી જરીક પણ ભય પામશો નહિ."

તેનો કોમળ અવાજ સાંભળી કમળાનો ભય કંઈક ઓછો થયો.

તેણે અશ્રુથી છલકાતાં નયને સત્યવીર તરફ દ્રષ્ટિ કરી ક્ષીણ અવાજે કહ્યું, "તમે કોણ છો? શું દેવદૂત છો? જો એમ હોય તો મને આ નરકાગારમાંથી છોડાવી જાવ. હું રીબાઉં છું, નર્ક વેદના સહન કરૂં છું. દેવ! મને જલ્દીથી લઇ જાવ. હું તમારા પગે પડું છું." કમળા એ હાથ જોડી જમીનપર પટકાઇ પડી. સત્યવીરથી આ જોઇ શકાયું નહિ. તેનું હૃદય રડી પડયું. આંખ્યોમાં અશ્રુ ઉભરાયાં. તેણે કમળાને બેઠી કરતાં કહ્યું. "હું દેવદુત નથી પણ મનુષ્ય છું. તમે ગભરાશો નહિ. મને આજથી તમારો ધર્મનો ભાઈ ગણજો. હું તમને સુખી કરવાના પ્રયત્ન કરીશ."

"સુખી." કમળા સુખી શબ્દ સાંભળી વિકળ નેત્રે આગળ બોલવા લાગી, "મારા નશીબમાં સુખ નથી. મારૂં સુખ હવે સ્વર્ગમાં છે; જો તમે મને સુખી કરવા ઇચ્છતા હો, તો મને અહિંથી લઇ જાવ, નહિતો કોઇ હથીઆરથી મારા દેહનો અંત આણો. ભાઇ! મારી પર આટલો ઉપકાર કરો." કહી પુનઃ કમળાએ હાથ જોડયા. સત્યવીરે તેને આશ્વાસન આપતાં કહેવા માંડયું, "બ્હેન! આવી રીતે અકળાવાથી કંઇપણ વળનાર નથી. હું તમારી પાસે આવ્યો છું, ત્યારે તમે આવું બોલી વ્યાકુળ બનો છો, અને મને પણ રડાવો છો. બ્હેન! ધિરજ ધરો. પ્રભુ સૌ સારૂંજ કરશે. જો તેમ ન હોત, તો આ ભયાનક સ્થાનમાં તમારો અને મારો મેળાપ કેવી રીતે થાત? બ્હેન! તમે શાન્ત થાવ. મારે તમને થોડુંક પૂછવું છે, રાત થોડી અને વેસ ઘણા એ ઘાટ થઈ પડયો છે. મધ્યરાત્રિ વીતી ચૂકી છે. માટે સ્વસ્થ થઇ હું પૂછું તેના યોગ્ય પ્રત્યુત્તર આપો."

"ભાઇ! તમે શું પૂછવા ચાહો છો?"

"તમારી કેટલીક કર્મકથા."

" મારી કર્મકથામાં કષ્ટ સિવાય કાંઇ નથી. તમે દુઃખી થશો ?"

" ધર્મની બ્હેનના કષ્ટમાં ભાગ પડાવવો એ મારૂં કર્તવ્ય છે."

" મારી હકીકત જાણ્યા પહેલાં તમારો પરીચય કરાવો ? ભાઇ ! આપનું નામ શું છે ?"

" મારૂં નામ સત્યવીર ? "

" નિવાસસ્થાન ?"

" મુઝફ્ફરપુરમાં."

" અત્રે કેમ આવવું પડ્યું છે ? શું તમારે અને કૃષ્ણનંદનને મિત્રાચારી છે ? "

" ના, જો કૃષ્ણનંદન મારો મિત્ર હોત, તો તે આવો ભયંકર અત્યાચારી ન હોત."

" તેણે કોનીપર અત્યાચાર કર્યો છે ? "

" અનેક મનુષ્યો તેના અત્યાચારથી મરણને ભળી ચુક્યાં છે. વળી તેનો હૃદયભેદક અત્યાચાર અત્યારે પ્રત્યક્ષ અવલોકું છું." સત્યવીરનું બોલવું સાંભળી કમળાથી રડી જવાયું.

તેણે રડતા સ્વરે પુછ્યું, "તમે અહિં કેવી રીતે આવી શક્યા ?"

સત્યવીરે તમામ હકીકત તેને કહી સંભળાવી. કમળા વિસ્મયતાથી તેના મુખ તરફ દ્રષ્ટિ કરી તેના સાહસની મનમાંજ પ્રશંસા કરવા લાગી. પુનઃ સત્યવીરે પૂછ્યું, "બ્હેન ! જ્યાં સુધી મારા દેહમાં પ્રાણ છે, ત્યાં સુધી હું તમને દુઃખ મૂક્ત કરવાના પ્રયત્નો કરીશ. તમારૂં નામ કમળા ખરૂંને ? "

" હા, પણ તમે મારૂં નામ કેવી રીતે જાણ્યું ?"

સત્યવીરે કૃષ્ણનંદન અને કપટકળા વચ્ચે ચાલેલી વાત કહી સંભળાવી. તે સાંભળી કમળાએ ઉંડી હાય મારી કહ્યું, " અહિંનાં

તમામ માણસો મારાં પરમ શત્રુ છે. હા! એક પવિત્ર અબળા મારી સ્હાયક હતી; પણ થોડા દિવસ ઉપરજ પાપાત્માઓના હાથે તેનું ખૂન થયું છે."

"તે અબળા કોણ હતી?"

"મારી કાકી અને કૃષ્ણનંદનની પત્નિ."

"શું શયતાનના આવાસમાં સતિનો નિવાસ હતો?"

"હા."

"કૃષ્ણનંદન તમારા સગા કાકા થાય?"

"હા."

"ત્યારે તો કપટકળા તમારી બ્હેન કહેવાય?"

"હા, તે મારી બ્હેન છે અને સાથે શોક્ય પણ છે."

"અરે! તમે આ શું બોલો છો?"

"હું કદી અસત્ય ઉચ્ચાર કરતીજ નથી. તે દુષ્ટાથી મારો અને મારા પતિનો સંસાર સ્મશાનવત્ બન્યો છે. તે પિશાચિનીના પ્રતાપે કરીનેજ મારા સ્વામીને વનવાસ સ્વીકારવો પડયો છે, અને મારે આ નરકાગારમાં પૂરાવું પડયું છે."

"તમારા પતિ કેવા વર્તનના હતા?"

"તેના જેવો પવિત્ર–પ્રેમી પતિ ભાગ્યવાન રમણીઓનેજ પ્રાપ્ત થાય છે; પણ કુલટાના કૃત્યોયે તે પ્રેમી પતિનો મારે વિયોગ થઇ પડયો છે. સત્યવીર ભાઈ! અત્યારે સઘળી વાતનું સ્મરણ થતાં મારૂં હૃદય ઉથલ પાથલ થઇ જાય છે. મને જેટલું મારા માટે નથી લાગતું, એનાથી પણ વધારે મારા પ્રિયતમ માટે લાગી આવે છે. અરેરે! તેમનું શું થયું હશે?" કમળા કરૂણ કલ્પાંત કરવા લાગી. સત્યવીર તેને આશ્વાસન આપતાં કહેવા લાગ્યો, "બ્હેન! તમે સમજુ છો. શાન્ત થાઓ તમારા પતિનું દેવ રક્ષણ કરશે. હા! પિશાચિનીએ મને પણ પૂરેપૂરો

ઠગ્યો છે." આમ બોલી સત્યવીરે નિઃશ્વાસ નાખ્યો. ઠગ્યો છે શબ્દ કમળાના કર્ણપુટને અથડાતાં બોલી,

"ભાઈ! તમને કોણે ઠગ્યા છે?"

"કુટિલ કપટકળાએ."

"સ્પષ્ટ સમજાવવાની કૃપા કરો?"

કપટકળાએ કહી સંભળાવેલી અસત્ય વાર્તા સત્યવીરે કમળાને ટુંકમાં કહી સંભળાવી. કમળા સ્તબ્ધ બની તે દુરાચારી નારી પર ધિક્કારનો વરસાદ વરસાવવા લાગી.

સત્યવીરે શાન્તિ આપી. કમળા શાન્ત થઇ મંદ સ્વરે બોલી, "ભાઇ! તમે પણ આ સ્થળે પૂરેપૂરા ફસાયા છો. તમારે હવે પલાયન કરવાનો પ્રયત્ન કરવો જોઇએ આ સ્થળે તમારૂં જીવન જોખમમાં છે. સ્વાર્થાંધ શયતાનો તમારી જરૂર હત્યા કરશે."

"બ્હેન! હું પણ તેજ વિચારમાં છું. મ્હેં અહિંની તમામ હકીકત મેળવી છે. હું જતાં પહેલાં તમારા ઉદ્ધાર કરવાની અત્યંત ઉત્કંઠા ધરાવું છું."

"ભાઇ! મારી મુક્તિ મુસ્કેલ છે. હું જે સ્થળે પુરાએલી છું, ત્યાંથી બહાર નીકળવાનો એક પણ રસ્તો નથી. મને મારા નશીબને આધિન થઈ અત્રે જ પડી રહેવા દ્યો, પણ તમે ગમે એ પ્રકારે અહિંથી પસાર થઇ તમારૂ જીવન બચાવો."

"હું તમને મારી સાથે લઇ ગયા વિના એકલો જનાર નથી. બ્હેન! ઉઠો, તમે આ વખતે જ મારી સાથે ચાલો. હું પ્રાણાંત સુધી તમારૂં રક્ષણ કરીશ."

"ભાઈ! આ સ્થળ ભયંકર છે, મારૂં રક્ષણ કરતાં તમારે મૃત્યુના મુખમાં હોમાવું પડશે?"

" જે થશે એ જોઇ લેવાશે, મરવાનું એકજ વાર છે; તો તેનાથી ભય શો ? ચાલો, તમે મારી પાછળ ધીમે ધીમે ચાલ્યાં આવો." સત્યવીર ઉભો થયો. કમળામાં દૈવી શક્તિ આવી હોય એમ જણાયું બહાર નીકળવાની ઇચ્છાથી તે તત્કાળ ઉભી થઈ અને સત્યવીરની પાછળ ચાલી. બન્ને જણાં ધીમે કદમે પગ ઉપાડતાં આગળ વધ્યાં. સત્યવીર આવ્યો હતો તે રસ્તે થઇને કમળા સાથે જવા લાગ્યો. આખરે સીઢી ભોંયરૂં વટાવી બન્ને બહાર આવ્યાં. બહારના પવનથી કમળાને આનંદ થયો. સત્યવીર તેને લઈ પોતાના ઓરડામાં આવ્યો. રાત્રિનો છેલ્લો પ્રહર ચાલતો હતો. સર્વ સ્થળે શુન્ય ભાસતું હતું. ઘોર અંધકાર વ્યાપેલો હતો. સત્યવીરે ઓરડામાં આવી બારણું બંધ કર્યું. કમળાને શી રીતે છૂપાવવી તેના વિચારમાં પડ્યો. તેણે ઓરડાની અંદર તપાસ કરવા માંડી. ઓરડામાં એક મોટો પટારો પડેલો હતો. સત્યવીરે પટારાને ઉઘાડ્યો. તેમાં સ્ત્રી પુરૂષનાં કપડાં ભરેલાં હતાં. સત્યવીરે કમળાને થોડાંક કપડાં કાઢી લેવાનું સૂચવ્યું. કમળાએ એમ કર્યું. બાદ તે પટારાને ખસેડી સત્યવીરે દિવાલ નજીક એક ગોદડી પાથરી કમળાને સુઇ જવાનું સૂચવ્યું. કમળાએ શયન કર્યું તે પછી સત્યવીરે પોતાનાં કપડાં અને ગોદડાં પટારાની આસપાસ એવી સફાઇથી ગોઠવ્યાં કે જેથી પટારા પાછળ કોઈ માણસ છે એવો વ્હેમ કોઇને પડે નહિ. આ પછી સત્યવીર પણ ખાટલામાં પડ્યો અને તેને થોડીવારમાંજ નિદ્રાએ ઘેરી લીધો.

# પ્રકરણ ૧૮ મું.

## પસાર થવાની ગોઠવણ.

પ્રભાત થયું. અંધકાર નષ્ટ થયો. પ્રકાશે પૃથ્વીને પ્રકાશીત કરી. નરનારી જાગૃત થઇ પોત પોતાનાં કાર્ય કરવા લાગ્યાં. કૃષ્ણનંદનના ઘરમાં હજી કોઈ જાગૃત થયું નહોતું. ફક્ત સત્યવીર અને કમળા જાગૃત થયાં હતાં. બન્ને જણાં પ્રભુસ્મરણ કરતાં હતાં. સત્યવીરે કમળાને તેના સ્થળેજ બેસી રહેવાને સૂચવ્યું હતું. વખત વિતવા લાગ્યો. થોડીવારે સત્યવીરના ઓરડાનું બારણું ઠોકાયું. સત્યવીરે ઉભા થઇ દ્વાર ઉઘાડયું ફુલસંગ ઉભેલો જણાયો. તેના હાથમાં પાણીનો લોટો હતો. સત્યવીરને જોતાંજ તેણે સલામ કરી. સત્યવીરે તેને ઓરડામાં લીધો. ફુલસંગ નીચે બેઠો. સત્યવીરે દાતણ કરી મ્હો ધોઇ લીધું. તે પછી ફુલસંગની સામે ખાટલાપર બેસી પૂછયું, "ફુલસંગ! શું સમાચાર છે?"

"સમાચાર ભયંકર છે. આજે તમારૂં નક્કી આવી બનવાનું છે." ફુલસંગે જણાવ્યું.

"તે હું જાણું છું અને તેથી આપણે પણ આજે સાહસ કરવાનું છે."

"હું તો તૈયાર છું."

"દેવું પતાવી આવ્યો?"

"હા, રાત્રેજ લેણદારોને ઘેર જઇ હિસાબ ચૂકાવી આવ્યો છું."

"રાત્રે મને કેમ મળ્યો નહિ?"

"હું અહિં આવ્યો હતો; પણ તમારી પાસે કપટકળા બેઠેલાં હોવાથી બહાર એક સ્થળે ઉભો રહી તમારી વાત સાંભળતો હતો."

"ત્હેં કપટકળાની સઘળી વાત સાંભળીને?"

"હા."

"શું તે ખરી છે?"

"ના, તદ્દન બનાવટી."

"તું તેના સંબંધમાં કંઇ વધુ જાણે છે?"

"હા, હું તેની તમામ વાત જાણું છું. તેનો પતિ બિચારો પૂજવા જેવો દેવ હતો; પણ એ રાંડ કમજાત પોતેજ તેની સાથે બરાબર નહિ રહેતાં રામલાલ જોડે પ્યાર બાંધીને બેઠી છે. અરે રામલાલ સિવાય અનેક યુવકો સાથે રંગરાગ માણી તે ભ્રષ્ટ થઇ છે. તેનો ડોળ મિથ્યા છે, કપટકળા હડહડતી વ્યભીચારીણી છે. તે દુષ્ટાએ તેના પતિને અને પોતાના કાકાની પુત્રી કે જે તે શોક્ય થતી હતી તે બન્નેને દુઃખના દરીયામાં ડુબાવ્યાં છે. આજે તે ચંડાળણી તમારી પાસે તેની દુષ્ટ ઇચ્છા પૂર્ણ કરવાની માગણી કરશે. જો તમે ના પાડશો, તો તે કુલટા બુમો પાડી પોતાની લજ્જા લુંટવાનો તમારા ઉપર આરોપ મૂકશે. આથી તેનો રાક્ષસ પિતા, અને પિશાચપતિ રામલાલ તેમના સાગ્રિતો સાથે દોડી આવશે. સઘળા એકત્ર થઇ તમને પ્રથમ તો અધમુઆ કરી નાખશે. તે પછી રામલાલ તમારો હિતસ્વી જેવો જણાઇ તમને બચાવવાની સઘળાને વિનંતી કરશે, છેવટે બચાવના બદલામાં તમારી પાસે ભારે રકમની માગણી થશે. આવી રીતે થએલું મ્હેં અનેક વખતે જોએલું છે. પાપીઓના પંજામાં ફસાનાર જો તેમની માગણી સ્વીકારી ભારે રકમ આપવાનો ખાત્રી લાયક બંદોબસ્ત કરે છે તો તે તેનો જીવ બચાવી શકે છે અને શક્તિ વિનાનો, ખાત્રી નહિ આપનારો દુષ્ટના છરાનો ભોગ થઇ મરે છે. એવાં ભોગ થએલા અનેક જનોનાં મુડદાં આ મકાનમાં આવેલા એક ભોંયરામાં ફેંકી દીધેલાં મારી નજરે જોયાં છે. આપને માટે આજનો દિવસ અને રાત્રિ ભયંકર

છે. આપણે ગમે એ પ્રકારે અહિંથી નાશી છૂટવું જોઇએ.” આટલી વાત કરી ફુલસંગ મૌન્ન રહ્યો. સત્યવીર ઉંડા વિચારમાં પડી અંતે બોલ્યો,

“ ફુલસંગ ! તારી સૂચના હું કબુલ કરૂં છું. ત્હેં આ ભયાનક સ્થળે મારા મદદગાર થવાનું વચન આપ્યું છે, તેને માટે હું તારો ઉપકારી છું. હું આપણા ગામ ગયા પછી તને સુખી કરીશ. વારૂ આ સઘળી વાત ત્હેં કેવી રીતે જાણી ? ”

“હું આજે ઉંઘ્યો નથી. કપટકળાની વાત સાંભળ્યા પછી નીચે ગયો અને ત્યાં છૂપાઇ રહી રામલાલ અને કૃષ્ણનંદનની મસલત સાંભળી.”

“ ઘણોજ બહાદુર. વારૂં આ લોકોએ કમળાને ક્યાં કેદ કરી છે ? ”

“ કેમ ! તે જાણવાનું આપણે શું કામ છે ? ”

“ ફુલસંગ ! તારા હૃદયમાં દયા નથી ? શું ત્હેં તે બાળકીનું દુઃખ સાંભળ્યું નથી ? ”

“ અરે સાંભળ્યું છે તેમજ નજરે પણ જોયું છે; પણ આપણે તેના માટે કંઇપણ કરી શકીએ એમ નથી. ”

“ કારણ ? ”

“ ત્યાં જવાનો રસ્તો છેજ નહિ. ”

“ વારૂ ત્યારે તું એક બીજું કામ કર. ”

“ ફરમાવો ? ”

“ તે પહેલાં હું તને ફરીથી પૂછું છું કે તું મને વિશ્વાસઘાત તો નહિજ કરે ને ? ”

“ સાહેબ ! હું મારી ખાત્રી કેવી રીતે કરી આપું ? પણ આ ફુલસંગનું મન જુદું છે.

તે જેને મળ્યો તેના માટે પ્રાણુ આપે છે. જો આપની ખાત્રી ન થતી હોય તો હું આપની ખાત્રીને માટે આ પરભાતના પહોરમાં દાતણની ચીરીએ ભગવાનના સોગન ખાઇને કહું છું કે હું તમારી સાથે દગો નહિ કરૂં. હું આજથી તમને મારા માલીક અરે બાપ જેવા સમજીશ. "

"ધન્ય છે તને. ફુલસંગ! જો સાંભળ. મ્હેં ગઇ રાત્રે મોટું સાહસ કર્યું છે. તું જે સ્થળે જવાનો રસ્તો નથી એમ કહે છે; તે રસ્તે જઈ કોટડીમાં પૂરાએલી કમળાને છોડાવી છે."

"હેં! તમે આ શું કહો છો?" ફુલસંગ આંખ્યો ફાડી સત્યવીરના સામે જોઇ રહ્યો. હજી પણુ તે સત્યવીરની વાત નહિ માનતો જણાયો. પુનઃ સત્યવીરે કહેવા માંડયું, "મ્હેં તારામાં સંપૂર્ણ વિશ્વાસ મૂકયો છે; તેથીજ આ વાત તને જણાવી છે. હું ભોંયરામાં ઉતર્યો હતો, ત્યાં કૃષ્ણનંદનનું શયનસ્થાનનું દ્વાર પડતું હતુ. ત્રિપુટીની તમામ વાત મ્હેં સાંભળી ભોંયરાની અંદર વળીયોની મુકેલી સીડી વાટે ઉપર ચઢી કમળાને છોડાવી છે. બોલ, હવે થઇ તારી ખાત્રી?"

"હા, ખરેખર તમે દેવનુંજ કામ કર્યું છે, પણ કમળા કયાં છે?"

"જા અને પેલા પટારા પાછળ દ્રષ્ટિ કર." સત્યવીરે જણાવ્યું.

ફુલસંગ સ્તબ્ધ બની પટારા આગળ ગયો. કમળા સૂતેલી જણાઈ. તે આંખ્યો બંધ કરી, પ્રભુનું રટણ કરતી હતી. ફુલસંગના હૃદયમાં પૂર્ણ સંતોષ થયો હોય એમ જણાયું. તે સત્યવીરની પાસે આવી પગે પડી બોલ્યો, "તમે મનુષ્યના અવતારમાં દેવ છો. તમે આજે દેવનુંજ કામ કર્યું છે. હું તમારી સેવા સ્વીકારી ભાગ્યશાળી થયો છું. ગરીબ બિચારી કમળા તમારી મહેનતથીજ અકાળે મરણુને શરણુ થતી બચી. ભગવાન તમારૂં ભલું કરશે," ફુલસંગ બેઠો

થઇ સત્યવીરના મુખ સામે અનીમેષ દ્રષ્ટે જોઈ રહ્યો. સત્યવીરે સ્હેજ હસ્તાવદને કહ્યું, " હવે કમળાનું રક્ષણ તારે કરવાનું છે. આજે આખો દિવસ તે કોઇની નજરે પડે નહિ એવી રીતે તેને રાખવાની છે. વળી આ ઉપરાંત તારે બીજાં પણ ઘણાં કામ કરવાનાં છે. "

" હું આપની આજ્ઞા મુજબ દરેક કાર્ય કરવાને તૈયાર છું, બોલો શું કરવાનું છે ? " ફુલસીંગે પૂછ્યું.

" તું પ્રથમ દુધનો લોટો ભરી લાવ. તેને સાકર નાખી ગરમ કરતો આવજે. કમળાને તે પાવાનું છે. તે બિચારીને ત્રણ દિવસે જ ખાવાનું મળતું હતું. જા, જલ્દી લઇ આવ. " સત્યવીરે તેને દુધ લઇ આવવાનું સૂચવ્યું. ફુલસંગ ચાલ્યો ગયો અને લગભગ અર્ધા કલાકે ગરમ દુધ લાવી હાજર થયો. સત્યવીરે તેને ઓરડાની બહાર ઉભો રાખી કોઇ આવી ચઢે નહિ તેની તપાસ રાખવાનું સૂચવ્યું. ફુલસિંગ ઓરડાની બહાર ઉભો રહ્યો. સત્યવીરે કમળાને બહાર આવવા કહ્યું. શરીરે કૃશ બનેલી કમળા સત્યવીરની પાસે આવી બેઠી. સત્યવીરે પ્યાલામાં દુધ કાઢી તેને પીવા આપ્યું. કમળા દુધ પી સ્વસ્થ થઇ બોલી, " ભાઈ ! આપે મારા માટે આપનું અમૂલ્ય જીવન જોખમમાં નાંખ્યું છે. આ ઉપકારનો બદલો હું કેવી રીતે વાળી શકીશ ? "

સત્યવીરે કહ્યું, " બ્હેન ! આમાં ઉપકાર જેવું મ્હેં કંઇ પણ કર્યું નથી. પ્રભુ કરે ને આજનો દિવસ નિર્વિઘ્ને પસાર થાય તો પ્રભુનો ઉપકાર. આજ રાત્રે જ આપણે અહિંથી પસાર થવાનું છે. "

" આપણે આ ભયંકર સ્થળેથી કેવી રીતે જઇ શકીશું ? " કમળાએ પૂછયું.

" તે ગોઠવણ હું કરૂં છું. તમે જાઓ અને તમારી જગાએ છૂપાવ. " સત્યવીરે તેને તેના સ્થાને જવાનું કહ્યું. કમળા તેની જગાએ

જઇ બેઠી. સત્યવીરે ફુલસિંગને બોલાવીને કહ્યું, "આપણે હવે કમળાને કોઈ જોઈ શકે નહિ એવી ગોઠવણ કરવી જોઇએ."

ફુલસંગ થોડીક વાર વિચાર કરી બોલ્યો, "મારો વિચાર એવો છે કે તમે આજનો આખો દિવસ ઓરડામાં નહિ રહેતાં બહારની બાજુએ રહો. હું ખાટલો વગેરે બહાર કાઢી આપું છું, તમારી પાસે આવનાર માણસો તમને બહાર જોઇ તમારી પાસે જ બેસશે. કોઈ કદાચ બહાર બેસવાનું પૂછે તો તમારે એટલું જ જણાવવાનું કે ઘણા દિવસ ઓરડામાં રહેવાથી મને અકળામણ થાય છે. આજે અહિં બહારની હવા લેવાને ઇચ્છું છું. આવું કહેશો એટલે સઘળાં કંઇ પણ પૂછશે નહિ."

સત્યવીરને તેની આ યુક્તિ પસંદ આવી. તેણે તરત પોતાની અનુમતી જણાવી. ફુલસંગે ખાટલો, ગોદડાં, શેતરંજી વગેરે ઓરડામાંથી બહાર કાઢી બીછાવ્યું. બીજી ઉપયોગી વસ્તુઓ પણ બહાર કાઢી મૂકી. અંદર એક પણ ઉપયોગી વસ્તુ રહી નહિ કે જેથી કોઇને અંદર જવાની જરૂર પડે. સત્યવીર ઓરડાનાં દ્વાર ખુલ્લાં મૂકી બહારના ભાગમાં બેઠો. આ સર્વ ગોઠવણ કરી ફુલસંગ પણ બહાર આવી બેઠો. મકાનમાં સર્વ જાગૃત થયાં હતાં. નોકરો કામકાજ કરવાને મંડી પડયા હતા. એવામાં કપટકળા તેના હાથમાં દુધનું પાત્ર લઇ આવતી જણાઇ. બન્ને સ્વસ્થ થઈ બેઠા. કપટકળા હસતી-હસતી ત્યાં આવી અને દુધનો પ્યાલો સત્યવીરના સામે મૂકી બોલી, "કેમ રાત્રિ શાન્તિમાં પસાર થઈ હતીને ?"

"રાત્રિ પૂર્ણ શાન્તિમાં જ પસાર થઈ હતી ? આ પૂછવાનું કારણ?" સત્યવીરે સ્મિતહાસ્ય કરી પૂછ્યું.

"કદાચ રાત્રે બેચેની ઉત્પન્ન થઇ હોય ?

"મને શા માટે બેચેની ઉત્પન્ન થાય ?"

"વિચારના વાતાવરણથી."

"શાના વિચાર ?"

"ગઈ કાલે બનેલા પ્રસંગથી." આમ બોલી કપટકળાએ આંખની ઇસારત કરી. સત્યવીર કંઈ પણ નહિ બોલતાં ફક્ત હસ્યો. તેના એ હાસ્યે કપટકળાને આનંદ ઉપજાવ્યો. તેણે ફુલસીંગને પાન બનાવી લાવવા મોકલી સત્યવીરને દુધ પીવાનું કહ્યું. સત્યવીરે દુધનો પ્યાલો ઉપાડી મુખે અરાડ્યો. પુનઃ કપટકળા બોલી, "મારા હાથે દુધ પીવ-રાવું કે ? આનંદ પડશે, લાવો." કપટકળાએ પ્યાલો લેવા હાથ લંબાવ્યો. સત્યવીરે હસ્તે વદને કહ્યું, "તમારા જેવી સુકોમળ સુંદરીને હું શ્રમ આપવા ઇચ્છતો નથી. દુધ ઘણું ગરમ છે, પ્યાલો તપી ગયો છે; કદાચ તમારા સુકોમળ હાથ દાઝશે ?"

"અરે કંઇ નહિ દાઝે, લાવો હું મારા માનીતા પ્રેમીને મારા હાથે જ દુધ પીવરાવીશ." કપટકળાએ પ્યાલો પોતાના હાથમાં લઇ લીધો. સત્યવીર તેની ઇચ્છાને આધિન થઇ દુધ પીવા લાગ્યો. કપટ-કળા દુધ પાતાં અનેક ચાળા કરી તેના શરીર સ્પર્શનો લ્હાવો લેતી. સત્યવીર ઘણો સંકોચાતો, પણ તે શું કરે ? કુટિલા આગળ તેનાથી વધારે બોલી શકાયું નહિ. સત્યવીરને ગમે એ પ્રકારે આજનો દિવસ પસાર કરવો હતો. આથી તેણે પણ કપટકળાને કૃત્રિમ પ્રેમ બતાવી આનંદ અર્પવાનો નિશ્ચય કર્યો હતો. કપટકળાએ વિવિધ પ્રકારના હાવભાવ કરી દુધ પાયું. બાદ પ્યાલો નીચે મૂકી સત્યવીરના ખભા પર હાથ મૂકી બોલી, "કેમ રસીયાજી ! કેવો આનંદ પડયો ? આવી રીતે તમારી પત્નીએ તમને કોઇ દિવસ દુધ પાયું હતું કે ?"

"કપટકળા ! આજના જેવો આનંદ મને હજી સુધી મળ્યો

નથી. મારી પત્ની તો બિચારી તદ્દન અજ્ઞાન છે. તેનામાં પોતાના પ્રેમીને રીઝવવાનું જ્ઞાન તો બીલ્કુલ છે જ નહિ ખરેખર તમે પ્રેમ-કળામાં પૂરેપૂરાં પ્રવિણ છો." સત્યવીરે પ્રશંસા કરી.

"અરે હું તો આખું કોકશાસ્ત્ર શીખી છું. આપણામાં કહેવત છે કે કોક વિના સઘળું ફોક, હજી તો તમને લગીર જ આનંદ મળ્યો છે; પણ રાતના જો જો કે કેવો આનંદ મળે છે? તમે જીવ-તાંજ સ્વર્ગ સુખ ભોગવતા હો એમ માનશો, આપણા બન્નેની જોડી ત્રીભુવનમાં પણ મળવી મુસ્કેલ છે. તમારી પત્ની કરતાં હું અધીક આનંદ તમને આપીશ. મારા આનંદથી તમે તમારી સ્ત્રીને તદ્દન ભૂલી જશો. વારૂ હું તમને એક વાત પૂછતાં ભૂલી ગઈ?" કપટકળાએ સત્યવીરના સામે જોઇ હશી દીધું.

"શું ભૂલી ગયાં?" સત્યવીરે પૂછ્યું.

"એક વાત." કપટકળાએ કહ્યું.

"જણાવો."

"તમે સૂરા પીઓ છો?" કપટકળાએ પૂછ્યું.

"તે પહેલાં તમેજ જણાવો કે તમે પોતે તેનું પાન કરો છો?" સત્યવીરે પૂછ્યું.

"મને તો તેના વિના ઘડી પણ ચાલતું નથી. હું તેના પ્રતાપેજ મદમસ્ત થઈ છું. સૂરાનું પાન અને મારા જેવી મદઘેલી મહી-લાનો આનંદ જે પૂરો ભાગ્યવાન્ પુરૂષ હોય છે, તેને જ પ્રાપ્ત થઇ શકે છે."

'સત્ય છે, કપટકળા! આપણા બન્નેનું જુગતે જોડું મળ્યું છે. તમે મારા હૃદયની વાત જાણી તે ઘણું સારૂં કર્યું મને પણ સુરા વિના એક પળ પણ ચાલતું નથી. હું તમારી સાથે આનંદ કર-

વાને જે આટલી આનાકાની કરતો હતો, તેનું કારણ એજ કે હું મદિરા વિના તમારી સાથે રંગ માણવા ઇચ્છતો નહોતો. હું તે પીઉં છું તે જણાવતાં શરમાતો હતો. ઠીક થયું કે તે વાત તમે જાતે જ જાહેર કરી. સુરાસુંદરી, અને તમારા જેવી સ્વર્ગસુંદરીનો આનંદ અનુભવતાં હું સાક્ષાત સ્વર્ગ સુખ જ ભોગવતો હોઇશ. કપટકળા! સાંજના વખતે આનંદની તમામ વસ્તુઓ અગાઉથી અહિં મોકલી આપજો. સમજ્યાં કે ?" આટલું કહી સત્યવીરે તેનો હાથ દબાવ્યો. કપટકળા રાજી–રાજી થઇ ગઈ. તે આવેશમાં આવી સત્યવીરની સજ્જડ જઈ બેઠી અને આલીંગન આપવાને ઉત્સુક થઇ, પણ એટલામાં જ ફુલસીંગ આવતો જણાયો. કપટકળા દૂર ખસી બેઠી. કપટકળાએ રોષમય મુખે પૂછ્યું, "કેમ પાન લાવ્યો ?"

"હા, લ્યો." કહી તેણે પાન કપટકળાના હાથમાં મૂક્યું.

"વારૂં જા હવે ઓરડામાથી વાસીદું કાઢ." કપટકળાએ તેને દૂર કાઢવાના હેતુથી કહ્યું. ફુલસંગ ઓરડામાં જઈ વાસીદુ વાળવા લાગ્યો. આ તકનો લાભ લઇ કપટકળાએ સ્વહસ્તે પાનનું બીડું સત્યવીરના મુખમાં મૂક્યું. ફુલસંગે તે જોયું. ગરીબ સેવક હસ્યો. તેને કાઢવાનો હેતુ પૂર્ણ થતાં કપટકળાએ તેને બહાર બોલાવ્યો. એવામાં જ કપટકળાને વિચાર આવતાં પૂછ્યું, "આજે તમે બહાર કેમ બેઠા છો ?"

"અંદર ઘણા દિવસ રહેવાથી મનને ગોઠતું નહોતું, તેથી આજે બહાર મુકામ નાખ્યો છે."

"ત્યારે રાત્રે પણ અહિં જ પડ્યા રહેશો કે ?" કપટકળાએ મર્મમાં હસી પૂછ્યું.

"નારે ના, રાત્રિના સમયે તો અંદર જ સૂવું પડશે." સત્યવીરે જણાવ્યું.

કપટકળા વધુ કંઇ બોલે—કહે એટલામાં જ નીચેથી તેના નામની બૂમ પડી. તે તરત ખાલી પ્યાલો ઉપાડી ચાલતી થઇ ગઇ. સત્યવીર તેની પીઠ પાછળ જોઇ રહ્યો. તેના અદૃશ્ય થતાંની સાથે જ તેનાથી બોલાઇ જવાયું કે, "હત્ રાંડ કર્કશા !"

આ શબ્દો સાંભળીને ફુલસંગને પણ હસવું આવ્યું. આ પછી સત્યવીરે તેના સામે જોઇ કહેવા માંડ્યું, "ફુલસંગ! તું હવે સ્વસ્થ થઈ મારી પાસે બેસ અને હું કહું તે ધ્યાનપૂર્વક સાંભળ. જેમ વખત વિતશે તેમ આપણાથી વાતચીત થઇ શકશે નહિ. આજે તારે અને મારે ઘણું કામ કરવાનું છે."

"લ્યો આ બેઠો, જે કહેવું હોય તે કહો." ફુલસંગે તેની સામે બેસતાં કહ્યું.

સત્યવીરે થોડી વાર મૌન રહી પૂછ્યું, "આપણને ક્યાંઇથી ઘોડા મળી શકશે ?"

"કેટલા ઘોડા જોઇશે ?"

"ત્રણ."

"મહા મુસ્કેલીથી મળી શકશે. આ મકાનની પાછળ જ કૃષ્ણ-નંદનની અશ્વશાળા છે, તેમાં ઘોડાં ઉંટ વગેરે બાંધેલાં છે. ત્યાં દસ માણસો રાત્રિ દિવસ રખવાળી કરે છે."

"આપણે ગમે તે ઉપાયે ઘોડા તો જોઇએ જ. વારૂ તે માણ-સોને કંઇક આપ્યું હોય તો ઘોડા આપે ખરા કે ?"

"હા, કદાચ એમ બની શકે ખરૂં."

"ત્યારે તું સો રૂપીઆ લઈ જા અને તેમને બક્ષીસ આપી ઘોડાની વ્યવસ્થા કર."

"ના, એમ નહિ. હું આજે તેમને પુષ્કળ દારૂ પીવરાવી બેહોશ

કરીશ અને પછી સારા જોઇ ત્રણ ઘોડા છોડી લાવીશ. આ કામમાં સો રૂપીઆની જરૂર નથી. પચીસ રૂપીઆ બહુ જ છે. પણ પછી તમે અહિંથી નીકળી શકશો કેવી રીતે ?"

"તે વિચાર મ્હેં કરી મૂક્યો છે. તારે આજે કપટકળાના ઓરડામાં જઇ તેનાં કપડાં છૂપી રીતે લઇ આવવાં. તે કપડાં કમળા પહેરશે, અને અંધારૂં થતાં તારી સાથે બહાર નીકળશે. તમને જોઇને કોઇને વ્હેમ પડશે નહિ."

"પણ તે વખતે ઘોડાને રાખવા ક્યાં ?"

"હા, એ પણ એક વિચાર કરવાનો છે. વારૂ કોઇ વિશ્વાસુ માણસ મળી શકશે ?"

ફુલસંગ વિચારમાં પડી બોલ્યો, "આ ગામમાં એવો વિશ્વાસુ માણસ કોઈ પણ મળી શકશે નહિ. આખું ગામ લુચ્ચા–ચોર વગેરેથી ભરેલું છે."

"ત્યારે આપણે કેમ કરીશું ?" સત્યવીરે પૂછ્યું

"મને એક વિચાર સુજી આવ્યો છે. હું આ વખતે જ નીચે જાઉં છું અને કપટકળાનાં લુગડાં લઇ આવું છું. સાંજ પડે કે તમારે કમળાબ્હેનને તૈયાર કરવાં. હું તે અરસ્સામાં ઘોડા છોડી નગરની પાદરે આવેલી એક ઘનઘોર ઝાડીમાં બાંધી આવીશ, બાદ બ્હેનને લેવા આવીશ."

"બહુ સારૂં, હવે એક કામ રહ્યું."

"શું ?"

"તારે ખાઇ પી બજારમાં જવું, અને ત્યાંથી ત્રણ સારા તમંચા –દારૂ ગોળી અને ખાવાનું વેચાથી લઇ આવવું."

"તે કામ પણ હું જલ્દીથી પૂરૂં કરીશ."

"ઠીક ત્યારે તુ હવે જા અને આપણા કાર્યની શરૂઆત કર. એટલા વખતમાં હું પણ સ્નાનાદિક કાર્યથી પરવારી લઉં છું."

ફુલસંગ નીચે ચાલ્યો ગયો. સત્યવીરે હાંક મારી નીચેથી એક નોકરને બોલાવી ન્હાવાનું પાણી મંગાવી સ્નાન કરી લીધું. તે પછી પ્રભુનું ધ્યાન ધરી બેઠો. એવામાં ફુલસિંગ તેના હાથમાં એક નાની પોટકી સાથે ત્યાં હાજર થયો. સત્યવીરે તે પોટકી કમળાને આપી તેમાંનાં વસ્ત્રો સાંજના વખતે પહેરી લેવાની સૂચના કરી.

સત્યવીર ઓરડામાંથી નીકળી ફુલસીંગ પાસે આવ્યો. ફુલસીંગ હસતાં-હસતાં ધીમેથી બોલ્યો, "આજે આપણી પર ભગવાન ભલા થયા હોય એમ જણાય છે. પ્રભુની દયા હશે તો આપણે આજે વિના ભયે અહિંથી નાશી છૂટીશું."

તેનું આવું બોલવું સાંભળી સત્યવીર વિસ્મય થયો. તેણે એકાગ્ર દ્રષ્ટે ફુલસીંગ સામે નિહાળી પૂછ્યું, "કેમ વારૂ ?"

"આજે કૃષ્ણનંદન ગામ બહાર ઉજાણીએ જનાર છે, ત્યાં આજે જાત જાતનું ખાવાનું થશે અને તમામ સાગ્રિતો સાથે મારો શેઠ આજે આનંદ ઉડાવશે."

"ત્યારે આ મકાન સંભાળવા કોણ રહેશે ?"

"હું અને તમે બે."

"કેમ તું ત્યાં નહિ જાય ?"

"ના, હું ત્યાં જાઉં તો આપણું કામ શી રીતે થાય ?"

"મને લાગે છે કે અહિં મકાને થોડાંક માણસો તો જરૂર રહેશે."

"નારે ના, એક પણ માણસ નહિ. આખું ગામ ચોર છે. એટલે ચોરને ઘેર ચોરવા આવનાર કોઇ હોય જ નહિ."

"કપટકળા અહિં રહેશે કે ત્યાં જશે ?"

"એ તો સૌ પ્હેલી ત્યાં જવાની."

"તે ઉજાણીનું સ્થળ અહિંથી કેટલે દૂર આવેલું છે ?"

"અહિંથી ત્રણ ગાઉ દૂર."

"સઘળા પાછા ક્યારે આવશે ?"

"તે કહી શકાય નહિ. જો સાવધ હોય તો રાતના નવ વાગ્યા પહેલાં પણ આવી પહોંચે. પણ મ્હેં ઘણી ઉજાણીમાં જોયું છે કે કોઇ મધ્યરાત પહેલાં ઘેર આવ્યું નથી. કેટલાકને ઉંચકીને તો કેટલાકને ડોળીઓમાં સૂવાડીને લાવવા પડે છે ?"

"કેમ વારૂ ?"

"ત્યાં અતીશય દારૂ વપરાય છે. સઘળા બેભાન થતાં સુધી દારૂ પીએ છે."

"ત્યારે તો આપણો જવાનો રસ્તો તદ્દન સાફ થશે, પ્રભુનો મહાન્ ઉપકાર માનો કે જેથી તે દુષ્ટોનો આનંદ દિવસ આજે જ આવ્યો."

"પણ આજે કપટકળા ઘણી વ્હેલી આવશે." ફુલસંગે કહ્યું.

"કેમ ?"

તમારી સાથે રંગ રાગ માણવા. તે તમારો પ્રેમ મેળવવા વ્યાકુળ બની રહી છે."

"તેની ઇચ્છા—આશા હવામાં ઉડી જશે, આનંદ ધૂળમાં મળશે. સાંજે સઘળું જણાશે."

"ત્યારે મને જવાની રજા છે ?"

"હા, લે આ સો રૂપીઆ તારા ગજવામાં નાખતો જા; અને મ્હેં કહેલી તમામ વસ્તુઓ કોઈ જાણે નહિ એવી રીતે લઇ આવ."

સત્યવીરે તેના હાથમાં સો રૂપીઆની મ્હોરો મૂકી. ફુલસંગ ચાલ્યો ગયો. આ પાપસ્થાનમાં આવો વફાદાર માણસ મળવાથી સત્યવીરે પ્રભુનો ઉપકાર માન્યો. આ પછી થોડીવારે કપટકળા તેને માટે ખાવાનો થાળ લઇ ત્યાં આવી. સત્યવીરે ઉભા થઈ તેના હાથમાંથી થાળ લઇ લીધો. કપટકળા પાછી જતાં બોલી, "આજે અમારી ઉજાણી છે. તમે જમી બપોરે વિશ્રાન્તિ કરજો. હું જેમ બને એમ જલ્દીથી તમને રીઝવવા ઘેર આવીશ. અત્યારે તમે જમી લ્યો. અમારે જવાની હજી વાર છે. ઉજાણીમાં જતાં પહેલાં સારાં વસ્ત્ર પહેરી તમને મારૂં સૌન્દર્ય બતાવવા વળી પાછી એક વખત આવી જઇશ." આમ કહી તે ચાલતી થઇ. સત્યવીર તેની તરફ ધિક્કાર સૂચક દૃષ્ટિ ફેંકી જમવાનો થાળ લઈ ઓરડામાં ગયો. તેણે અંદરથી ઓરડાને સાંકળ દઇ કમળાને બહાર બોલાવી જમી લેવાની સૂચના કરી. ગરીબડી કમળા આજે ઘણા દિવસે સારૂં ભોજન કરવા પામી. બન્ને ભોજન કરતાં ગઈ ગૂજરી વાતો કરવા લાગ્યાં.

---

## પ્રકરણ ૧૯ મું.

---

### પલાયન.

આજે સઘળું દુષ્ટ મંડળ ગામની બહાર ઉજાણીએ જનાર છે. ઘરમાં જવાની તૈયારીઓ ચાલી રહી છે, બપોર થતાં પહેલાં તો સઘળા ઉજાણીએ જવા નીકળી પડયા. મકાનમાં ફક્ત કૃષ્ણનંદન, રામલાલ અને કપટકળા સિવાય કોઇ રહ્યું નહિ. ફુલસિંગ સેવક તેઓની પાસે ઉભો હતો. સઘળાં સારાં વસ્ત્ર પ્હેરી જવાને તૈયાર થયાં હતાં. એવામાં કપટકળા આવું છું કહી સત્યવીર પાસે આવી.

તેણે ભભકાદાર વસ્ત્ર ઘરેણાં પહેર્યા હતાં. તેણે ત્વરીત પગલે સત્યવીર પાસે આવી તેના ખભા પર હાથ મૂકતાં કહ્યું, "જુઓ, હું અત્યારે કેવી દેખાઉં છું ?"

સત્યવીરે તેના સામે જોઈ હસ્તા વદને કહ્યું, "જાણે અલકા નગરની અલકાસુંદરી."

"આવી મન મોહક સુંદરી બીજે ક્યાંઈ જોઇ હતી કે ?" પુનઃ તેણે પૃછ્યું.

"ના, હું પૂરો ભાગ્યવાન છું કે આજે તમારા જેવી સુંદર સુંદરીનાં દર્શન કરી શક્યો છું."

"અરે એથી પણ વધુ આનંદ હવે પછી ભોગવશો. લ્યો હવે હું જાઉં છું. તમે આજે આખો દિવસ સ્વસ્થ રહેજો, કે જેથી રાત્રે ઉંઘ સતાવે નહિ. હું આ વસ્ત્રાલંકાર સહિતજ તમારી પાસે આવીશ."

આમ બોલતી કુટિલા હસતી–હસતી ત્યાંથી ચાલતી થઇ અને નીચે આવી તેના બાપ પાસે ઉભી રહી. કૃષ્ણનંદને ફુલસંગને મકાનની સંભાળ રાખવાનું સૂચવી સૌ સાથે પ્રયાણ કર્યું. ચોગાનમાં તેમને માટે ગાડી તૈયાર હતી. ત્રણે ગાડીમાં બેઠાં. ગાડી ચાલતી થઇ. નજરથી અદ્રશ્ય થતાં ફુલસંગ કમાડ વાસી સત્યવીર પાસે આવ્યો. બન્ને કમળાની પાસે ઓરડામાં આવી બેઠા. કમળાએ તેની તમામ હકીકત કહી સંભળાવી. તેની વાત સાંભળતાં સત્યવીર અને ફુલસંગની આંખ્યોમાંથી અશ્રુ નીકળ્યાં હતાં. સત્યવીરે કપટકળા પર ધિક્કારને વર્ષાદ વરસાવી કમળાને આશ્વાસન આપી જણાવ્યું કે, "કમળા ! હું તને આજથી મારી બ્હેન ગણી પાળીશ. પ્રભુ કૃપાએ મારી પાસે પુષ્કળ ધન ભંડાર છે. તું મારા ગૃહમાં નિવાસ કરજે, ત્યાં તને કોઇ

પણ પ્રકારનું કષ્ટ પડશે નહિ. મારી પત્નિ પવિત્ર અને પ્રેમાળ છે. તેની સાથે રહેવાથી તારૂં દુઃખ ઓછું થશે. હું મારાથી બનતી મહેનતે કિશોરચંદ્રને શોધી કઢાવીશ. કમળા ! તું પવિત્ર છે, પ્રભુ તારી પર પ્રસન્ન થશે અને એજ દયાળુની દયાથી કિશોરચંદ્ર સાથે તારો મેળાપ થશે. મારો અંતરાત્મા પણ એમજ કહે છે. બ્હેન ! ત્હેં આજ પર્યંત બહુજ કષ્ટ વેઠયું છે. તને કષ્ટ દેનાર દુષ્ટોને જગનિયંતા બરાબર શિક્ષા કરશે. આપણે અહિંથી ગયા પછી હું પણ આ દુષ્ટાત્માઓને શિક્ષા કરવાનો પ્રયત્ન કરીશ. આ દુષ્ટોના કારસ્થાનો નિહાળી મારા શરીરમાં ક્રોધે નિવાસ કર્યો છે. હું જરૂર સઘળા પાપાત્માઓને જડ મૂળથી ઉખેડી નાખીશ. હા ! તેમનાં કર્મો સાંભળી મારૂં હૃદય સ્તબ્ધ થઈ જાય છે. કમળા ! સતી ! તારી પર વર્તાવેલો ત્રાસ જાણી મારા મનમાં કંપારીઓ છૂટે છે. શું કરૂં ? અત્યારે સાધનહીન છું, દુષ્મનના મકાનમાં ફસાએલો છું, નહિ તો એક પલકવારમાંજ કર્મચંડાળોને પકડી ચત્રભુજ બનાવી દીધા હોત. પણ ફીકર નહિ. તેમનો પાપ કુંભ હવે સંપૂર્ણ ભરાઇ ચુકયો છે. તેમનું હવે આવી બન્યું છે. તેઓ હવે આ સંસારમાં વધુ વખત રહી દુષ્કર્મો કરી શકનાર નથી. હું થોડા દિવસમાં જ મારા બહાદુર માણસો સાથે આ મકાનપર દરોરો પાડીશ અને એકે એક બદમાસને પકડી લોખંડી સાંકળોથી જકડી તેમનાં કર્મોની નસીયત આપીશ. બસ તે પછી જ મારા હૃદયમાં પ્રકટેલો ક્રોધાગ્નિ કંઇક શાન્ત થશે.”

આટલું બોલી સત્યવીર શાન્ત રહ્યો. ગુસ્સાના આવેશથી તેનું મુખ લાલચોળ બની ગયું. તેની આંખ્યોમાં રક્ત ઉપસી આવ્યું હોય એમ જણાયું. શૌર્યથી તેનું સમસ્ત શરીર કાંપવા લાગ્યું. કમળા અને કુલસીંગ તેના મુખ સામે નિહાળી રહ્યાં, બાદ ધીમે રહી કમળા

બોલી, " ધર્મવીર! તમે દયાના ભંડાર છે, તમારી કૃપાથી જ હું અત્યારે વાત કરવાને જીવીત છું. પ્રભુ તમને સ્હાય કરશે અને તમારા શુભ પ્રયાસથી જ પાપીઓ હતા ન હતા થઇ જશે. મારૂં ભાગ્ય જ તમને અહિં ખેંચી લાવ્યું છે. તમારા આવવાથી જ મારૂં જીવન લંબાયું છે. પ્રભુ જે કરે છે તે સારાને માટે જ. ભાઇ! હવે વધુ વખત ગુમાવ્યા કરતાં આપણે અહિંથી નીકળી જવાનો પ્રયત્ન કરીએ તો સારૂં. સમય ઝપાટા બંધ ચાલ્યો જાય છે. હમણાં રાત પડશે. ઉજાણીએ ગએલા દુષ્મનો રાત્રિ પડે આવી પહોંચશે. આપણે તે પહેલાં જ સઘળું કરી લેવું જોઇએ."

" હા, આપણે હવે વખતસર ચેતવું જ જોઇએ." ફુલસંગે પણ જણાવ્યું.

" ત્યારે તું હવે મ્હેં જણાવેલી વસ્તુઓ લઇ આવ."

" એ તો હું વગર વિલંબે લઇ આવીશ. પણ તે પહેલાં આપ મારી સાથે આવો, આપણે ઘોડા જોઈ આવીએ."

" ચાલ હું સાથે આવું છું." કહી સત્યવીર તેની સાથે ચાલ્યો. કમળા તેના સ્થાને જઈ બેઠી. બન્ને જણા બહાર નીકળી નીચેના એક ઓરડામાં આવ્યા. ત્યાં અનેક પ્રકારનાં હથીઆર પડેલાં હતાં. સત્યવીરે અને ફુલસંગે જોઇતાં શસ્ત્રો લઇ લીધાં. ત્રણ સારા તમંચા પણ ત્યાંથી લઇ લીધા. દારૂ ગોળીની સીલબંધ પેટીઓ પડેલી હતી. તેને તોડી જોઈતાં કારતુસો, દારૂગોળી વગેરે લઈ લીધું. સઘળું લઇ ફુલસંગ ઉપર મૂકી આવી પાછો આવ્યો, તેણે ત્યાંથી બીજા ઓરડામાં સત્યવીર સાથે ગમન કર્યું. તે ઓરડામાં દ્રવ્ય—દાગીનાની પેટીઓ આવેલી હતી. મકાનના ભોમીયા ફુલસંગે આ ઓરડો પણ સત્યવીરને બતાવ્યો. આવી રીતે અનેક ઓરડા સત્યવીરને બતાવી ફુલ-

સંગ છેવટે પૈશાચિક કર્મ કરવાના ઓરડામાં આવ્યો. જે ઓરડામાં પૈશાચિક કર્મ થતાં હતાં, તે ઓરડો જોઇ બહાદુર સત્યવીર પણ ભયથી કંપ્યો. તે ઓરડામાં ભય પમાડે એવાં હાડપિંજરો, ભીંતે લગાવેલાં મનુષ્યોનાં મૃત શરીરો, માણસને મારવાનાં અનેક પ્રકારનાં યંત્રો વગેરે ભયંકર દ્રશ્ય જોતાં જ સત્યવીરના શરીરમાંથી ભયની કંપારીઓ નીકળવા લાગી. તેણે તરત ત્યાંથી નીકળી જવાની ઇચ્છા જણાવી. ફુલસંગ તેને લઈ એક બીજા ઓરડામાં આવ્યો. આ ઓરડો મકાનના છેક છેલ્લા ભાગમાં આવેલો હતો. તેનો આકાર મંદિરના ઘાટને મળતો હતો. ફુલસંગે તે ઓરડાનાં બારણાં ઉઘાડ્યાં. દ્વાર અલગ થતાં જ અંદરથી સુવાસ આવી, કે જે સુવાસ સત્યવીરે જીવનમાં કોઈ વખતે અનુભવી નહોતી. બન્ને ઓરડામાં પ્રવેસ્યા, સર્વત્ર સુવાસ પ્રસરેલી હતી. સુવાસથી મગજ પ્રફુલ્લ થયું. સત્યવીર ચારે તરફ નજર ફેરવતો—ફેરવતો ફુલસંગની પાછળ ચાલ્યો. બન્ને જણા ઓરડાની પછીતે આવ્યા. ત્યાં ઉંડાણમાં ઉતરવાની એક સીડી ગોઠવેલી હતી. ફુલસંગ આગળ ઉતર્યો. પાછળ સત્યવીર ધીમે ધીમે ઉતરવા લાગ્યો. થોડીવારે બન્ને છેક નીચે ઉતરી આવ્યા, ત્યાં પુષ્કળ અંધારૂં હતું. એકબીજાનું મુખ પણ જોઇ શકાતું નહોતું; પણ એટલામાં જ ફુલસંગે એક છૂપી ચાંપ દબાવી એક ઓરડો ઉઘાડ્યો. આ નવો ઓરડો કોટડીના આકારનો પણ સ્વચ્છ આનંદજનક હતો, અંદર બે મોટા ઘીના દીપકો પ્રકાશી રહ્યા હતા. આ પ્રકાશ સર્વત્ર ફેલાઇ રહ્યો. આ નાનકડા ઓરડામાં સામેની દિવાલમાં એક મોટી ભીમકાય ભવાનીની મૂર્તિ આવેલી હતી. તેનો દેખાવ ઘણો જ બીહામણો લાગતો હતો. દેવીને ચાર હાથ હતા. તેના એક હાથમાં ફરસી પકડેલી હતી. બીજા હાથમાં ખુલ્લી તલ્વાર હતી. ત્રીજા હાથમાં મૃત મનુષ્યના માથાની ચોટલી પકડેલી હતી અને ચોથા હાથમાં ખોપરીના આકા-

રનું પાત્ર હતું. તેમાં લોહી ભરેલું હતું. ભવાની દેવીની જીભ બે વ્હેંત બહાર નીકળેલી હતી. સરસ સુગંધીથી આ ઓરડો સુવાસીત થએલો હતો આ સુવાસ છેક ઉપરના ભાગમાં પણ ફેલાએલી હતી. સત્યવીર એકાગ્ર દ્રષ્ટે દેવીની પ્રતિમાને જોઇ રહ્યો. દેવીને અમૂલ્ય વસ્ત્રાલંકારો પહેરાવવામાં આવેલાં હતાં, માથાપર કિમતી મુકુટ શોભી રહ્યો હતો. તેમાં એક અમૂલ્ય હિરો પ્રકાશી રહ્યો હતો. ફુલસંગે એ હિરાની તારીફ કરતાં જણાવ્યું કે " આ હિરો ઇરાનના રાજ્યમાંથી મારા શેઠ પાસે આવેલો છે. અસલ આ હીરો ઈરાનના પાદશાહની બેગમના તાજમાં રહેતો હતો. અઃ પછી બાદશાહના મહેલમાં ચોરી થવાથી બેગમના તાજનો હિરો પણ ચોરાયો, ચોરી કરનારે આ હિરો તુર્કસ્તાનના એક અમીરને વેચ્યો. એ અમીર દેશાટન કરતાં કરતાં હિંદુસ્તાનમાં આવ્યો, તે વખતે મારા શેઠના બાપ જીવતા હતા. તેઓશ્રી પણ મારા શેઠના જેવો જ ઠગ ફાંસીયાનો ધંધો ચલાવતા હતા. તેમને એ તુર્કી મુસાફરના આવવાના સમાચાર મળ્યા. લાગલાજ તેઓ પોતાની ટોળી સાથે ઉપડયા અને મુસાફરના આવવાના માર્ગમાં જ પોતે અને તેમના સાગ્રિતો શ્રીમંત મુસાફરો થઇ બેઠા.

તે પછી આવનાર મુસાફર ત્યાં આવ્યો. રાહ જોઇ બેઠેલા સફેત શાહુકારોએ તેને માનપૂર્વક બોલાવી વિશ્રામ લેવાનું સુચવ્યું. ભલો મુસલમાન મુસાફર વાતોથી ભોળવાયો. તેણે ત્યાં વિશ્રામ કરી મુસાફરીની વાત જણાવી. ફાંસીઆઓએ તેની તમામ વાત સાંભળી લઈ પોતે પણ મુસાફર છે એમ જણાવ્યું. બાદ નાસ્તો પાણી કરી ત્યાંથી મુસાફરો આગળ વધ્યા. રાત્રિ દિવસ ચાલતા ચાલતા તેઓએ ચાર દિવસે ઘોઘાપાટણ નામક નગરને પાદરે આવી એક નિર્જન સ્થાનમાં પડાવ નાખ્યો. આ ચાર દિવસની મુસાફરીમાં તુર્ક મુસાફર

પાસે શું શું માલ છે વગેરે બદમાસોએ યુક્તિથી જાણી લીધું હતું. તેમ તે લુચ્ચાઓએ મીઠા શબ્દોથી અને સારા વર્તનથી તે ભોળીઆ મુસાફરનું દિલ પણ જીતી લીધું હતું. મુસાફર આવા સારા મુસાફરોનો સંગાથ મળેલો જાણી ઇશ્વરનો આભાર માનવા લાગ્યો. આ પછી સઘળું જાણવાનું જાણી લઇ હરામખોરોએ તેમનું ક્રૂર વર્તન તે રાતના અમલમાં મૂકવાનો નિશ્ચય કર્યો. રાત્રિ પડી. સઘળા ખાઇ પી વાતો કરી નિદ્રાને શરણ થયા. મધ્યરાત્રિ થતાં નિશાચરો જાગૃત થયા. તુર્કી મુસાફરની સાથે બીજા ચાર માણસો હતાં. પ્રભુથી નહિ ડરનારા પિશાચોએ ધીમે કદમે ચાલી નિદ્રાધિન થએલા નિર્દોષ મુસાફરોના ગળામાં ફાંસા નાંખ્યા અને પછી એક પળ વારનો પણ વિલંબ નહિ કરતાં ફાંસા જોરથી ખેંચ્યા. બીચારા મુસાફરોથી બોલી શકાયું નહિ. તેમની આંખો બહાર નીકળી આવી, મુખ પહોળાં થઈ ગયાં. બીચારા તરફડીયાં મારતા અંતે જગતકર્તાના દરબારમાં પોતાની ફરીયાદ દાખલ કરવા ચાલતા થયા. પાપીઓનું પૈશાચિક કાર્ય પૂર્ણ થયું. તે પછી દુષ્ટો તે મુસાફરોનાં મુડદાંને વિકટ ઝાડીમાં ફેંકી આવ્યા અને સઘળો માલ લઇ પોતાને મુકામે આવ્યા. ઘેર આવી મળેલો માલ તપાસવા માંડયો. એ મુસાફર પાસેથી તેઓને જીંદગીમાં નહિ મળેલો માલ મળ્યો. સઘળાના આનંદની સીમા રહી નહિ. એ મળેલા માલના એક દાગીનાના દાબડામાંથી આ હીરો મળી આવ્યો. કૃષ્ણનંદનના બાપે સઘળા સાથિતોને માલ વ્હેંચી આપ્યો. પોતાના ભાગમાં થોડું દ્રવ્ય અને હિરો આવ્યો. તે પછી આ હીરો તેણે મુઝફરપુરના ઠાકોરને એક લાખ રૂપીઆની કીંમતે વેચ્યો. તે વખતે હાલના ઠાકોરના પિતા રામસિંહ ગાદી પર હતા. તે ઘણા કાર્યદક્ષ હતા. આવો કીંમતી હીરો આની પાસે ક્યાંથી ?

તેમના મનમાં વિચાર સાથે સંશય ઉપજ્યો. આથી તેમણે રૂપીઆ લઈ પોતાને ગામ જતા ઠગને પકડી લાવવાને માણસો દોડાવ્યા. સિપાહીઓ તેને પકડી ઠાકોરની પાસે લાવ્યા. ઠાકોરે તેને હિરો ક્યાંથી મળ્યો વગેરે પૃછ્યું. ઠગ બરાબર જવાબ દઈ શક્યો નહિ. આથી તે કારાગૃહ વાસી થયો. છેવટે પાંચ વર્ષ પૂરાં થતાં ઠાકોરને ત્યાં હાલના ઠાકોરનો જન્મ થયો. તેની ખુશાલીમાં તેને છોડી મૂક્યો. તે પોતાને ઘેર આવ્યો. ઠાકોરે હિરાને પોતાના શીરપેચમાં જડાવ્યો. હિરો જવાથી કૃષ્ણનંદનના પિતાને ઘણું લાગી આવ્યું. તે ઘણો લુચ્ચો અને મહાન કારસ્થાની હતો. તેણે હરકોઇ પ્રકારે હીરો પાછો મેળવવાનો નિશ્ચય કર્યો. સમય વિતતાં રામસિંહ ઠાકોર શિકારે નીકળ્યાના સમાચાર તેને મળ્યા. તે તત્કાળ તેના દસ સાગ્રિતો સાથે જંગલ તરફ રવાને થયો. સઘળાના હાથમાં ભરેલી બંદુકો હતી. ઠાકોરના શિકારે આવવાના સ્થળે સઘળા છૂપાઇ રહ્યા, રામસિંહ ઠાકોર તેમના પાંચ અંગરક્ષકો સાથે તે સ્થળે આવી પહોંચ્યા. એ સ્થાને ઝાડી પુષ્કળ હતી. ઠાકોર અને તેમના અંગ રક્ષકો શીકારની શોધમાં આગળ વધ્યા. થોડેક દૂર જતાં જ તેમની પર ઉપરાસાપરી બંદુકોના બ્હાર થયા. ગોળીઓ શરીરમાં પ્રવેશવા લાગી. ઠાકોર અને તેમના સેવકો દુશ્મનોને જોવા આસપાસ દૃષ્ટિ કરવા લાગ્યા. પણ ઘનઘોર ઝાડીમાં છૂપાએલા દુશ્મનોને જોઈ શક્યા નહિ. આખરે દુષ્ટ દુશ્મનોના ગોળી બ્હારથી ઘવાઇ ઠાકોર અને અંગરક્ષકો મરણને શરણ થયા. તેમના મરણની પૂર્ણ ખાત્રી થતાં બદમાસો બહાર નીકળ્યા અને હીરો હાથ કરી રસ્તે પડયા.

ઠાકોરના મરણની ખબર ત્રીજે દિવસે પડી. નાનો કુમાર ગાદીએ આવ્યો. તેણે તેના પિતાના ખૂનીઓને ખોળવા ઘણાએ પ્રયત્ન કર્યા; પણ ખૂનીઓની માહિતી મળી નહિ.

કૃષ્ણનંદનનો બાપ હિરો લઇ ઘેર આવ્યો. તેણે તે હિરો ત્યાર પછી બહાર નહિ રાખતાં આ દેવળમાં રાખ્યો. બાદ બે વર્ષ પછી તે માંદો પડ્યો. તેના બરડામાં મોટું પાઠું પડ્યું. તેણે ઘણા વખત સુધી અસહ્ય વેદના સહન કરી પ્રાણ મૂક્યા. કૃષ્ણનંદનની ઉમ્મર તે વખતે સોળ વર્ષની હતી. બાપના મરણ પછી તેણે પિતાનો ધંધો ધમધોકાર ચલાવવા માંડ્યો.” આવી રીતે હીરાની વાત જણાવી કુલસીંગ મૌન રહ્યો. સત્યવીર ધ્યાનપૂર્વક સઘળી વાત શ્રવણ કરી બોલ્યો, “ ત્હેં આ સઘળી વાત કેવી રીતે જાણી?”

“ગયા આસો માસની કાળી ચૌદસની રાત્રિએ આ દેવીના ઓરડામાં સઘળું દુષ્ટ મંડળ એકઠું થયું હતું. દર કાળી ચૌદસની રાત્રે આ સ્થળે સઘળા દેવીભકતો એકઠા થઈ દેવીનું પૂજન કરી પુષ્કળ દારૂ પીએ છે. તે વખતે સઘળા એકબીજાને વફાદાર રહેવાના સોગન ખાય છે. સોગન લીધા પછી કૃષ્ણનંદનનો એક બ્રાહ્મણ ગુરૂ દેવીનો વૃત્તાંત કહી સંભળાવે છે, એ વૃત્તાંતમાં કૃષ્ણનંદનના પૂર્વજોનાં પરાક્રમથી માંડીને ઠેઠ કૃષ્ણનંદનના બાપનાં પણ પરાક્રમ વર્ણવે છે, તેમાં આ હિરાની વાત પણ આવી જાય છે. હું ગઇ ચૌદસની રાત્રે અહિં હાજર હતો અને તેથી જ મારા જાણવામાં સઘળી વાત આવી.” કુલસંગે ખુલાસો કર્યો.

“ત્યારે તો તું વિશ્વાસઘાતી થયો? તારે તારા સોગન બરાબર પાળવા જોઇએ? ત્હેં તારા માલીક પ્રત્યે બેઇમાની કરી છે. તારે આ છાની વાત મને જણાવવી જોઈતી નહોતી.” સત્યવીરે ગંભીર મુખે કહ્યું.

“હું તમારા ટુંક સહવાસથી સત્ય શું અને અસત્ય શું એ જાણી શક્યો છું. જ્યાં સત્ય હોય છે ત્યાં આવાં ભયંકર કર્મો થતાં

નથી. વળી જ્યાં સત્ય હોય છે, ત્યાં જ દેવનો વાસ હોય છે. આ સ્થળે અતી નીચ કર્મો થાય છે. આ સ્થળે દેવી હોય તેમ હું માનતો નથી. એમ માનવાનું જ્ઞાન આપના સહવાસે આપોઆપ મારા હૃદયમાં ઉત્પન્ન થયું છે. એટલે હું એવા અસત્ય સોગનને સત્ય તરીકે માનતો નથી. મારી આ વાત આપના જાણવામાં આવ્યાથી આપ આ દુષ્ટ લોકોના નાશનો પ્રયત્ન જરૂર કરશો અને આખરે સઘળા બદમાસોને પૂરતી શિક્ષા કરશો આથી કરી અનેક નિર્દોષ માણસો કાળના ભોગ થતા બચશે. આવી ખાત્રીથી મ્હેં સઘળી વાત આપને જણાવી છે." ફુલસંગે દીનવદને જણાવ્યું.

સત્યવીર હસ્યો. આ હસવું તેનું કંઈક જુદા જ પ્રકારનું હતું. તેણે કહ્યું, "ફુલસંગ! આજની વાતથી તને મોટું ઇનામ મળશે. ઠાકોરના ખૂનની હકીકત ત્હેં આજે જાહેર કરી મારા ઉપર અત્યંત ઉપકાર કર્યો છે. આ બાતમીથી તને સરદારી મળશે. વારૂ હવે તું એક કામ કર, તે એ કે આ દેવીના મુકુટમાંથી હીરો કાઢી લે."

"એમ કરવાથી દેવી કોપાયમાન થશે તો?" ફુલસંગે પૂછ્યું.

"ત્હેં હમણાં જ જણાવ્યું ને કે જ્યાં નીચ કર્મો થાય છે, ત્યાં દેવનો વાસ હોતો નથી. તું ભય પામ્યા વિના દેવીની નજીક જા. આપણે આ હિરો લેવો જોઇએ એવી દેવીની આજ્ઞા થઇ ચૂકી છે. આપણે તેની પ્રેરણાથી જ આ હિરો લઇએ છીએ જા, દેવી કોપાયમાન નહિ થાય પણ પ્રસન્ન થશે." સત્યવીરે તેનો ભય દૂર કર્યો.

ફુલસીંગ તત્કાળ દેવીની મૂર્તિ આગળ ગયો અને ધીમે રહી મુકુટ નીચે ઉતારો તેમાંથી હીરો કાઢી લીધો. તે પછી મુકુટ દેવીના માથે મૂક્યો. સત્યવીરે તે હીરાને ફુલસીંગના હાથમાંથી પોતાના હાથમાં લઈ ઘણી વાર નીહાળ્યો. હિરો પ્રકાશમય હતો. ઘીના દીપકો

સાથે તેનો પ્રકાશ મળવાથી ત્યાં વધુ પ્રકાશ પડતો હતો. સત્યવીરે એ કિંમતી હીરાને ગજવામાં મૂકી દીધો અને પછી ત્યાં વધુ વખત નહિ રોકાતાં ફુલસીંગ સાથે ત્યાંથી બહાર નીકળ્યો. તે પછી બન્ને જણા અશ્વશાળા આગળ આવી ઉભા. ઘોડારમાં આ વખતે પાંચ ઘોડા અને ચાર ઉંટ બાંધેલાં હતાં. બાકીના ઘોડા ઉંટ ઉજાણીમાં ગયાં હતાં. સત્યવીરે ઘોડાની પરીક્ષા કરી પાંચમાંથી ત્રણ ઘોડા પસંદ કર્યા. આ સ્થળેથી પાછળની બાજુએ જવાનો એક રસ્તો આવેલો હતો. એ રસ્તો ક્યાં જાય છે એમ સત્યવીરે ફુલસીંગને પૂછ્યું. જવાબમાં ફુલસીંગે જણાવ્યું કે આ રસ્તે વિકટ ઝાડીમાં થઈ નદી કિનારે જવાય છે."

"ઠીક ત્યારે, આપણને જવા માટે આ રસ્તો જ અનુકૂળ થઇ પડશે." સત્યવીરે કહ્યું.

"પણ આગળ ઝાડી વિકટ આવે છે, વળી અંધારી રાત છે."

"આપણે એકાદ ફાનસ સાથે લઇશું. તને આ રસ્તાની પૂર્ણ માહિતી છે ને ?"

"હા, હું ઘણી વખતે આ રસ્તે થઇને ગયો આવ્યો છું."

"ત્યારે ગભરાવાનું કારણ નથી. ફુલસીંગ! ચાલ હવે આપણે પાછા ફરીએ." કહી સત્યવીર મુકામે આવ્યો. ત્રણ વાગેલા જણાયા. સત્યવીરે ફુલસીંગને બજારમાં જઇ સઘળી વસ્તુઓ લઈ આવવાનું જણાવ્યું. ફુલસીંગ ચાલતો થયો અને લગભગ એક કલાકે ખાવાનું, ફાનસ વગેરે જોઈતી વસ્તુઓ લઇ આવી હાજર થયો. સત્યવીરે અને તેણે તમામ વસ્તુઓની બે નાની પોટકીઓ બાંધી. બાદ ત્રણ નાની ઝોળીઓ બનાવી તેમાં કારતુસો મૂક્યાં. ત્રણ તમંચા બહાર રાખ્યા. આ સઘળી વ્યવસ્થા કરવામાં સાંજ પડી. અત્યારે કોઇ છે નહિ ધારી તેમણે નિકળી જવાનો નિશ્ચય કર્યો. કમળાએ કપટકળાનાં વસ્ત્રો પહેરી

લીધાં. વસ્ત્રની અંદર કારતુસની ઝોળી ખભા પર ભરાવી તમંચો હાથમાં લઇ લીધો. બહાર નીકળવાથી અને સત્યવીરની મદદ મળવાથી તેનામાં અપૂર્વ હિંમત આવી હતી. સત્યવીર અને ફુલસીંગે પણ વીર વેશ ધારણ કરી લીધો. બન્નેએ કમ્મરે તલવારો લટકાવી છાતી આગળ પીસ્તોલો કસી દીધી. ખભા પર બાકીની બે ઝોળીઓ ભરાવી દીધી. હવે કંઇ પણ કરવાનું અગર લેવાનું બાકી રહ્યું નથી જાણીને સત્યવીરે ફુલસંગને બહાર તપાસ કરી આવવાનું સૂચવ્યું. ફુલસંગ બહાર ચાલ્યો ગયો. સત્યવીરે હીરાની ટુંક વાત કમળાને સંભળાવી. હિરાની પ્રાપ્તીથી કમળાને આનંદ થયો. સત્યવીરે તે હિરાને બરાબર પેક કરી કમ્મરે બાંધ્યો. થોડીવારે ફુલસંગ તપાસ કરી પાછો આવ્યો અને રસ્તો સાફ છે એમ જણાવ્યું. તરત જ ત્રીપુટીએ પ્રભુનું નામ લઇ ત્યાંથી પ્રયાણ કર્યું. ધીમે પગલે ચાલતાં અને આસપાસ જોતાં તેઓ અશ્વ-શાળા આગળ આવી પહોંચ્યા. ફુલસંગે ઘોડા બહાર કાઢ્યા. કમળાને ઘોડા પર બેસતાં સારી રીતે આવડતું હતું. ફુલસંગે પ્રથમ તેને ઉંચકી ઘોડા પર બેસાડી. બાદ તેણે અને સત્યવીરે અશ્વારૂઢ થઇ ઘોડાને ચલાવ્યા. જોત જોતામાં તેઓ ઝાડીમાં ગૂમ થઇ ગયાં. સૂર્ય ભગવાન પણ તેમના નીકળી જવાથી આનંદ પામી ધીમે ધીમે અસ્તાચળ તરફ ગમન કરી ગયા. સાયંકાળ થતામાં તો ઘોડેસ્વાર ત્રિપુટી વિકટ ઝાડી વટાવી સરિતા કિનારે આવી ઉભી. ફુલસંગે અટકળથી મુજફરપુર તરફનો માર્ગ ખોળી કાઢ્યો. માર્ગની સ્હેજસાજ માહિતી મળતાં જ અશ્વોને પૂરપાટ દોડાવી મૂકયા. એ જાય—આ જાય એમ કહેતાંમાં તો તેઓ ઘણે દૂર નીકળી ગયાં. આ સાથે દિવસની પણ સમાપ્તિ થઇ. અંધકારે અવનિને ઢાંકી દીધી. પસાર થએલી ત્રિપુટી પણ અંધકારમાં અદૃશ્ય થઇ.

# પ્રકરણ ૨૦ મું.

## નવી આફ્ત.

રાત્રિના દશેક વાગ્યાના સુમારે ઉજાણીએ ગએલાં માણસો મકાને આવ્યાં. સઘળા નિશાથી ચકચૂર થએલા હતા. કૃષ્ણનંદન અને રામલાલને ગાડીમાં નાખી ઘેર લાવવામાં આવ્યા હતા. કપટકળા સાવધ હતી. તેને આજે રંગરાગ ઉડાવવાનો હોવાથી સૂરાપાન કરતી વખતે બેભાન થઇ જવાય નહિ એવી તેણે પૂર્ણ કાળજી રાખી હતી. ઘરમાં આવતાંજ તેણે નોકરોને દીવા સળગાવવાનું કહ્યું. દારૂથી ચકચુર થએલા નોકરો લડથડીયાં ખાતા દીપકો પ્રકટાવવા લાગ્યા. કૃષ્ણનંદન અને રામલાલને ઉપાડી એક ઓરડામાં લઇ જઈ ખાટલા પર નાખ્યા. મકાનમાં સઘળું શૂન્ય લાગતું હતું. કપટકળાએ નોકરોને સુઇ રહેવા જવાની આજ્ઞા આપી. સેવકો પોત પોતાના સ્થળે ચાલતા થયા. અત્યારે કપટકળાના મનના આનંદનો પાર નહોતો. રતીરંગ માણવાને તે અત્યંત આતુર થઇ રહી હતી. નોકરોના ગયા પછી એક ફાનસ હાથમાં પકડી તે પોતાના શૃંગાર સદનમાં આવી અને એક મોટી પેટી ઉઘાડી તેમાંથી નવાં કપડાં બહાર કાઢી દિવસનાં જાંખાં થએલાં કપડાં ઉતારી નવાં પહેર્યાં. પાણીથી મુખ ધોઇ નાખ્યું મુખ પર સુગંધીદાર સફેતો લગાવ્યો. માથામાં સુવાસમય તેલ અને અત્તર સીંચ્યું. નવી ફેશન મુજબ વાળ ઓળ્યા. આંખ્યોમા કાજળ આંજ્યું. આ પછી નવી જાતના અલંકારો બદન પર ધારણ કરી તેણે આયનામાં નિહાળ્યું. તેનો સ્વાંગ અત્યારે અનુપમ હતો. કપટકળા સ્વર્ગ સુંદરી જેવી જણાવા લાગી. આયનામાં જોઈ તે પોતાના પરજ મોહી પડતી હોય એમ વિચિત્ર ચાળા કરવા લાગી. સૂરાના નિશાથી તેની

રક્ત આંખ્યો ચળકતી હતી. તેણે વળી એક પ્યાલો ભરી તે વખતે મદિરા પાન કર્યું. તે પછી પાન ખાધું. પાનથી તેના હોઠ લાલચોળ થયા. તે આયનામાં જોઈ હશી પડી. તે પછી ત્યાંથી જવાને તૈયાર થઇ. તેના મનમાં એમ હતું કે સત્યવીર મને જોતાં જ ગાંડો ઘેલો બની જશે. હું તેને જોતાં જ ભેટી પડીશ અને પછી તેને મારા હાથે સુરાપાન કરાવીશ અને હું તેના હાથે પીશ. આમ ગડ ભાંગ કરતી કપટકળા એક હાથમાં દારૂની સીસી અને બીજા હાથમાં ફ્લાનસ તથા પાન લઇ ઓરડામાંથી બહાર નીકળી સત્યવીરના ઓરડા તરફ જવા લાગી. અનંગથી અકળાએલી અલએલીને નજીકનો રસ્તો પણ દૂર લાગવા માંડ્યો. તે ત્વરીત પગલે સત્યવીરના ઓરડા આગળ આવી પહોંચી. ત્યાં દીવો જણાયો નહિ. કપટકળાના મનમાં વિચાર ઉત્પન્ન થયો કે, દીવો કેમ જણાતો નથી. શું સત્યવીર બહાર સૂવાને બદલે ઓરડામાં સુઇ ગયો હશે ? શું તે મારા આવ્યા પહેલાં જ ઉંઘી ગયો હશે ? લાવ ઓરડામાં જોઉં. આમ વિચારતી કપટકળા દ્વાર ઉઘાડી ઓરડામાં પ્રવેશી, પણ અંદર જતાં તેણે શું જોયું ? કંઈ જ નહિ. ઓરડો અને સત્યવીરનો ખાલી ખાટલો તેની નજરે પડયો. કપટકળાએ ચારે તરફ નજર ફેરવી. પણ કોઈ જણાયું નહિ. કપટકળા વ્યાકુળ બની. તે વિચારવા લાગી કે, સત્યવીર અત્યારે ક્યાં ગયો હશે ? શું આ મકાનમાં કોઈ નહિ હોવાથી ગામમાં ફરવા તો નહિ ગયો હોય ? જો ગામમાં ગયો હશે તો કોઇક તેને અમારી સઘળી વાત જણાવી દેશે તો ? કપટકળા ઉંડા વિચારમાં પડી. સમય વિતતાં તેની વ્યાકુળતા વધવા લાગી. છેવટે તેણે અકળાઇને કુલસંગને બોલાવવા ફુલીયા, ઓ ફુલીયા કહી બે ચાર બુમો પાડી. પણ ફુલીયો ત્યાં ક્યાંથી હોય કે તેને જવાબ આપે ?'

કપટકળા ઉશ્કેરાઇ ગઇ અને નક્કી કંઇક દગો થયો છે ધારીને તાબડતોબ ત્યાંથી પાછી ફરી નીચે આવી, તેણે નોકરો સુતા હતા ત્યાં આવી ફુલસિંગના નામની બુમો પાડવા માંડી. નોકરો જાગી ઉઠયા અને આંખ્યો ચોળતા શું છે? શું છે? એમ પૂછવા લાગ્યા. કપટકળાએ ફુલસીંગ અને મ્હેમાનની વાત પૂછી, સેવકોએ અજ્ઞાનતા જણાવી. કપટકળા નોકરો સાથે મકાનના દરેક ઓરડે ફરી વળી પણ કોઇ જણાયું નહિ. તેને વ્હેમ પડયો, તરત તેણે નોકરોને ફાનસો સાથે ગામમાં જઇ તપાસ કરી આવવાનું જણાવ્યું. નોકરોના ગયા પછી તે કૃષ્ણનંદનના ઓરડામાં આવી અને મોટેથી બુમો પાડી બાપને જગાડી સત્યવીર તથા ફુલસીંગના નાસી જવાની વાત જણાવી. કૃષ્ણનંદનના પેટમાં ધ્રાસકો પડયો. તેનો નિસો ઉતરી ગયો. તેણે તરત રામલાલને જગાડયો. ત્રિપુટી આખા મકાનમાં ફરી વળી પણ નાસી જનારાઓનો પત્તો મળ્યો નહિ. મધ્યરાત્રિ થવા આવી. ગામમાં ખોળવા ગએલા નોકરો પણ નિરાશ વદને પાછા આવ્યા. કૃષ્ણનંદનના કષ્ટનો પાર રહ્યો નહિ. તેને ફુલસીંગ પ્રત્યે મનમાં ઉત્પન્ન થયો, તેણે આત્મગત્ વિચાર્યું કે સત્યવીર ઘણો ચાલાક છે. તેણે નક્કી ફુલીયાને ભોળવી સઘળી વાત જાણી લીધી હશે? આમ નિશ્ચય થતાં તેણે રામલાલને ઉદ્દેશી કહ્યું, " આપણી શોધ ખોળ નકામી છે. આપણો શીકાર છટકી ગયો છે. અરે કોઈ જાઓ અને આપણી ઘોડારમાં તપાસ કરો કે ત્યાં કેટલા ઘોડા છે?

સેવકો ઘોડાની ગણત્રી કરવા ચાલતા થયા. તે પછી કૃષ્ણનંદને રામલાલને કહ્યું, "તું પેલા ગુપ્ત ઓરડામાં જઇ કમળાની તપાસ કરી આવ, કદાચ તે છોકરીએ કારસ્થાન રચ્યું હોય તો નવાઇ જેવું નથી. રામલાલ હાથમાં ફાનસ લઇ ચાલતો થયો. તેના ગયા પછી પિતા

પુત્રી માતા વાળા ઓરડા તરફ ચાલ્યાં. અને થોડીવારે તે સ્થળે આવી ઉભાં. દેવીના સામે દ્રષ્ટિ કરતાં જ કૃષ્ણનંદન ઉંડી હાય મારી બેશુદ્ધ થઇ જમીન પર ઢળી પડયો. કપટકળાએ સારવાર કરવા માંડી. થોડીવારે કૃષ્ણનંદન સાવધ થઈ માથું કુટતાં બોલ્યો કે, “ શત્રુએ આપણું સત્યાનાશ વાળ્યું છે. મારી જીંદગી બરબાદ કરી છે. બેટા કપટકળા! દેવીના મુકુટમાંથી કીંમતી હીરો આપણા દુષ્મનો લઇ ગયા છે. હાય ! એ હિરો જાહેરમાં આવતાં તારા બાપને ફાંસીના લાકડે લટકવું પડશે. હાય ! મારા દુઃખની સીમા નથી.” આમ કલ્પાંત કરતો કૃષ્ણનંદન કપટકળા સાથે ત્યાં નીકળી બહાર આવ્યો. બહાર આવતાં જ રામલાલે કમળા નથી ના સમાચાર જણાવ્યા. વળી એ સાથે ઘોડાની ગણત્રી કરવા ગએલા નોકરોએ પણ ત્રણ ઘોડા ગૂમ થએલા જણાવ્યા. આવા એક સામટા જવાબથી કૃષ્ણનંદન ફરીથી જમીન પર પટકાઇ પડી માથું કુટવા લાગ્યો. કપટકળા અને રામલાલ તેને ધીરજ આપવા લાગ્યાં. બાદ કેટલીક વારે તેણે સાવધ થઇ થાણામાં માણસ મોકલી જમાદારને બોલાવરાવ્યો. જમાદાર આવતાં કૃષ્ણનંદને રડતા હૃદયે સઘળી હકીકત જણાવી. આ કામ સત્યવીરનું છે જાણી જમાદાર પણ ગભરાયો. સત્યવીર કોણ છે? તે કેવો કાર્ય દક્ષ માણસ છે, વળી તેનું કેટલું માન છે આ બધું કૃષ્ણનંદન અને જમાદાર સારી રીતે જાણતા હોવાથી તેમના ગભરાટનો પાર રહ્યો નહિ. બેઉએ ઘણીવાર વિચાર કરી નિશ્ચય કર્યો કે, ગમે એ પ્રકારે નાશી ગએલાં દુષ્મનોને મુજફરપુર પહોંચતાં પહેલાં પકડવાં. આ વિચારથી કૃષ્ણનંદને તત્કાળ ત્રણ ઘોડા તૈયાર કરી લાવવા નોકરને કહ્યું. તેટલા વખતમાં કૃષ્ણનંદન, રામલાલ અને જમાદાર શસ્ત્ર અસ્ત્ર સજી તૈયાર થઈ ગયા. સેવક ઘોડા લઈ આવ્યો. ત્રણે

જણુા ઘોડેસ્વાર થયા અને કપટકળા તથા પોતાના માણસોને સંભાળ પૂર્વક રહેવાનું સૂચવી અશ્વોને મુજફ્ફરપૂરના માર્ગે પૂરપાટ દોડાવી મૂક્યા. કપટકળા નિરાશ વદને તેના ઓરડામાં જઈ પલંગમાં પડી, અને હૃદય વેદનાથી અકળાએલી પ્રબળા રૂદન કરી હૃદય હલકું કરવા લાગી.

વાચકો! ચાલો આપણે નાશી જતી ત્રીપુટીને જોઇએ.

અશ્વારોહી ત્રીપુટી મધ્યરાત્રિ થતાં કૃષ્ણપુરથી ઘણે દૂર નીકળી આવી. રાત્રિનો સમય હોવાથી તેઓ ખરો રસ્તો ત્યાગી બીજા રસ્તે ચઢી ગયાં હતાં. તે રસ્તો ઘણો વિકટ હતો. પ્રદેશ ડુંગરાળ હતો. ઝાડી પણ પુષ્કળ આવતી. ફુલસીંગે ફાનસ સળગાવી લીધું હતું; પણ ફાનસનો પ્રકાશ ઘીચ ઝાડીમાં વધુ ઉપયોગી થઈ પડતો નહોતો. ઝાડીમાં ઉગેલાં વૃક્ષોથી વસ્ત્ર ફાટતાં હતાં. રસ્તા વચ્ચે પડેલા મોટા પત્થરોથી ઘોડાઓ વારંવાર ઠોકરાતા. આવી રીતે રસ્તો કાપતાં તેઓ ઘણે દૂર નીકળી આવ્યાં. અંતે પ્રાતઃકાળ થયો, અંધકાર નષ્ટ થયો. નજીકમાં એક ગામ આવેલું જણાયું. અશ્વોને તે ગામ તરફ ચલાવ્યા. બરાબર અજવાળું થએ તેઓ ગામ નજીક આવી પહોંચ્યાં. ગામની ભાગોળે એક કુવો આવેલો હતો, ગામની સ્ત્રીયો જળ ભરવાને કુવા પર એકત્ર થઈ હતી. ફુલસીંગે તેમની નજીક જઈ ગામનું નામ પૂછ્યું. ગામનું નામ હરીહરપૂર માલુમ પડ્યું. કમળાએ ગામના નામથી પોતાના પિતાનું સ્મરણ કરી નિઃશ્વાસ નાખ્યો, એવામાં એક માણસ ત્યાં થઇને ખેતરમાં જતો હતો. તેને પાસે બોલાવી સત્યવીરે મુજફ્ફરપુરનો માર્ગ પૂછ્યો. પ્રત્યુત્તરમાં તે માણસે મુજફ્ફરપૂરનો માર્ગ બતાવી પૂછ્યું, “ શું તમારે મુજફ્ફરપૂર જવું છે? ”

“ હા, કેમ પૂછવું પડ્યું? ” સત્યવીરે જવાબ આપીને પૂછ્યું.

"સ્હેજ."

"અરે સ્હેજ તે કોઇ પૂછતું હશે કે?"

"હા, મ્હેં તો સ્હેજ પૂછ્યું, કારણ કે મુજફ્ફરપૂરતો અહિંથી ઘણું દૂર આવેલું છે."

"અહિંથી કેટલા ગાઉ થાય?" ફુલસંગે પૂછ્યું.

"લગભગ સીતેર ગાઉ."

"ઓ બાપરે." ફુલસીંગ આભો બન્યો.

"તમે ક્યાંથી આવો છો?" પુનઃ તે માણસે પૂછ્યું.

"અમે કૃષ્ણપૂરથી આવીએ છીએ."

"તમે અવળા રસ્તે આવ્યા છો. કૃષ્ણપૂરની ભાગોળથી જો સીધા રસ્તે ગયા હોત તો તમને ઘણું જ નજીક પડત."

"આ ગામને અને કૃષ્ણપૂરને કેટલું અંતર હશે?" ફુલસંગે પૂછ્યું.

"કૃષ્ણપુર અહિંથી બાંડીયા ઘોડાના પચીસ ગાઉના અંતર પર છે." માણસે જણાવ્યું.

"વારૂ આ ગામમાં કોઈ ધર્મશાળા છે કે?"

"ના, તમારે ઉતરવું હોય તો ગામને ચોરે જાવ. ત્યાં તમને સારી સગવડ મળશે." આટલું કહી તે માણસ પાછું વાળી જોતો ચાલ્યો ગયો. સત્યવીરને તે માણસના બોલવામાં અને પાછું વાળીને જોવામાં વ્હેમ પડ્યો. તે પછી તેઓ ત્યાં વધુવાર નહિ રોકાતાં ગામની વચ્ચો વચ્ચ આવેલા ચોરામાં આવ્યાં. આ વખતે ચોરામાં ગામના લોકોનું રાવણું ભરાયું હતું. તેમાં હુક્કા ગગડી રહ્યા હતા, કસુંબા ગળાતા હતા, એક ભાટ કવિત પર કવિત લલકારી ત્યાં બેઠેલાઓના બાપ દાદાઓના જસ ગાતો હતો. આવનાર મુસાફરોને જોઈ રાવણાના

માણસો તેમને જોઇ રહ્યા. રાવણામાં ગામના પટેલ બેઠા હતા. તેમણે ઉભા થઈ મુસાફરોની વાત સાંભળી. બાદ તત્કાળ તેણે તેમને ઉતરવાનો અને સીધાં પાણીનો બંદોબસ્ત કરી આપ્યો. પટેલના સારા સ્વભાવથી ત્રીપુટી આનંદ પામી ચોરામાં જઇ વિશ્રામ કરવા લાગી. એક કલાકમાં સીધું પાણી ખાટલા વગેરે જોઇતી વસ્તુઓ હાજર થઇ. કુલસીંગે દેવતા સળગાવ્યો. સત્યવીરે કમળાને થોડીક વાર વિશ્રામ લઈ રસોઈ બનાવવાનું સૂચવ્યું. સત્યવીર બ્રાહ્મણ છે. તે મારી રાંધેલી રસોઇ શી રીતે જમશે? કમળાના મનમાં વિચાર થયો. સત્યવીરે તેનો વિચાર પારખી કહ્યું, બ્હેન! તારા હૃદયનો વિચાર હું સમજી ગયો છું. તારે કંઇ પણ વિચારવાનું નથી. તું એક પવિત્ર બ્રાહ્મણથી પણ ઉત્તમ સન્નારી છે. વળી તું તો હવે મારી ધર્મની બ્હેન પણ થઈ ચૂકી છે. તેથી હું તારા હાથનું જમવામાં મહાપૂણ્ય સમજું છું."

કમળાને હસવું આવ્યું. આ હાસ્ય તેની જીંદગીમાં પ્રથમવારજ હતું. કમળા રસોઇ કરવા લાગી. કુલસંગ તેને જોઇતી વસ્તુઓ લાવી આપવામાં મદદ કરવા લાગ્યો. અંતે રસોઈ તૈયાર થઇ. સત્યવીરે અને કુલસંગે સ્નાન કરીને જમી લીધું. તે પછી કમળાએ ભોજન કર્યું. આ સઘળા કાર્યથી નિવૃત્તિ થઈ તેઓ સ્વસ્થ ચિત્તે આરામ લેવા લાગ્યાં. ઓરડામાં નવાં મુસાફરો આવેલાં છે જાણી ગામના ઘણા માણસો જોવાને આવ્યાં, તેમાંના કેટલાકતો સત્યવીરને ઉપરા સાપરી અનેક પ્રકારના પ્રશ્નો પૂછવા લાગ્યા. સત્યવીર ટુંકમાંજ ઉત્તર આપી સઘળાના મનનું સમાધાન કરતો. આવી રીતે આ ત્રિપુટીએ હરીહરગામમાં તે દિવસ અને રાત્રિ પૂરી કરી. મોટું મળસકું થતાં તેઓ ઘોડેસ્વાર થઇ ત્યાંથી નીકળ્યાં અને ગામમાં પેસતાં મળેલા માણસે બતાવેલા મુજફ્ફરપુરના માર્ગે પ્રયાણ કરવા લાગ્યાં. રસ્તે ચાલતાં પરસ્પરમાં વિવિધપ્રકારની વાતો

ચાલતી હતી. કૃષ્ણનંદનને મ્હેં ડચ્યો કહી સત્યવીર વારંવાર સઘળાંને હસાવતો હતો. આવી રીતે આનંદ કરતાં તેઓ એક મોટા મયદાનમાં આવી પહોંચ્યાં. આ મયદાન મોટું હતું. લાંબી નજરે જોતાં તેનો છેડો જણાતો નહોતો. રેતી પુષ્કળ હતી. ઘોડાના પગ રેતીમાં એક વ્હેંત ઉંડા ઉતરી પડતા, ઝાડનું તો ત્યાં નામ નિશાન નહોતું. મુસાફરો આગળ વધે જતાં હતાં. રસ્તો ખૂટતો નહોતો, આ રેતીના રણમાં ચાલવાથી ઘોડાઓ પણ હાંફતા હતા. મધ્યાન્હકાળ થયો હતો. સૂર્ય માથે આવ્યો હતો. ગ્રીષ્મ ઋતુ ચાલતી હોવાથી તાપ પણ પુષ્કળ પડતો હતો. સઘળાંનાં શરીર પરસેવાથી તરબોળ થઇ ગયાં હતાં. ઘોડાપણ થાકી ગયા હતા. તેમના મુખે ફીણ આવ્યું હતું, છતાં જાતવાન જાનવરો આગળ ચાલે જતાં હતાં. એકાદ વૃક્ષ આવે તો વિશ્રાન્તિ કરીએ. એવી સઘળાંની ઇચ્છા હતી; પણ આ મોટા રણમાં વૃક્ષ ક્યાંથી નજરે પડે? દૂર વૃક્ષ જેવું જણાતું, તેને જોઇ ત્યાં પહોંચવાની ઇચ્છાથી સઘળાં એ તરફ જતાં પણ ત્યાં પહોંચતા ઝાડ જણાતું નહિ. આવું ઘણી વખત બન્યું, તાપ અને શ્રમથી અકળામણ વધવા લાગી. ભૂખ પણ લાગી હતી. તેમાં તરસનો સૂમાર નહોતો. પાણી પીવાની પ્રબળ ઇચ્છા થઇ રહી હતી, પણ પાણી લાવવું ક્યાંથી ? કમળાના કંઠે કાંટા પડ્યા. તે બીચારીએ જ્યાંસુધી પોતાનું બની શક્યું ત્યાં સુધી તૃષાનું કષ્ટ સહન કર્યું, પણ જ્યારે હવે તેનાથી ન રહેવાયું ત્યારે તેણે પાણીની માગણી કરી. સત્યવીરની પણ એવીજ અવસ્થા થઇ રહી હતી. તેના ગળે કાંટા પડવાથી તેનાથી બરાબર બોલી શકાતું નહોતું. દરેકની દશા દયાજનક થઇ પડી, ત્રણે જણાં પાણીને માટે ચારે તરફ નજર કરતાં આગળ ચાલ્યાં જતાં હતાં, પણ આ રેતીના રણમાં પાણી ક્યાંથી મળે? શું પાણી વીના આપણો જીવ જશે? હા, એમજ જણાય

છે, અરેરે! આપણે ભયંકર આફતમાંજ ફસાયાં છીએ. આમ આત્મગત શોચતો સત્યવીર વારંવાર નિઃશ્વાસ નાખતો હતો. અંતે અર્ધો માઇલ જતાં કમળાના ઘોડાએ ઠોકર ખાધી. કમળા જમીનપર ઉછળી પડી. નીચે પડતાં જ તે ગરીબ બાળા પાણી–પાણીના ધીમા પોકાર પાડી બેશુદ્ધ બની ગઈ. સત્યવીર અને ફુલસીંગ ઘોડાપરથી નીચે ઉતર્યાં. બન્નેનો દેખાવ દયાજનક થઇ પડયો હતો. બન્ને જણા પાણીને માટે ચારે તરફ વલખાં મારતા હતા, 'આમ પાણીને માટે ફાંફાં મારે પાણી મળનાર નથી, ચાલ તપાસ કરૂં."

આમ વિચારી ફુલસંગ પાણીનું પાત્ર લઈ ઘોડે ચઢયો અને એક દિશા તરફ ઘોડાને દોડાવી મૂકયો. તેના ગયા પછી સત્યવીરે કમળાને સાવધ કરી બેઠી કરી. પણ પાણી વિના મન મુંઝાતાં હતાં.

બન્નેના ચ્હેરા નિસ્તેજ થઇ ગયા હતા. ફુલસંગના ગયા પછી કમળાએ ધીમેથી કહ્યું, "ભાઈ! આ વિકટ રણમાં પાણી કયાંથી મળશે? મારા કંઠે કાંટા પડયા છે. પાણી વિના પ્રાણ જશે કે શું?"

સત્યવીરનું ગળુ સુકાતું હતું. તે મહાપ્રયાસે બોલ્યો, "બ્હેન! ધિરજ રાખ. પ્રભુ દયાળુ છે. તે આપણને પાણી વિના મરવા દેશે નહિ."

"અરેરે! અત્યારે આપણી ઘણીજ શોચનીય અવસ્થા થઇ પડી છે. બીચારા ફુલસંગને પણ આપણે માટે કેટલું સહન કરવું પડે છે! તેને પણ પૂષ્કળ તરસ લાગેલી છે, થાકેલો છે, છતાં પાણી લેવા ગયો. ભગવાન તેનું ભલું કરો." કમળાએ કહ્યું. આ અરસામાં દૂરથી ઘોડેસ્વારો આવતા જણાયા. એકાએક માણસોને આવતા જોઇ સત્યવીર અને કમળા આશ્ચર્ય પામ્યાં. આશ્ચર્ય સાથે ભયનો પણ આવીર્ભાવ થયો. દુશ્મનોની શંકા થઇ. શું કરવું? બન્ને વિચારમાં પડયાં. એક તરફ

પાણીનું દુઃખ અને બીજી તરફ દુષ્મનોનો ભય. બન્નેની અવસ્થા દુઃખદ થઈ પડી. બન્ને એક બીજાના સામે જોઇ રહ્યાં. સત્યવીર હિંમત એકત્ર કરી બોલ્યો, " કમળા ! આ વિકટ રણમાં માણસો જોઇ હું અનુમાન કરૂં છું કે કદાચ દુષ્મનો હોય, તેઓ ભલે આપણને પકડી પાછાં લઇ જાય, પણ તે પહેલાં પાણી પાયતો ઘણું સારૂં થાય. હજી ફુલસીંગ આવ્યો નહિ. જો હવે વધુ વાર થશે, તો તરસથી મારો પ્રાણ જશે. માટે આવનાર માણસો શત્રુ હોય, યા મિત્ર હોય, ગમે તે હોય પણ આપણે પ્રથમ પાણીની માગણી કરવી. જીવતાં રહીશું તો ગમે એમ કરીશું. " આમ કહી સત્યવીરે ગજવામાંથી રૂમાલ કાઢી ઉંચો કરી આવનારાં માણસોને જલ્દીથી ચાલ્યા આવવાનું સૂચવ્યું. ઘોડેસ્વારો પૂર્ણ ઝડપે આવતા હતા. તેઓ નજીકમાં આવી પહોંચે એટલામાં તો તરસથી મુંઝાતી કમળા પુનઃ શુદ્ધ વિહીન થઈ જમીનપર પડી. સત્યવીર દયામય મૂખે તેના તરફ અવલોકી રહ્યો. એવામાંજ આવનાર ઘોડેસ્વારો બન્નેને ઘેરી ઉભા રહ્યા. આ ઘોડેસ્વારો મુસાફરો નહોતા, તેમ કૃષ્ણ-નંદન કે તેના માણસો નહોતા, પણ લૂંટફાટ કરનારા લુંટારા હતા. તેમનાં શરીર મજબુત હતાં, ચ્હેરા વિકાળ હતા. તેમાંના કેટલાકને લાંબી દાઢીઓ પણ હતી. એથી જણાતું હતું કે આ ટોળી હિંદુ મુસલમાનોની બનેલી છે. સઘળાના ખભાપર બંદુકો ભરાવેલી હતી. આ મહાપુરૂષોને જોઇ સત્યવીર લગીર પણ ભય પામ્યા સિવાય તેમાંના એક માણસ પ્રતિ દ્રષ્ટિ કરી પાણી પાવાની ઇસારત કરી. તત્કાળ તે ઘોડેસ્વારે નીચે ઉતરી બાજુના એક માણસના ઘોડાપરથી પાણીની મસક ઉતારી સત્યવીરને પાણી પાયું. સત્યવીર આનંદ પામ્યો. તરસની શાન્તિ થઇ નવીન ચૈતન્ય આવ્યું. તેણે કમળાના મુખમાં પાણી રેડ્યું. ધીમે ધીમે કમળા પણ સાવધ થઇ. બરાબર શુદ્ધિમાં આવી તે જળપાન કરી

તૃપ્ત થઇ. સત્યવીરે પાણી પાનારાઓનો ઉપકાર માન્યો. ઘોડેસ્વારો ક્રૂર નજરે સત્યવીર અને કમળા તરફ દૃષ્ટિ કરી રહ્યા હતા. સત્યવીર દરેકના મુખનું નિરીક્ષણ કરતો હતો. એવામાં તેની દ્રષ્ટિ ઘોડેસ્વારોની લાઇનમાં એક ઘોડેસ્વાર પર પડી. સત્યવીર તેને ઓળખી ચોંક્યો. તે એજ માણસ હતો કે જેની સાથે ગામના પાદરે સત્યવીર સાથે વાત થઇ હતી અને સત્યવીરે ગામની તથા મુજફ્ફરપુરના માર્ગની માહીતી મેળવી હતી. એ માણસની સાથે વાતચીત કરતાં સત્યવીરને તેના બોલવાથી શંકા ઉપજી હતી; પણ તે શંકા તેણે કોઇની આગળ જાહેર કરી નહોતી, છેવટે સત્યવીરે જાણી લીધું કે આ બધાને લઇ આવનાર તે માણસ જ છે અને તેણે જ અમને મુજફ્ફરપુરનો માર્ગ ખોટો બતાવી આ રણને માર્ગે ચઢાવ્યા છે. આ લોકોનો ઇરાદો અમને લુંટી લેવાનો હોય એમ જણાય છે. આ માણસો દયાહિન હોય એમ તેમના ચ્હેરા પરથી માલમ પડે છે. અમારી પાસેનું સર્વસ્વ આપી દેતાં જો આ બદમાસો ચાલ્યા જાય તો ઘણું સારૂં. લાવ હવે તેમની સાથે વાતચીતનો આરંભ કરૂં. આમ વિચારી સત્યવીરે નજીકમાં ઉભેલા એક માણસ પ્રતિ દ્રષ્ટિ કરી પૃછ્યું. "ભાઇઓ! તમે કોણ છો ? આજે તમે અમારા ઉપર અનહદ ઉપકાર કર્યો છે."

"અમે કોણ છીએ તે હમણાંજ જણાશે; પણ તમારી ઉપર કરેલા ઉપકારના બદલામાં અમને શું આપો છો ?" નજીકમાં ઉભેલા માણસે અકળાથી પૂછ્યું.

"તમારી જે ઇચ્છા હોયતે માગો; પણ પ્રથમ જણાવો કે તમે કોણ છો ?" પુનઃ સત્યવીરે પૂછ્યું.

"અલ્યા મુસાફર ! અમે કોણ છીએ એ તું જાણતાંજ મુજી

ઉદ્દીશ. છતાં તારી ઇચ્છા હોય તો સાંભળ. અમે પાપીના પક્ષકાર, પૂણ્યવાનને પીડનાર, ધર્મને ધરામાં દાબનાર, ઇશ્વરની હયાતી નહિ માનનાર અને સદા આનંદ કરનાર સરકારના પણ સરકાર છીએ. બોલ હવે બીજું કંઈ પૂછવું છે ?" તે ટોળાના સરદાર જેવા જણાતા વિક્રાળ દેખાવના એક માણસે ઘોડેથી ઉતરી સત્યવીર સામે ઉભા રહી જણાવ્યું. તેનું બોલવું સાંભળી સત્યવીર હૃદયમાં દુઃખી થયો. એવામાં જ તે વિક્રાળ ચ્હેરાના પુરૂષે પૂછ્યું. " કેમ શું વિચાર કરે છે ? બોલ, બદલામાં હવે શું આપે છે ?"

" તમારી ઇચ્છામાં આવે તે મારી પાસેથી લઇ લ્યો. " સત્યવીરે કહ્યું.

" એમ તો ચાલ આમ નજીક આવ. હું તારાં કપડાં તપાસું." કહી તે સરદારે તેનો પ્રચંડ હાથ લંબાવી સત્યવીરને નજીક ખેંચ્યો. કપડાંની તપાસમાં થોડીક મ્હોરો સિવાય કંઈ મળ્યું નહિ. એવામાં એક સ્વારે તે સરદારને ઉદ્દેશી કહ્યું, " એનાં તમામ કપડાં ઉતારી તપાસ કરો. તેણે શરીર પર દાગીના પહેર્યા હશે. "

સરદારે તરત તેને કપડાં બદલવાની આજ્ઞા કરી. આ જંગલીઓથી છૂટવાના ઇરાદે સત્યવીરે તત્કાળ લુગડાં બદલ્યાં; પણ એમ કરતાં કમ્મરે બાંધેલા હિરાનું કપડું નીચે પડી ગયું. પાસે ઉભેલા સરદારે કપડું ઉપાડી તેની ગાંઠ છોડી જોયું તો પ્રકાશિત હિરો નજરે પડયો. તેણે આનંદની બુમ મારી પોતાના સાગ્રિતોને હિરો મળ્યાનું જાહેર કર્યું. સઘળા તે સરદારની આસપાસ ફરી વળી હીરો જોવા લાગ્યા. સત્યવીર કમળા પાસે જઈ ઉભો. આ વખતે તેનો દેખાવ વિચિત્ર થઇ રહ્યો હતો. એક નાના પંચીયા સિવાય તેના બદનપર એક પણ વસ્ત્ર નહોતું. લુંટારાઓમાંના એકે તેનાં કપડાંની પણ પોટકી

બાંધી લીધી..સત્યવીરનાં સઘળાં હથીઆર પણ તેઓએ લઈ લીધાં. સત્યવીર આ ભયંકર આફતમાંથી છૂટવાને ઇચ્છતો હતો. એવામાં પુનઃ સરદારે સત્યવીરના સામે હસ્તે મુખે જોઇ પૂછ્યું, "કેમ હવે કંઈ બાકી રહ્યું છે કે ?"

"ના." સત્યવીરે ટુંકો ઉત્તર આપી પતાવ્યું.

"વારૂ, ત્યારે હવે ચાલ્યો જા." સરદારે આજ્ઞા આપી. કાળના મુખથી છૂટયાં ધારી સત્યવીરે કમળાને ચાલવાની ઇસારત કરી. કમળા ઉભી થઇ. બન્ને એક ડગ આગળ ભરે કે તરત તે સરદાર વળી પાછો બોલી ઉઠયો, "અલ્યા ઉભો રહે ?"

"કેમ વારૂ ?" સત્યવીરે આંખ્યો વિકાસી પૂછ્યું.

"આ તારી સાથે કોણ છે? શું તારી બાયડી છે?" સરદારે ક્રુર નજરે કમળા સામે જોઇ પૂછ્યું. સત્યવીરના હૃદયમાં ગુસ્સાની લાગણી પ્રકટી. પણ તેણે સમય વિચારી ગુસ્સાને દબાવી કહ્યું, "આ તો મારી બ્હેન છે."

"એમ, ઠીક, ત્યારે તો તું તેને અહિં મૂકી એકલો જ ચાલ્યો જા." સરદારે કહ્યું.

સત્યવીરની આંખ્યો લાલચોળ થઇ. તેણે કંઇક તિવ્ર અવાજે કહ્યું, "ભાઇઓ! તમે જરીક વિચાર તો કરો કે તમારા મુખમાંથી કેવા શબ્દો નીકળે છે? શું આવી રીતે બોલવું અને કહેવું તે તમારા જેવા બહાદુર માણસોને ઉચીત છે કે? જે બહાદુરો છે તે કદાપિ અબળાને સંતાપતા નથી. તમારે જોઇએ તે કરતાં આજે ઘણો માલ મળ્યો છે; તો મહેરબાની કરી હવે અમને સુખ રૂપે જવા દો તો ઘણું સારૂં."

"આ સ્ત્રી સાથે તારાથી જઇ શકાશે નહિ. તારે જવું હોય તો તેને મૂકી તું એકલોજ ચાલ્યો જા.

અમે આ તારી બ્હેનને લઈ જઈશું. હું તેના મોહક રૂપથી ગાંડો-ઘેલો બની ગયો છું, માટે વધારે ટીકટીકારો કર્યા વિના જતો રહે, નહિ તો બંદુકનાં કુંદાથી અધમુઓ કરી નાખીશ." આમ કહી તે ભીમકાય સરદારે બંદુક ઉંચી કરી. સત્યવીરના ગભરાટનો પાર રહ્યો નહિ. કમળાનું રક્ષણ કેવા પ્રકારે કરવું? સત્યવીર વિમાસણમાં પડયો. કમળાની દશા પણ દયા જનક થઇ પડી હતી. તે પવનથી હાલતા વૃક્ષની માફક સમસ્ત શરીરે ધ્રુજતી હતી. સત્યવીર બહાદુર હતો. વિચારને અંતે તેણે છેવટ સુધી કમળાનું રક્ષણ કરવાનો નિશ્ચય કર્યો. તેના શરીરમાં ક્રોધ અને ગુસ્સાએ કયારનું સ્થાન લીધું હતું. તેના આખા શરીરમાં ક્રોધાવેશ ઉત્પન્ન થયો. તેણે ધીમે રહી કમળાના હાથમાંથી ભરેલો તમંચો લઈ રૌદ્ર સ્વરે કહ્યું, "હું હજી એક વખત તમને જણાવું છું કે તમારી દુષ્ટ વૃત્તિ ત્યાગી ચાલ્યા જાવ. તમને આજે અમૂલ્ય વસ્તુ મળી છે, તેને વેચતાં તમારી જીંદગી સુખમાં જશે એટલું દ્રવ્ય મળશે. જાઓ, આનંદથી દિવસો નિર્ગમન કરો અને આ ધંધાનો ત્યાગ કરો."

સત્યવીરનું આવું કહેવું સાંભળી જડ-અજ્ઞાન લુંટારાઓ મોટેથી હસી પડયા. તે પછી થોડી વારે શાન્ત થતાં તેમાંથી એક બોલ્યો, "ઓય ! આતો મારો બેટો કોઇ પંડિતનો દિકરો નેકળ્યો."

"હા, એ પંડીતજીને હવે જોરથી એક કુંદો લગાવો કે જેથી ભોંય ભેળો થાય." બીજાએ કહ્યું. તત્કાળ ત્રીજો બોલ્યો, "અરે એમ નહિ. તેની તો જીભ જ કાપી નાખો"

"ના, ના, તેને આપણા મુકામે દેવીને ભોગ આપવા લઇ ચાલો." ચોથાએ કહ્યું. આવી રીતે દરેક જણ અનેક પ્રકારે બોલવા લાગ્યા. સઘળાના બોલી રહ્યા પછી ભીમકાય સરદારે સત્યવીરને કહ્યું,

"અલ્યા મુરખા માનવી ! તારૂં બોલવું અહિં કંઈ કામમાં આવે એમ નથી. અમે સઘળું જાણીએ છીએ. અમારામાં બધા ગુણો ભરેલા છે. માટે જીવવું હોય તો મારૂં કહેવું માની છાનો માનો જતો રહે. ત્હેં આ મારા સુરાઓના શબ્દો સાંભળ્યાને? જો, તારા બોલવાથી તેમની પર કેવી અસર થઇ તે ત્હેં જોયું ને? માટે જા, જો વધારે વાર કરીશ તો નાહકનો કમ્હોતે માર્યો જઇશ. મને તારૂં નાનકડું દેખાવડું શરીર જોઇ ઘણીજ દયા આવે છે અને એથી જ અત્યાર સુધી ધીરજ ધરી જતા રહેવાનું કહું છું."

સત્યવીરે કંઇક વિચાર કરી પુનઃ કહેવા માંડ્યું, "ભાઇ ! અમારીપર દયા કરો; બ્રાહ્મણ અને અબળાપર જુલ્મ ગુજારનાર નર્કે જાય છે ?"

"અમે નરક-ફરકને માનતા નથી. બામણનાતો કાળ છીએ. બામણોને નષ્ટ કરવાને જ અમે આ ધરાપર જન્મ્યા છીએ. તું જે બામણોને પવિત્ર માને છે; તે બામણાઓને અમે મહા નીચ-અધમ માનીએ છીએ. આ કાળમાં ખરા બામણો છેજ નહિ. આજકાલના બામણોએ દુનિયાંને અવળે રસ્તે ચઢાવી છે. પોતાનું પેટ ભરવાને ઠગવિદ્યા ચલાવી છે. મુઆ પછી કંઇપણ મળતું નથી. એમ આખું જગત જાણે છે. છતાં બામણાઓ કહે છે કે જો અમને સારૂં સારૂં જમાડશો, દાન આપશો અને મુઆ પછી તમામ વસ્તુઓ મરનાર પાછળ આપશો તો મોટું પૂન્ય થશે. આપેલી તમામ વસ્તુઓ સરગમાં મળશે. મારા બેટાઓ! આવું કહીને દુનિયાંને ઠગી ખાય છે. જુવાન પ્હાડ જેવો છોકરો મરી ગયો હોય તો પણ તે મને સારાં મિષ્ટાન્ન મળે. રાંડના ઉપરથી પંડીતાઇનો ડોળ રાખી અંદરથી દારૂ, માંસ ઉડાવી વેષ્યાઓ સાથે આનંદ કરે. વળી તેમની બાયડીયો અરે ભટાણીયો તો તેમનાથી પણ

તોબાહ. પૈસો મળતાં ન કરવાનાં કામ કરવા તૈયાર; ભઠીયારૂં કરવા તૈયાર, લુગડાં ધોવા તૈયાર, દલાલાં કરવા તૈયાર. શું બામણો આવું કરવા અવતર્યા છે કે? એવી અનેક બામણીયો અમારે ત્યાં રહે છે, રાંધે છે, અને અમને આનંદ કરાવે છે. પુષ્કળ પગાર આપતાં પણ જે કામ નોકરો ન કરે તે બામણીયો કરે છે. કહે! આતે બામણીયો, કે બલાઓ? એવા હરામનું ખાનારા અને મુઆ પછી મળવાનું કહી ધૂતનારા હરામખોર બામણોની આ દુનીયાંને જરૂર જ નથી. અમે ગઇ કાલેજ એક બામણને આ વગડામાં લૂંટી અધમુઓ કરી નાખ્યો છે. મારો બેટો કહેતો હતો કે મારી પાસે તો કંઈ નથી; પણ તપાસ કરતાં તેણે પહેરેલા પોતીયામાં છૂપાવેલી એક ઝોળીમાંથી શેર શેર ભારની સોનાની ચાર પાટો નીકળી. કહે અલ્યા! આ બામણો કે ધુતારો? હરામનું ધન હરામેજ જવું જોઇએ. અમે હમેશાં એક બામણને લુંટી અધમુઓ કરવાની પ્રતિજ્ઞા કરી છે. આથી બામણો પરની દયા અમારા મનમાં હોયજ નહિ. વળી સ્રીયો ઉપર અમને કંઇક દયા હોય છે. કારણકે તેમનાથી અમને ઘણોજ આનંદ મળે છે. અમે સ્રીયોને લઇ જઇ દુઃખી કરતા નથી. અમારા મુકામે ગયા પછી અમે તેને સમજાવી તેની સાથે આનંદ કરીએ છીએ. સમજ્યો?" આવું લંબાણ વ્યાખ્યાન કરી સરદાર મૌન રહ્યો. સત્યવીરને તેની વાતથી કંપારી છૂટી આ બદમાસોથી જીવતા છૂટવું તેને મુસ્કેલ જણાયું. પણ વળી પાછું તેણે કહ્યું, "ભલા સરદાર! તમે અમને નાહક શા માટે હેરાન કરો છો??"

"અમે કયાં હેરાન કરીએ છીએ. તને જીવતો તો જવા દઇએ છીએ. જા, આ બાયડીને મૂકી જતો રહે." સરદારે કહ્યું.

"આ બાઇને મકીને મારાથી જવાયજ નહિ." સત્યવીરે કહ્યું.

"કેમ વારૂ ?" સરદારે પૂછ્યું.

"તે મારી બ્હેન છે."

"તે હવે પછી મારી બાયડી થશે." સરદારે હશીને કહ્યું.

"અરે દુષ્ટ! ભગવાનનો તો ડર રાખ." સત્યવીરે ગુસ્સાથી કહ્યું.

"ભગવાનના અમે ભયંકર દુષ્મનો છીએ."

"ત્યારે હું પણ તમારો એક ભયાનક દુષ્મન છું તે યાદ રાખજો."

"હેં ! આ વ્હેંતીયું આપણો દુષ્મન?" સઘળા ગર્જી ઉઠયા.

"હા, આ વ્હેંતીયો હમણાંજ તમને ચમત્કાર બતાવશે."

"અલ્યા! શો ચમત્કાર બતાવીશ?"

"તેની હવે પછી ખબર પડશે."

"એમ કે?" પુનઃ સઘળા ખડખડાટ હશી પડયા. સરદારે સઘળાને શાન્ત કરી સત્યવીરને કહ્યું. "અલ્યા! તું મારૂં કહેવું નહિ માને ?"

"ના." સત્યવીરે હિંમતથી કહ્યું.

"તારે મરવું પડશે?" ઘોર અવાજે સરદાર બોલ્યો.

"તમારી પણ આખરે એ દશા છે?

"ચૂપ." આમ કહેતાં જ સરદાર તેની તરફ ધસી ગયો. તરત સત્યવીરે કમળાના હાથમાંથી લઇ લીધેલો તમંચાનો બહાર કર્યો. સરદારે નીચા નમી બહાર નિષ્ફળ કર્યો. સરદારના સેવકો આથી ઉશ્કેરાયા. બંદુકો ઉંચી થઇ. પુનઃ સરદારે હાથ ઉંચા કરી તેઓને બહાર કરવાની મના કરી. સઘળાએ તેની આજ્ઞાને માન આપ્યું. બાદ સરદારે વિકાળ વદને સત્યવીરને ઉદ્દેશી કહ્યું, "અલ્યા! જુવાન વયમાં શા માટે મ્હોતને મળે છે?"

"તે જાણવાની તારે જરૂર નથી. હું મારી ફરજ બજાવી સ્વર્ગમાં જઇશ, પણ તું તો ભયાનક વેદનાથી મરણ પામી રૌરવ નર્કમાં જઇશ. ચાલ, ઉપાડ હથીઆર, કર બંદુકનો બાર; શા માટે કરે છે વાર?" સત્યવીરે ભયાનક ગર્જના કરી તમંચો દાબ્યો. સરદારના ડાબા હાથમાં ઘા થયો. સરદારે ઉસ્કેરાઈ બંદુક ફોડી. ગોળી સત્યવીરના માથા પર થઇ પસાર થઇ. પુનઃ સરદારે બીજો બાર કર્યો. સત્યવીરનો જમણો હાથ વિંધાયો. રક્તની ધાર નીકળી. સત્યવીરે ઉપરા સાપરી બહાર કરી સરદારને જખમી કર્યો. કાળરૂપ સરદારે ઉસ્કેરાઇ સત્યવીર નજીક દોડી જઈ બંદુકના કુંદાનો પ્હાર કર્યો. ખભા પર સખ્ત પ્રહાર થવાથી અને ઘાની અસહ્ય વેદનાથી સત્યવીર જમીન પર પડ્યો. નીચે પડતાં જ તે શુદ્ધ વિહીન થઇ ગયો. જખમી થએલો રાક્ષસી સરદાર ખડખડાટ હશી પડ્યો. તેને થએલા જખમમાંથી લોહી વહેતું હતું પણ તેને તેની ઝાઝી દરકાર નહોતી. તે દુષ્ટાત્મા બેશુદ્ધ સત્યવીર તરફ ધિક્કારમય નજરે જોઇ રહ્યો. કમળાના ગભરાટનો પાર નહોતો. સત્યવીરની દુર્દશા નિહાળતાં જ તેની આંખ્યોમાંથી અશ્રુ વહેવા લાગ્યાં. તે સત્યવીરની નજીક બેસી તેના બેશુદ્ધ શરીર પર હાથ ફેરવવા લાગી. તેને એમ કરતી જોઈ સરદારે તેની નજીક જઇ કહ્યું, "સુંદરી! તું આ મુડદા પર તારા પોયણી જેવા કોમળ હાથ શા માટે ફેરવે છે? એ તો હવે મરી ગયો છે. તું તેના જીવવાની આશા રાખીશ નહિ. તે મરી ગયો તેને માટે તારે ગભરાવાનું કારણ નથી. તારે માટે નવો સંસાર તૈયાર છે. જેટલું સુખ ત્હેં નહિ ભોગવ્યું હોય તેનાથી બમણું મળશે. માટે આંસુ લ્હોઇ ઉઠ ઉભી થા અને મારી સાથે ઘોડા પર બેસી જા."

પાપાત્માના શબ્દો સાંભળી કપટકળાના શોકનો પાર રહ્યો નહિ. તેને પોતાની થનાર દશાનો વિચાર ઉદ્ભવ્યો. દુઃખી કદી સુખી થનાર જ

નથી. આ નિશ્ચય થયો. ત્યારે હવે શામાટે જીવવું? જીવવામાં શું સાર છે? ચાલ, આ દુષ્ટાત્માના હાથેજ મરણુને શરણુ થાઉં. આમ નિશ્ચય કરી કમળાએ તીવ્ર નજરે સરદાર સામે જોયું. સરદાર હસ્યો. તેનું એ હાસ્ય કમળાને ભયંકર જણાયું. કમળાની આંખ્યો રક્ત થઇ. તેણે મરવાનોજ સંકલ્પ કર્યો. તેણે કોમળ પણ મોટા અવાજથી કહ્યું, "પાપાત્મા! તું દુષ્કર્મ કરી મનમાં ફુલાઇશ નહિ, આનો બદલો જરૂર તને વ્હેલો મોડો મળશેજ."

"અલબેલી! તારે આવું બોલવું ના જોઇએ. અરે તું તો મને ઘણીજ વ્હાલી લાગે છે." સરદારે કહ્યું.

"તારી વ્હાલી તારી મા થશે. અહિં તો તારૂં કંઇપણ વળનાર નથી. જો આવો આવીશ તો તારો જીવ લઇશ." આમ કહેતી કમળાએ સત્યવીરની પાસે પડેલો તમંચો ઉપાડી તૈયાર કર્યો. સરદારે તેનું બોલવું હસવામાં ઉડાવી કહ્યું, "દિલદાર! આમ છેક નઠોર શાને થાય છે? આવ, આવ મારા આ હાથમાં દબાઇ જા." કહી તે મદોન્મત્ત સરદાર હાથમાંની બંદુક નીચે મૂકી કમળા તરફ દોડયો. તતકાળ કમળાએ તમંચાના ઉપરાસાપરી બ્હાર કર્યા. હાથ પહોળા કરી ભેટવા જતા સરદારની ક્રૂર છાતીમાં કમળાની જીવલેણુ ગોળીયો ભેદી. અધમ સરદાર કમળાના પગ આગળ ઢળી પડયો. પછી કમળાએ બીજા બ્હાર કરી તેને પૂરો કરી નર્ક કુંડમાં મોકલી આપ્યો. સરદારના સેવકો ઉશ્કેર્યા. તેઓ તરત દોડી આવ્યા અને કમળાને પકડી લઇ તમંચો લઇ લીધો, તેને દોરડાથી મજબુત બાંધી. કમળા બેશુદ્ધ થઇ ગઇ. સેવકોએ સરદારના શરીરને તપાસ્યું. જીવ નથી જણાતાં તેમના શોકનો પાર રહ્યો નહિ. તેમણે સરદારના મૃત શરીરને ઘોડાપર મૂકી દોરડાથી બાંધ્યું. બીજા ઘોડાપર કમળાને નાંખી ઘોડા સાથે સજ્જડ બાંધી

ત્યાંથી પ્રયાણ કર્યું. તેઓ થોડીવારમાં ઘણે દૂર નીકળી ગયા. વિશાળ-રેતાળ પ્રદેશમાં સત્યવીરના શરીર વિના કંઈ રહ્યું નહિ. પ્રભુની ઘટ-માળ ન્યારી છે. પળવારમાં કંઇને કંઈ બને જાય છે.

---

## પ્રકરણ ૨૧ મું.

---

### પરોપકારી પટેલ.

મુજફ્ફરપુરના ઠાકોર રણમલસિંહનો માનીતો, વફાદાર, ધર્મપરા-યણ અમાત્ય–મિત્ર સત્યસિંહ ક્રૂર લુંટારા સરદારની ગોળીથી ઘાયલ થયો અને શુદ્ધવિહીન થઇ રેતાળ રણમાં પડયો. આ વિકટ સ્થાનમાં તેની સંભાળ કોણ લે ? તે શબ તુલ્ય સ્થિતિમાં પડયો હતો. રણજનશૂન્ય હતું. કોઇનો અવરજવર ભાગ્યેજ સંભવે. માર્ગ ભૂલનાર મુસાફરજ દુઃખ સહન કરવા આ રેતાળ પ્રદેશમાં આવી ચઢે અથવા તો લુંટારૂ ટોળીઓ આશાએશ મેળવવા આ જનશૂન્ય પ્રદેશમાં આવી ચઢે. સત્યવીર દુઃખી થવાનેજ આ સ્થળે આવી ચઢયો હતો. પલકવારમાં શુંનું શું બની ગયું. સત્યવીરનું કર્યું કારવ્યું ધૂળ મળ્યું. સત્યવીર શબતુલ્ય અવસ્થામાં ઘણીવાર પડયો રહ્યો, પણ અંતે જગત પ્રતિપાળ પ્રભુને તેની દયા આવી. ફુલસીંગ આવતો જણાયો. તે દોડતે ઘોડે આવતો હતો. ઘોડાના મુખે ફીણ આવ્યું હતું. તેનું શરીર પણ પરસેવાથી તરબોળ થઇ ગયું હતું. તેના હાથમાં પાણીનું પાત્ર હતું. થોડીવારમાંજ તે નજીક આવ્યો. પાસે આવતાંજ તેને ફાળ પડી. તેના હોંશકોશ ઉડી ગયા. તે તત્કાળ ઘોડેથી પડતું નાખી સત્યવીરના શરીર તરફ દોડયો અને તેનું માથું ખોળામાં લઈ રડી પડયો. તેના મનમાં હજારો વિચાર થઈ

આવ્યા. ઘડીવારમાં આ શું થયું? આ શાથી ઘાયલ થયા? કમળા ક્યાં ગઈ? વગેરે અનેક પ્રશ્નો તેના હૃદયમાં થવા લાગ્યા. તેણે સત્યવીરને તપાસ્યો. શરીર લોહીથી રંગાઈ ગયું હતું. ઘામાંથી હજુપણ લોહી વહેતું હતું. તત્કાળ ફુલસંગે વાગેલા જખમપરથી લોહી લોઈ નાખી ઉપર પાટો બાંધ્યો. તે પછી તેણે તેના મુખપર પાણી છાંટવા માંડ્યું. શીતળ જળના સીંચનથી લગભગ અર્ધા કલાકે સત્યવીરે સાવધ થઇ આંખ્યો ઉઘાડી ફુલસીંગના સામે દ્રષ્ટિ કરી. ફુલસંગે દયામય દ્રષ્ટે આશ્વાસન આપી સૂઇ રહેવાનું સૂચવ્યું. સત્યવીર એક કલાક સુધી શાન્ત પડ્યો રહ્યો. બાદ ધીમે ધીમે તેને સ્ફુર્તી આવી. તેણે બેઠા થવાની ઇચ્છા દર્શાવી. ફુલસીંગે તેને ધીમે રહી બેઠો કર્યો. સમય વિતતાં તેનામાં વાત કરવાની શક્તિ આવી. ફુલસીંગે તેને પાણી પાયું. સત્યવીરે ધીમા અવાજે બનેલી તમામ બીના તેને જણાવી કમળાને માટે શોક કર્યો. ફુલસીંગની દીલગીરીનો પણ પાર રહ્યો નહિ. બન્નેમાં મૌન પ્રવર્તાયું. અંતે ફુલસંગ બોલ્યો, "અહિંથી ત્રણ માઇલના અંતર ઉપર એક નાનું ગામ આવેલું છે. ઘણી ખોળને અંતે મને તે ગામની ખબર પડી છે. હું પાણી પણ ત્યાંથી લાવ્યો છું. આપણે ધીમે ધીમે એ ગામમાં જઇ બે દિવસ રહીએ. એટલામાં તમને કંઇક આરામ થશે તો મુજફ્ફરપુર જઇશું."

સત્યવીર ક્ષીણ સ્વરે બોલ્યો, "ભાઇ! તારૂં કહેવું ખરૂં છે. આપણે હવે ગામમાં પહોંચી જવાની ઘણી જરૂર છે. મને અસહ્ય વેદના થાય છે. હા! મારા માટે તારે પણ ઘણું સહન કરવું પડશે."

"મારે કંઈપણ સહન કરવું પડે એમ નથી. તમારા માટે હું જે કાંઇ કરૂં તે ઓછુંજ છે. પણ તમે ચાલી શી રીતે શકશો?"

"મને તું ઉંચકીને ઘોડાપર બેસાડજે અને પછી ઘોડાને ધીમે

ધીમે ચલાવજે. પ્રભુ કરશે તો મને બે દિવસમાં આરામ થઇ જશે." સત્યવીરે કહ્યું.

"જરૂર આરામ થશે. સદ્‌ભાગ્યે જખમ ઉંડો નથી. તેમજ ગોળી પણ અંદર નથી. લોહી ઘણું વહી જવાથી તમને અશક્તી છે. પ્રભુ જલ્દી મટાડી દેશે."

"ભાઈ! મને કમળા માટે ઘણું લાગી આવે છે. હા! તે ગરીબ છોકરીનું શું થશે?"

"તેની રખવાળી ભગવાન કરશે. તમને મટી જશે કે તરત આપણે તેને ખોળવા નીકળી પડીશું. તે પાપીઓને પ્રભુ રીબાવી-રીબાવીનેજ મારશે. હા! શું કરૂં કે હું તે વખતે હાજર નહોતો, નહિ તો જીવન ત્યાં સુધી તમને બન્નેને ઉનો વાયરો પણ વાવા દેત નહિ. અધર્મીઓને હું પૂરા કરત." આમ બોલતો ફુલસંગ રાતોપીળો થઈ ગયો. આ પછી તેઓએ જવાની તૈયારી કરી. તેમના સુભાગ્યે ઘોડાઓ નજીકમાં ચરતા હતા. લુંટારાઓ ઘોડા લઈ જવાનું ભૂલી ગયા હતા. ફુલસીંગ ઘોડા નજીક જવા ઉભો થયો, તે આગળ વધે એવામાંજ એક કૌતક થયું. દૂરથી આવતો એક માણસ હા રામ કહી જમીન પર પડયો. ફુલસીંગે એ તરફ જોયું. સત્યવીરને પણ તે દશ્ય જણાયું. દયામય હૃદયમા દયાનો સંચાર થયો, તરત સત્યવીર બોલ્યો, "ફુલસીંગ! જો, પણે દૂર કોઇ માણસ પડયો છે. બીચારો દુઃખીયો હશે. તું ઘોડાપર બેસી ત્યાં પહોંચી જા અને તેની સારવાર કરી અહિં લઇ આવ."

ફુલસંગે અશ્વારૂઢ થઇ અશ્વને એ તરફ પૂરવેગે દોડાવી મૂકયો. એક પળવારમાં ફુલસંગ ત્યાં પહોંચી ગયો. ઘોડાપરથી નીચે ઉતરતાં તેણે શું જોયું? એક વૃદ્ધ માણસ જમીનપર પડી તરફડતો હતો. મુખથી રામ-રામના મંદસ્વર કાઢતો હતો. ફુલસંગને જોતાંજ તેણે

ઇસારતથી પાણી માગ્યું. ફુલસંગને ખબર પડી કે આ બુઢ્ઢો પાણી વિના તરફડે છે. દયાળુ ફુલસંગે તેને ધીરજ આપી પોતાની સાથે આવવા સૂચવ્યું. વૃદ્ધ બળાત્કારે ઉભો થયો; પણ તરત પાછો નીચે પડ્યો. ફુલસંગે તેનીપર દયા લાવી તેને ઉપાડી ઘોડાપર બેસાડ્યો અને પોતે પણ તેની પાછળ ચઢી બેઠો. બન્ને સત્યવીરની પાસે આવ્યા. ફુલસંગે પ્રથમ નીચે ઉતરી ડોસાને ઉતાર્યો. સત્યવીર જમીનપર લાંબો થઇને સૂતો હતો. વૃદ્ધ તેની નજીક જઇ બેઠો. ફુલસંગે પાણીનું પવાલું ભરી ડોસાના હાથમાં આપ્યું. અતિશય ત્રસાથી કંઠે કાંટા પડેલા બુઢ્ઢાએ શક્તી નહિ છતાં વિજળીની ઝડપે હાથ લંબાવી પ્યાલો લઇ લીધો અને મુખે માંડી પાણી પી ગયો. પાત્ર ખાલી થતાં તેણે બીજું જળ માગ્યું. ફુલસંગે બીજો પ્યાલો પણ ભરી આપ્યો. ચાર પ્યાલા ભરી તેણે તેની તૃષા શાન્ત કરી, પાણી મળવાથી તેને નવું જીવન મળ્યું એમ જણાયું, તેણે ઉપકારના ભારથી દબાઈ ફુલસંગ સામે દયામય નેત્રે જોયું. સત્યવીર પડ્યો રહી આ વૃદ્ધના સામે જોઈ રહ્યો હતો. તેણે હવે ક્ષીણસ્વરે પૂછ્યું, "કાકા! તમે કોણ છો?"

"ભાઇ! હું એક બ્રાહ્મણ છું. આપની કૃપાથી આ બ્રાહ્મણને આજે જીવનદાન મળ્યું છે. શ્રી નારાયણ તમારૂં ભલું કરશે. અરે! જો આ દયાળુ ભાઇ મારી મદદે ન આવ્યા હોત તો હું જરૂર મરી જાત." બ્રાહ્મણે જણાવ્યું.

"તમારૂ નામ?" ફુલસંગે પૂછ્યું.

"મારૂં નામ ગીરજાશંકર ગોર."

"વતન."

"અમદાવાદ."

"આ રણમાં કેમ આવવું થયું?"

"ભાઈ! શું કહું? આ રાક્ષસી રણમાં મારૂં નશીબજ ખેંચી લાવ્યું. મારાં દુષ્કર્મોના લીધે મને જે ફળ મળ્યું છે, તે યોગ્યજ મળ્યું છે. દયાળુ સજ્જનો! મારી કર્મકથા ઘણી લાંબી છે. તે હાલ કહેવા જેટલો સમય નથી, તેમ મારામાં શક્તિ પણ નથી. હું મારા ઉપકારક દાતાઓને જરૂર મારી વાત સંભળાવીશ. મારી વાત સાંભળી આપને કંઈક નવુંજ જાણવાનું મળી આવશે. હવે ટુંકામાં આ એક બે દિવસમા મારી ઉપર ગુજરેલા ગજબની વાત સાંભળો. હું આ-જથી બે માસપર જાત્રાએ નીકળ્યો હતો. ડાકોર, પાવાગઢ, દ્વારકાં, શ્રીનાથજી, કાશી, વગેરે સ્થળોની જાત્રા કરી પાછો આવતો હતો. મારી પાસ બશેર-બશેર ભારની સોનાની ચાર પાટો હતી. હા! એવી અનેક પાટો હતી......" વૃદ્ધથી આગળ બોલી શકાયું નહિ, તેનું ગળું રૂંધાયું, તેનાથી રડી પડાયું. તરત ફુલસંગે કહ્યું, "કાકા! તમે રડશો નહિ, શું તમને કંઈ યાદ આવ્યું છે?"

"હા, પણ એ સઘળી વાત પછી જણાવીશ. જે ચાર પાટો મારી પાસે હતી તે છેલ્લી અને જીવનના આધાર ભૂત હતી. દીલ્હીથી નીકળતાં, મારે બે મુસાફરનો સંગાથ થયો. આ મુસાફરો તાલેવંત જેવા જણાતા હતા. પણ પછીજ એમની ખબર પડી કે તેઓ તો દીલ્હીના ઠગ-ગઠીયા હતા. તે પૈસાદાર જણાતા સફેત શાહુકારોએ મારી સાથે લાગલાગટ સાત દિવસ સુધી મુસાફરી કરી. એટલા દિવસમાં અમારાં મન મળી ગયાં. અમે અરસ્પરસ એક બીજાની છાની ખુલ્લી વાતો જણાવવા જાણવા લાગ્યા, વાતોમાં બદમાસોએ મારી પાસે શું છે તે પણ જાણી લીધું. તેઓ મુસાફરી દરમીયાન મારો બોજો ઉંચકતા, ખાવાનું ભાતું આપતા વગેરે મારી સારી સારવાર કરતા. મને તેમના સંગાથથી ખાવા-પીવામાં એક પૈસાનું પણ ખર્ચ થતું નહિ.

હું ખાવા પીવાનું ખર્ચ બારોબાર નીકળવાથી મનમાં બહુ આનંદ પામતો, પણ અફસોસ ! તે વખતના મારા આનંદે મને હાલ જીવતોજ મશાણમાં મોકલી આપ્યો છે. પારકા પૈસાથી મોજ માણવાની પ્રકૃતિ મને જન્મથી જ પડેલી હતી. હું કંજુસ અને મહા લોભી હતો અને હજી પણ છું. પરંતુ લોભનો અંજામ શું આવે છે તે પ્રત્યક્ષ જોઈ ચૂક્યો છું. મારા લોભથી અને કંજુસાઇથી કેવાં પરિણામ નીપજ્યાં, મ્હેં એકત્ર કરેલા દ્રવ્યની કેવી રીતે કેવી પાયમાલી થઈ વગેરે વાર્તા હું જરૂર આપને જણાવીશ. મ્હેં ઉત્તમ કુળમાં જન્મ લઇ બ્રાહ્મણ નામ ધારણ કરી કસાઇનાં કામ કર્યાં છે. તેના પ્રતાપે જ આ વૃદ્ધાવસ્થામાં પાયમાલ થઇ ભુંડી હાલતે ભટકવાનો વખત આવ્યો છે. તે દીલ્હીના ઠગ કે જેને હું શ્રીમંત ધારતો હતો તેઓની સાથે મુસાફરી કરતો કરતો આ રણની પૂર્વે દશ માઇલ પર આવેલા માંડલપૂર નામના ગામ સૂધી આવી પહોંચ્યો. તે ગામમાં અમે રાત વાસો રહ્યા. સવાર થતાં અમે જાગૃત થયા. આ ગામથી મારા મિત્રો અરે મહાન શેઠીયાઓએ મારાથી જુદા પડવાની પોતાની ઇચ્છા જણાવી. હું આવા સારા સંગાથથી વિખુટો પડીશ જાણી મારા મનમાં કષ્ટ ઉત્પન્ન થયું. મ્હેં તેમની પાસેથી કંઇ દક્ષણા પડાવવાના હેતુથી તેમને જતી વખત પુષ્કળ આશિર્વાદ આપ્યા. મારા તે શ્રીમાન મુસાફરો મારી આશિષ માથે ચઢાવી હસતા-હસતા ચાલતા થયા. આશીર્વાદના બદલામાં કંઇ પણ મળ્યું નહિ ધારીને હું વળી પાછો તેમની પાછળ ગયો, અને ઘણા જ મીઠા શબ્દોમાં મારે ઘેર કોક દિવસ પધારજો કહી મ્હેં વિવેક દર્શાવ્યો. તેમણે પણ મને તેમના ગામ પધારવાનું સૂચવ્યું, મને કંઇક આપશે ધારીને મ્હેં તેમની આગળ ઘણો સમય ગુમાવ્યો, પણ કંઇ પ્રાપ્ત થયું નહિ. છેવટે મારા લોભીયા મને સ્પષ્ટ યાચના કરવાને ઉશ્કેર્યો.

હું ગરીબ બ્રાહ્મણ છું, મને કંઇ તમારા પુણ્યશાળી હાથથી મળવું જોઇએ એમ ચોખ્ખું કહી દીધું. તે બે જણામાંથી એક બટક બોલો હતો તે તરત બોલી ઉઠયો, " મહારાજ ! બ્રાહ્મણથી ભીખ મંગાતી હશે કે ? આગળના બ્રાહ્મણો ભીખ માગતા નહોતા, કોઇની પાસેથી દાન લેતા નહિ અને દક્ષણાને માટે યજમાન આગળ હાથ લંબાવી પવિત્ર હાથને કાળા કરતા નહિ. પણ આજના તમે બ્રાહ્મણો ખરેખરૂં પૂછાવો તો બ્રહ્મરાક્ષસોએ તો ભીખ માગવાના ધંધાને ઉંચી પંક્તિ પર લાવી મૂકયો છે. પૈસા મળવાના હેતુથી તમે ન કરવાનાં કામ કરો છો. જે લોકો તમને પૂજ્ય ગણી વંદન કરે છે, તેમને તમે તમારા સ્વાર્થને માટે ખરૂં ખોટું સમજાવો છો. યજમાનને ત્યાં રાંધવા જઇ ભઠીયારૂં કુટો છો. અરે એથી પણ વધારે તમે પૈસા આપનારના ગુલામ બનો છો. તમને જેનું જમવાનું ના કહ્યું છે, તેનું અન્ન તમે જમો છો. લોખંડ વગેરેનાં દાન લ્યો છો, તમારી સ્ત્રીયો યજમાનના ઘરનું કામકાજ કરે છે. તેમનાં તથા તેમનાં છોકરાંનાં મળમૂત્રવાળાં કપડાં ધૂવે છે અરે એથી પણ નહિ વિરામતાં દ્રવ્યની લાલચે પોતાનું પાતીવ્રત્ય પણ વેચી પોતે અને યજમાનને નર્કના અધીકારી બનાવે છે. મહારાજ ! વધુ કહેવાનો અમને ટાઇમ નથી. બ્રાહ્મણોનાં આવાં દુરાચરણ જોઇ-જાણી અમને તેમની પ્રત્યે તિરસ્કાર આવે છે. તમને આપવાથી કશું ફળ પ્રાપ્ત થતું નથી. તમે બ્રાહ્મણ થઇ વિદ્યાવિહીન રહી નામ બોળ્યું છે. તમારા જેવા બ્રાહ્મણોએ જ આખા ભારત દેશની અધોગતી કરી છે અને હજી કરે જાવ છે. મહારાજ ! ખોટું લગાડશો નહિ. અમે અમારી શક્તિ પ્રમાણે તમને અત્યારે દક્ષણા તો આપીએ છીએ, પણ એટલું યાદ રાખજો કે સમય એવો આવશે કે તમને કોઇ પૂજશે નહિ. જો તમારામાં વિદ્યા હશે અને તમે દેશનું કલ્યાણ

કરવાની ફરજ બજાવશો, તો જનસમાજ તમને પ્રભુ પ્રમાણે પૂજશે પણ જો આથી વિરૂદ્ધ વર્તશો અને તમે ભીખ માગી તમારા અનુયાયીઓને પણ ભીખ માગતાં શીખવાડી દેશની દારિદ્રતામાં વૃદ્ધિ કરશો, તો સમજજો કે આખરે ખાસડાં પડશે, લોકો ધિક્કારશે અને ભીખને બદલે લોકો કપાળમાં ડહામ દેશે. લ્યો, બાપલા! હવે પધારી જાઓ અને સુખરૂપે ઘર ભેળા થઇ જાવ, પણ રસ્તામાં સંભાળજો, આગળ રણ આવે છે. તમારી પાસેની સોનાની પાટોને જાળવજો, નહિ તો કદાચ તેને પણ ગુમાવી દેશો." આટલું લાંબુ ભાષણ કરી તેણે એક રૂપીઓ કાઢી મ્હારા હાથમાં મૂક્યો. હું રૂપીઆ સામું જોઈ રહ્યો. તેઓ રસ્તે પડ્યા. મને પાંચ રૂપીઆની આશા હતી. એક રૂપીઓ મળવાથી મન કકળ્યું. મારા લોભી મને રૂપીઓ આપનારને બે ચાર ગાળો પણ દીધી. તે પછી મ્હેં તે ગામમાં ફરી ભીખ માગી ખીચડી એકઠી કરી. ધર્મશાળામાં ખીચડી તૈયાર કરી હું જમ્યો અને પછી કલાકેક આડો થઇ ત્યાંથી નીકળ્યો. મારો રસ્તો આ રણના કિનારે હોવાથી હું આ તરફ આવ્યો. થોડે દૂર જતાં જ દૂરથી ઘોડેસ્વારોનું મોટું ટોળું ધસમસ્યું આવતું મારી નજરે પડ્યું. સઘળા ઘોડેસ્વારો બીહામણા જણાતા હતા. તેઓ તાડના જેટલા ઉંચા, નાકે બુચા અને માંજરી આંખોવાળા હતા. ખભાપર બંદુકો ભરાવેલી હતી.

આવા ડરામણા બંધવાઓને જોતાં જ હું થરથરી ગયો. મનમાં ભગવાનની સ્તુતિ કરવા લાગ્યો. મને મારા જીવ કરતાં મારી ઝોળીમાં પડેલી સોનાની પાટો વધારે પ્રિય હતી. તે જવાનો ભય લાગ્યો. ઘોડેસ્વારો જોત જોતામાં મારી નજીક આવી મને ઘેરી વળ્યા. હું જડ જેવો બની ઉભો રહ્યો. એવામાંજ તેમાંના એકે કહ્યું "અલ્યા બામણા! ચાલ લુગડાં ઉતાર."

મેં તેનું બોલવું સાંભળ્યું ન સાંભળ્યું કર્યું. આથી ચીડાઇને બીજો બોલી ઉઠયો, "સાલા તુમડાને બંદુકનો કુંદો લગાવ કે જેથી ઝટ બોલશે. મારો બેટો હરામના લાડવા ખાઇને જોને કેવો લઠ જેવો થયો છે? જાણે ભાદરવાની ચરેલી ભેંસ."

તેનું આવું બોલવું મારા મ્હોતને નજીક બોલાવતું હોય એમ લાગવા માંડ્યું. હું આ રાક્ષસોના પંજામાંથી છૂટવાને અનેક તર્ક-વિતર્ક કરવા લાગ્યો, પણ મારાથી એકે યુક્તિ શોધી કઢાઇ નહિ. સત્ય પૂછો તો હું તે જીવતા જાગતા જમદૂતોનાં દર્શન કરતાં જ ગાંડા જેવો બની ગયો હતો. મને કંઈ પણ ભાન નહોતું.

જો કદાચ કંઇકિ પણ ભાન હોય તો તે ફક્ત મારી સોનાની ચાર પાટોનું જ. તેને કેવી રીતે બચાવવી તે જ વિચારમાં મન મર-વાનો ભય ત્યાગી તદ્રુપ બન્યું હતું. એવામાં જ મારી આસપાસ ઘેરો ઘાલી ઉભેલા ઘોડેસ્વારોમાંથી દૂર ઉભેલા એક સ્વારે કહ્યું, "મહા-રાજ! શું વિચાર કરો છો? લુગડાં ઉતારવાં છે કે મેથીપાક જમવો છે? ચાલો, વાર ન કરો, ઝોળીમાં સંભાળી મૂકેલી સોનાની પાટોને અમારી સામે ધરો."

આ શબ્દો સાંભળતાં જ મારાં ગાત્ર ગળી ગયાં. મ્હેં તે બોલ-નારની સામે જોયું. તત્કાળ મ્હેં તેને ઓળખ્યો, તે મને ઉપદેશ આપી એક રૂપીઓ દક્ષણા આપનાર અને ઠેઠ દીલ્હીથી મારી સાથે આવ-નાર અને રસ્તામાં મફત ખાવા આપનાર શ્રીમાન મુસાફર હતો. બીજો પણ તેની સાથે જ ઘોડા પર બેઠેલો હતો. આ વખતે તેમનો દેખાવ ડારામણો હતો. તેમણે લુંટારૂ પહેરવેશ પહેરેલો હતો. તરત જ મને ખાત્રી થઇ કે મારો સંગાથ કરનાર પૈસાદાર નહિ પણ પૈસાના પૂજારી લુંટારા હતા. લુંટારૂ ટોળીના અનેક માણસો જુદા જુદા વેશમાં ફરે

છે અને ગામે ગામ અને નગરે નગર રખડી શીકારની શોધ કરે છે. જાત્રાના સ્થળમાં તેમાંના ઘણા ફરે છે, અને મુસાફરોને ફસાવે છે. આ લુચ્ચાઓએ મને ફસાવવા દીલ્હીથી જ નિશ્ચય કરી મારો સાથ કર્યો. રસ્તામાં મને સારૂં ખવરાવ્યું પિવરાવ્યું અને છેવટે ખવરાવવાથી વધારે કામ મારી જીંદગીનું ધન પડાવી લેવાને વિચાર્યું. હું તેનું બોલવું સાંભળી અવાચક જેવો થઇ દયામણે મુખે તેના સામે જોઈ રહ્યો. તે બન્ને લુચ્ચાઓ હસવા લાગ્યા. છેવટે તેમના પંજામાંથી મૂક્ત થવાને મ્હેં ઘણા કાલાવાલા કર્યા. બ્રાહ્મણ છું એમ અનેક વખતે કહ્યું. તમારી ગાય છું એમ પણ કહ્યું. અરે આખરે રડી પણ પડ્યો. છતાં તે કસાઈઓના ક્રુર પત્થર જેવા હૃદયમાં દયા ઉત્પન્ન ન થઇ તે ન જ થઇ. છેવટે તે ટોળાના સરદારે મારી નજીક આવી તેની ભારે બંદુકનો કુંદો જોરથી મારી છાતીમાં માર્યો. મ્હેં સહન કર્યો. ધડાક દઇ બીજો પડ્યો. હું ચક્કર ખાઇ ભોંય ભેગો થયો. મને લોહીની ઉલટી થઇ. આમ થવા છતાં પણ હું મારી સોનાની પાટોને સંભાળી રહ્યો. મ્હેં તે ચાર પાટોને મારા બન્ને હાથમાં જુદી જુદી પકડી રાખી. રાક્ષસ સરદાર તે લેવાને મારા હાથને વળગ્યો હતો. મારા હાથમાંથી છોડાવવાને તે વારંવાર મારી છાતીમાં, ગાલમાં મુક્કા મારતો હતો. હું તેની દરકાર નહિ કરતાં મારા દ્રવ્યની વધારે દરકાર કરવા લાગ્યો. મ્હેં નિશ્ચય કરી દીધો કે જ્યાં સુધી જીવ રહે, ત્યાં સુધી પાટોનું રક્ષણ કરવું, હું મારા શરીરને લોઢા-લાકડાનું સમજી માર સહન કરવા લાગ્યો. પણ અંતે શરીર તે શરીર. મૂક્કા અને બંદુકોના કુંદાના પ્રહારથી હું અધમુઆ જેવો થઈ ગયો. મને પછી ભાન રહ્યું નહિ. મારા હાથમાંની સુવર્ણ પાટો લઇ લુંટારા ચાલ્યા ગયા. હું તે નિર્જન સ્થાનમાં બે દિવસ અને બે રાત્રિ બેશુદ્ધાવસ્થામાં પડી રહ્યો.

આજ સવારે મને ચૈતન્ય પ્રાપ્ત થયું, હું બેઠો થયો, ભરજંગલમાં દુર્દશા થએલી જોઈ હું ચોધાર અશ્રુએ રડયો, બાદ ત્યાંથી બળાત્કારે ઉભો થઇ પડતો—આખડતો આ તરફ આવ્યો. અહિં આવતાં મને ઘણો વખત વિત્યો, તરસથી ગળે કાંટા પડયા, થાક, માર, તરસ વગેરે કષ્ટોથી છેવટે તો રામનો ઉચ્ચાર કરી હું ધરણી પર ઢળ્યો, પણ ભગવાન દયાળુ છે, તે મને મરવા કેમ દે ?

આ દયાળુ બંધુ તત્કાળ મારી પાસે દોડી આવ્યા અને મને અહિં લઇ આવ્યા. ભાઇઓ ! મારી દશા મારા કર્મે જ થઇ છે, હવે જ મને સત્ય—અસત્યની ખાત્રી થઇ છે.

જેમ આંખ્યો આગળથી અંધારૂં એકદમ દૂર થાય અને પ્રકાશ જણાય તે પ્રમાણે મને હવે સત્યનું દર્શન થયું છે, મારૂં દ્રવ્ય જવાથી મને હવે શોક થતો નથી. દ્રવ્ય વખતે જે ઉદ્વેગ હતો, તે હવે નથી, હાલ મને પૂર્ણ શાન્તિ છે. દયાળુ સજ્જનો ! તમે આજે એક બ્રાહ્મણને મ્હોતના મુખથી બચાવ્યો છે, ભગવાન તમારૂં ભલું કરશે." આવી રીતે તેની વિતક વાર્તા કહી ગીરીજાશંકર ગોર મૌન રહ્યા, ફુલસીંગ ધ્યાનપૂર્વક વાત સાંભળી રહ્યો હતો, વાર્તા પૂરી થતાં તેણે સત્યવીર તરફ દૃષ્ટિ કરી. બ્રાહ્મણ વાત કરતો હતો, તે વખતે સત્યવીરને વાગેલા જખમમાં વેદના થતી હતી; પણ હીંમતવાન સત્યવીર તે વેદના કોઇને નહિ જણાવતાં વાત સાંભળી રહ્યો હતો. મહારાજની વાત પૂર્ણ થતાં તેણે ફુલસંગ પ્રત્યે કહ્યું, " ભાઈ! હવે આપણે જલ્દીથી ગામમાં ચાલો, મને બહુ દર્દ થાય છે."

તરત ફુલસીંગ ઉભો થયો, તેણે એક ઘોડાપર ગીરજાશંકરને બેસવાનું સૂચવ્યું, મહારાજ તેના ટેકાથી ઘોડે ચઢયા, તે પછી ફુલસંગે સત્યવીરને ધીમેથી ઉપાડી ઘોડા પર બેસાડયો અને ત્રીજા ઘોડાની

લગામ ભુદેવના હાથમાં આપી ચાલવાનું સૂચવ્યું. ગીરજાશંકરને ઘોડે બેસતાં સારી રીતે આવડતું હતું, આથી તેમણે ઘોડાને પગની એડી મારી દોડાવ્યો. કમળાવાળો ખાલી અશ્વ પણ જોડે જવા લાગ્યો. બાદ ફુલસીંગ સત્યવીરની પાછળ ઘોડાપર ચઢી બેઠો અને સત્યવીરને મજબુત પકડી અશ્વને ચલાવ્યો. લગભગ એક કલાકે તેઓ એક નાના ગામડામાં આવ્યા. સાંજ પડી હતી, અંધારૂં થયું હતું, લોકોના ઘરમાં દીવાનાં કોડીયાં બળતાં હતાં. ગામ બહુ મોટું નહોતું, આશરે સોએક ઘરનું ગામ હતું. ગામનું નામ કલ્યાણપર હતું. વસ્તી ઠાકરડા અને કણબીની હતી. ખેતરમાંથી આવેલા લોકો વાળુ કરી ઘરના આંગણામાં પડોશીઓ સાથે બેસી હુક્કા ગગડાવતા અનેક પ્રકારની વાતો કરતા હતા. ફુલસંગે મહારાજને આગળ વધતા અટકાવી પોતે આગળ થઇ એક માણસને પૃછ્યું, "ભાઇ! આ ગામમાં ધર્મશાળા છે કે ?"

"નારે ભયા! આ નાનકડા ગામમાં ધરમશાળા તે ક્યાંથી?" તે માણસે કહ્યું.

"ત્યારે અમને કોઇ સ્થળે ઉતારો મળી શકશે ?" પુનઃ ફુલસંગે પૃછ્યું.

"તમે કોણ છો અને ક્યાંથી આવો છો તે જણાવો તો કદાચ તમારૂં ઠેકાણું પડે ?" પુનઃ તે માણસે કહ્યું.

ફુલસંગે વર્તમાન વાત કહી સંભળાવી. ગ્રામ્યનિવાસી ભોળા મનુષ્યને આ કષ્ટથી પિડીત પ્રવાસીઓ પ્રત્યે કરૂણા ઉપજી. તેણે કહ્યું, "ભાઇ! આ ગામમાં એક ચોરો છે, પણ તે હાલ પડી ગયો છે, તેમાં એક ઓરડી આખી છે; પરંતુ આજે ગામના હવાલદારને ત્યાં તેમના મહેમાન આવ્યા છે; તેથી તે ઓરડો ખાલી નથી. અહિંથી

જતા આવતા મુસાફરો-જાત્રાળુઓ ત્યાંજ મુકામ કરે છે. પણ હવે રાત પડી છે. તમે અજાણ્યા છો, મારે તમારા માટે કંઈ કરવું જોઇએ; કારણ કે આ ગામનો પટલ હું છું. મારા ગામમાં આવતા જતા પરદેશીઓને હું રાતવાસો આપી ખવાડી-પીવાડીને જ વિદાય કરૂં છું. મારે આંગણે આવેલાં માણસો નિરાશ થઇને જતાં નથી. મને જે જાર-બાજરી મળે છે તેનાથી હું દરેકની પરોણાગત કરૂં છું. તમે ગભરાશો નહિ, આ મારૂં ઘર છે, તેની પાછળ મારી એક ડેલી આવેલી છે, તમે મારી પાછળ આવો; હું તમારા રહેવાનો બંદોબસ્ત કરી આપું." આમ કહી તે પરગજુ પટેલે પટલાણી પાસે દીવાનું કોડીયું મંગાવી પોતાના હાથમાં લઇ આગળ ચાલવા માંડયું. ત્રિપુટી તેની પાછળ-પાછળ જવા લાગી. ગામના લોકો અસુરે આવેલા પરદેશી ઘોડેસ્વારોને જોવા એકત્ર થયા. તેઓ પણ ઘોડાઓની પાછળ ચાલ્યા. રસ્તામાં ચાલતાં ફુલસંગે પટેલનું નામ પૂછ્યું. જવાબમાં પટેલે પોતાનું નામ રેવનદાસ જણાવ્યું, પટેલ પરગજુ હતો. તેણે પોતાના ઘરની પાછળ આવી એક નાનું ડહેલું ઉઘાડયું. ડહેલું નાનું હતું, પણ સ્વચ્છ હતું. પટેલે હાથમાંનો દીવો ગોખલામાં ગોઠવી પાસે ઉભેલા એક છોકરાને કહ્યું કે, અલ્યા ખોડીયા ! જા, મારૂં નામ દેઇને બલાખીરાથને બોલાવી લાવ. જા, વ્હેલો આવ. "

"અરે હું તો આ આવ્યો બાપા." કહી ખોડીયો ત્યાંથી દોડી ગયો અને થોડીવારમાંજ એક હજામને બોલાવી લાવી ત્યાં હાજર થયો. રેવનદાસ પટેલે હજામને પથારીઓ પાથરવાનું કહ્યું. હજામે સારી તળાઇઓ બીછાવી સુંદર બીછાનાં તૈયાર કર્યાં. તે પછી પટેલે તેને ઘોડા બાંધી ઘાસ નીરવાની આજ્ઞા કરી. તે આજ્ઞાનો અમલ પણ જલ્દી થઇ ગયો. ફુલસંગે પટેલનો ઉપકાર માની સત્યવીરને પથારીમાં સૂવાર્યો.

પટેલે વાળુનું પૂછયું. રાત વિતેલી હોવાથી સત્યવીરે ના પાડી પણ પટેલે માન્યું નહિ. પટેલના આગ્રહથી ગીરજાશંકરે ચૂલો સળગાવી ખીચડી ઓરી. સત્યવીરે મંદઅવાજે પટેલનો ઉપકાર માન્યો. પટેલ હસ્યો, બીચારો ખુશી થયો. ફુલસંગે લુંટાયાની અને ઘવાયાની વાત કરી. લુંટારાની વાત સાંભળી પટેલ બોલ્યો, “ આજકાલ લુંટારાનો ભો ઘણો વધી ગયો છે, એકલદોકલથી તો ગામ ગમાંતરે જવાતું પણ નથી, આખા મલકમાં આમનું આમ ચાલી રહ્યું છે. અમારૂં ગામ નાનું છે, વળી રેતાળ રણ આવેલું છે, લુંટારાઓ કોક કોક દહાડો અહિં પણ આવી ચઢે છે. અમે તરવારો કામઠાં લઇ તેમની સામા થઇએ છીએ. આથી મારા દીચરાઓ ભાગી જાય છે. જો અમે ગફલતમાં રહ્યા તો તે લુંટી જાય; પણ અમે ઉગ્યાથી તે આથમ્યા સુધી તરવારો, કામઠાંથી સજ્જ-લાજ રહીએ છીએ. ભાઇ! આ સમો ખોટો આવ્યો છે. ગામના રાજા, ઠાકોરો એકબીજાની જોડે લઢી મરે છે; પણ પોતાના ગામનું શું થાય છે તેનું ધ્યાન રાખતા નથી. આવા હંગામમાં દાદ-ફરી-યાદ પણ કોને કરવી? હોવે પોતપોતાનું હંભાળવું એવો ઘાટ થઇ પડયો છે. પણ ગઇ કાલે મારા ગામનો એક છોકરો મમઇથી આયો છે તે ખબર લાવ્યો છે કે વિલાયતના સાહેબ લોકો લુંટારા-ચોર-ધાડ-પાડુઓને સજા કરી રૈયતનું રક્ષણ કરે છે, તે ટોપીવાળાઓ તેમના માણસો સાથે ડેર-ડેર ફરી હરામખોરોને પકડે છે. ભગવાન્ ભલું કરજો એમનું કે તેઓ આપણા દેશમાં આવ્યા. નહિતો જતે દહાડે હરામખોરો ગામડાં-શહેરોને ખેદાન-મેદાન કરી મૂકત. ધાડપાડુઓ વગેરે લુચ્ચાઓની ઘણી ટોળીઓ છે. હજી તેમને ઝાલતાં ને વશ કરતાં દહાડાના દહાડા વીતી જશે. બીચારા ટોપીવાળા સાહેબોને બહુજ મહેનત પડશે.” આટલું કહી પટેલે હજામ પાસે હુક્કો મંગાવી પીવા માંડયો. સત્યવીર આ ભોળા પટેલની વાત સાંભળી મનમાં

બોલ્યો કે, "હા! કેવું નિખાલસ હૃદય! શહેર અને નગરોમાં રહેતા શ્રીમાન્ અને મનુષ્યોમાં આવું હૃદય જોવામાં આવતું નથી. આ ગ્રામ્ય નિવાસી જનમાં શુદ્ધતા–નિષ્કપટતા ભરેલી છે, ત્યારે શહેરીજનમાં દુષ્ટતા અને સ્વાર્થ પિપાશા ભરેલી છે. આ ગ્રામ્યજન પરદેશીઓની પરોણાગત કરીં આનંદ માને છે; ત્યારે શહેરીજન પોતાને ત્યાં આવેલા પોતાના સંબંધી મ્હેમાનની સરભરા સંકુચીત મને કરી મહેમાન જલ્દી ક્યારે જાય એમ ઇચ્છે છે. ધન્ય છે આવા ગ્રામ્ય જનોને. બીચારા આવા જનોને શહેરીઓ અજ્ઞાન અને ગામડીયા કહી નીંદે છે; પણ એ નીંદાને લાયકતો શહેર–નગર નિવાસી જનોજ છે. તેઓ આવું પવિત્ર અંતઃકરણ ધરાવી શકતા નથી. તેમના આનંદમાં અને અને આ ગરીબ ગામડીયાના આનંદમાં ફેર છે. આ ગ્રામ્યવાસીનો આનંદ સ્વર્ગીય છે, અને શહેરીઓનો કૃત્રિમ–ક્ષણીક છે. મારા અજ્ઞાન બંધુ! તારો આનંદ સદાકાળ રહો." આટલું મનમાં બોલી સત્યવીરે ઉપકારની લાગણી દર્શાવતાં નેત્રોવડે રેવનદા પટેલ સામે જોયું. તેને પોતાની સામે જોતા જોઇ પટેલ બોલ્યા, "ભા! બાપુ! મટી જશે હોં, હમણાં તું થોડીક ખીચડી ખાઇ લે; પછી આ રાથ તને મલમનો પાટો બાંધશે. અમારા આ રાથ મલમપટા કરવામાં ઘણાજ હુંશીયાર છે. બેત્રણ દહાડામાં તો મટી જશે અને પરભુ કરશે તો હરતા ફરતા પણ થઇ જવાશે." પટેલનું બોલવું સાંભળી સત્યવીરે હસી દીધું. ખીચડી તૈયાર થઇ. ત્રીપુટીએ વાળુ કરી લીધું. બાદ બલાખીરાથે દવાઓ–મલમ વગેરેની એક નાની પેટી લાવી સત્યવીરના જખમપર મલમની પટી લગાવી ઉપર પાટો બાંધી દીધો. સત્યવીર સુઇ રહ્યો. ફુલસંગ અને ગીરજાશંકરે મોડા સુધી પટેલની જોડે વાતો કરી. મધ્યરાત થતાં પટેલ તેમને વ્હેલા ઉઠવાનું સૂચવી રસ્તે પડ્યા. ગામના બીજા લોકોતો ક્યારનાએ વેરાઇ ગયા હતા. હજામ પણ

મલમ પટો કરી રવાના થયો હતો. આ અજ્ઞાન હજામ વૈદ્યના મલમ પટાથી થોડીવારમાંજ સત્યવીરના જખમની બળતરા ઓછી થઇ. બળતરાને બદલે થંડક થઇ અને તેથી સત્યવીર શાન્ત નિદ્રામાં પડયો. નિદ્રામાં દુઃખ શોક તમામ ભૂલી ગયો. તેના નિંદ્રીત થયા પછી અને પટેલના ગયા પછી દીવાને ગુલ કરી ફુલસંગ અને ગોર મહારાજ પણ પથારીમાં આડા થયા. ફુલસંગ થોડી વારમાં ઉંઘી ગયો; પણ ભુદેવની પર નિદ્રાએ કૃપા કરી નહિ. પોતાની થએલ દુર્દશાના વિચારો તેને આ મધ્યરાત્રિએ થવા લાગ્યા. જુવાન વયથી તે આજ પર્યંત કેડે કાંકરો મૂકી, સાચાં જુઠાં કરી એકત્ર કરેલું તમામ ધન જોતજોતામાં નાશ પામવાથી બીચારા ગોર મહારાજને સુખેથી નિંદ્રા કેવી રીતે આવી શકે ? પાસે એક ફૂટી બદામ પણ રહી નહિ, ઘેર જઇ શું કરીશ ? શું ખાઇશ ?

આ ઘડપણમાં શું થશે ? માંદો પડીશ તો શી દશા થશે ! પૈસા વિના મારી ચાકરી કોણ કરશે ? શું મારે બુરી હાલતે મરવું પડશે ?” આવા અનેક પ્રકારના વિચારમાં ગીરીજાશંકર તદ્રૂપ થયો. અનેક વિચારોને અંતે પાસાં ઘસતો બ્રાહ્મણ આખરે ઉંઘી ગયો. અંતે મોટું પરોઢ થયું. રેવનદા પટેલનાં ઘરનાં મનુષ્યો જાગૃત થયાં. પટેલ પરભાતીયાં લલકારવા લાગ્યો. પટલાણી વલોવવા લાગ્યાં. ઠંડા પહોરે વલોણાનો સ્વર આનંદજનક લાગવા માંડયો. ઘંટીઓના ઘોર પણ સંભળાતા હતા. ગામનાં અનેક ગૃહોમાં આવી રીતે કાર્ય ચાલી રહ્યું હતું. આ વખતે સત્યવીર જાગૃત થયો હતો. તે પથારીમાં પડયો પડયો પ્રભુનું નામ રટતો હતો. જખમપર લગાવેલા મલમથી દુઃખાવો મટી ગયો હતો. પ્રભુ સ્મરણમાં પ્રાતઃકાળ થયો. રેવનદાએ આવી ડેલાનાં બારણાં ધકેલી બૂમ મારી કે, “ભાઇઓ ! જાગ્યા છો કે ?”

" હા, આવો." કહી જાગતા સત્યવીરે ધીમે ધીમે ઉઠી દ્વાર ઉઘાડયાં. સત્યવીરને જોઈ પટેલે હસીને કહ્યું, "બાપલા ! તું શું કરવા ઉઠયો ! સૂઈજા, ક્યાંક પાટો ખસી જશે તો વળી પાછો દુઃખાવો શરૂ થશે !"

સત્યવીરે પથારીમાં બેસતાં કહ્યું, "આપની કૃપાથી મારૂં અર્ધું દર્દ તો ઓછું થઈ ગયું છે. આપે અમારી પર ઘણી જ દયા દર્શાવી છે."

" નારે ભા ના, એમાં તે મ્હેં શું મોટી દયા દેખાડી છે ? ભગવાનની જ દયા છે." પટેલે ઉદ્દગાર કાઢયા. થોડીવારે ફુલસંગ અને ગીરજાશંકર પણ જાગૃત થયા. ફુલસંગ દાતણ પાણી લઈ આવ્યો. સઘળા દાતણ પાણી કરી નિવૃત્ત થયા. પટેલે સીધુસામાન લાવી આપ્યું, ગોર દેવતા સ્નાન કરી રસોઇમાં પેઠા. મધ્યાન્હકાળે સઘળાએ જમી લીધું. પટેલ ખેતરમાં ગયા હતા, તે બે વાગ્યાના સમારે માથાપર ઘાસનો ભારો મૂકી ઘેર આવ્યા અને ભારો પરસાળમાં નાખી હાથમાં હુક્કો લઇ મ્હેમાનો પાસે આવી બેઠા. વિવિધ પ્રકારની વાતો થવા લાગી. આવી રીતે આનંદમાં પાંચ દિવસ વીતી ગયા. સત્યવીરને આરામ થયો હતો. જખમપર મલમનો છેલ્લો પાટો હતો. પાંચ છ દિવસે પૂર્ણ રૂઝ વળવાનો સંભવ હતો. પટેલની સરભરાથી સત્યવીર આનંદ પામ્યો. તેણે છઠ્ઠે દિવસે પટેલને પાસે બોલાવી જવાની ઇચ્છા જણાવી. તેના મિલનસાર સ્વભાવથી પટેલ ઘણો ખુશી થયો હતો, તેણે બે દિવસ વધુ રહેવાનો આગ્રહ કર્યો. સત્યવીરે જવાનું કારણ જણાવતાં પોતાની સત્ય ઓળખાણ આપી. પટેલ આભો બન્યો, તેની આંખોમાં ઝળઝળીઆં ભરાઇ આવ્યાં; અને આવા મોટા માણસને મ્હેં તુંકારા કર્યાં જાણી તેને બહુ લાગી આવ્યું, તેણે ધ્રૂજતા અવાજે

કહ્યું, "તમે મને માફ કરજો, મ્હેં તમને ઓળખ્યા વિના હુંકારા તુંકારા કર્યા છે. તમારી સારી સેવા ચાકરી થઇ નહિ. અરેરે તમે મને પહેલેથી કેમ જણાવ્યું નહિ?"

સત્યવીરે હસ્તા મુખે કહ્યું, "પટેલ ! શામાટે શોક કરો છો? તમે અમારી જેવી સેવા ચાકરી કરી છે; તેવી કોઈ નજીકનો સગો પણ કરે નહિ. તમારી સારવારથી જ મને જલ્દી આરામ થઇ ગયો છે, અમારે માટે તમે ઘણોજ શ્રમ ઉઠાવ્યો છે. વળી તમે મોટા છો, મોટા માણસ નાનાને તુંકારા કરે તો નાનાંએ ખોટું લગાડવું જોઇએ નહિ. તમારા બોલવાથી મને બહુ આનંદ પડતો હતો. પટેલ! મનમાં દીલગીર થશો નહિ. હું મુજફરપુર જઈ તમારે માટે સારી વ્યવસ્થા કરીશ. તમારી મહેનતનો સારો બદલો અપાવીશ. પ્રભુ તમારૂં ભલું કરો."

સત્યવીરના શબ્દોથી બિચારો પટેલ ગળગળો થઇ ગયો. તેણે ગીરજાશંકરને પાંચ રૂપીઆ દક્ષણા આપી. ગોર મહારાજે ખુશી થઈ તેને આશીષ આપી. ફુલસંગે ઘોડો તૈયાર કર્યો. ત્રિપુટી પટેલને મળી ભેટી ઘોડેસ્વાર થઈ. પટેલ થોડે સુધી વળાવવાને ઘોડો મંગાવી સ્વાર થયો. ચારે જણા ગામની બહાર નીકળ્યા. ગામની બહાર નીકળતાંજ ચારે જણાએ ઘોડાને પૂર વેગે દોડાવી મૂક્યા. જોતજોતામાં તેઓ ગામથી છ માઇલ દૂર આવ્યા.

થોડેક દૂર જતાં બે માર્ગ આવ્યા. પટેલે સઘળાને ઉભા રહેવાનું કહ્યું. ઘોડા આગળ વધતા અટકયા. સત્યવીરે આગળ જણાતા બે માર્ગ વિષે પૂછ્યું. પ્રત્યુત્તરમાં પટેલે જણાવ્યું કે, આ બે માર્ગમાંનો એક અમદાવાદ તરફ જાય છે અને આ બીજો જમણા હાથ તરફનો મુજફરપુર જાય છે. અહિંથી અમદાવાદ ચાલીસ ગાઉ

અને મુજફ્ફરપુર પાંત્રીસ ગાઉ દૂર છે. રસ્તો વિકટ નથી. અનેક મુસાફરો અને વણજારાની પોઠો આવતી જતી જણાશે.

સત્યવીરે પટેલનો ઉપકાર માની તેને પાછા જવાનું કહ્યું. પટેલ વિખુટો પડતાં ગળગળો થયો. તેણે બે હાથ જોડી ફરીથી પધારવાનું કહ્યું. સત્યવીરે જરૂર આવીશ અને તમને મુજફ્ફરપુર બોલાવીશ વગેરે આશ્વાસનસૂચક શબ્દો સંભળાવી પટેલને વિદાય કર્યો. પટેલે ઘોડાને ગામ તરફ દોડાવી મૂકયો. નિખાલસ હૃદયનો રેવનદા વારંવાર પાછું વાળી જોતો હતો. સત્યવીર અને તેની સાથેનાઓ પણ પટેલ દેખાયો ત્યાં સુધી તેની પાછળ જોઈ રહ્યા. ગ્રામ્ય નિવાસી નિષ્કપટી પટેલની સત્યવીરે પ્રશંસા કરી કહ્યું કે, એના જેવો પરગજુ માણસ મ્હેં હજુ સુધી કોઇ સ્થળે જોયો નથી. તેની પરોણાગતથી હું અતી પ્રસન્ન થયો છું. એક સગો ભાઈ પણ ન કરી શકે એવી તેણે આપણી સેવા ચાકરી કરી છે. તેના પ્રયાસથી હું જલ્દી સાજો થયો છું. પટેલ! મારા મિત્ર ! ત્હેં એક સગા ભાઇની ગરજ સારી છે. તારો ઉપકાર હું જીવનપર્યંત ભૂલનાર નથી. સમય મળતાં ઉપકારનો બદલો જરૂર વાળીશ! આમ બોલતા સત્યવીરે ગોરમહારાજ સામે જોઇ પૂછ્યું, “ કહો મહારાજ ! હવે આપનો શો વિચાર છે ?”

“ વિચાર શાનો મારા મહેરબાન ? ” ગીરશંકરે ચમકીને પૂછ્યું.

“ અમદાવાદ જવું છે કે અમારી સાથે આવવું છે ? ” સત્યવીરે પૂછ્યું. બ્રાહ્મણ વિચારમાં પડયો. શું જવાબ આપવો તેની સમજ પડી નહિ, પુનઃ સત્યવીરે પૂછ્યું,

“ કેમ વિચારમાં પડયા ? જો અમદાવાદ જવું હોય તો તમારે આ રસ્તે જવાનું છે. ”

બ્રાહ્મણે દીન વદને સત્યવીર સામે નિહાળી કહેવા માંડ્યું,

" દયાળુ ! મ્હેં હવે સત્ય બોલવાની પ્રતિજ્ઞા કરી છે, મારૂં આખું જીવન અસત્યમાંજ ગયું છે. અસત્યનું ફળ મને બરાબર મળ્યું છે. જો આપ મહેરબાન મારા હૃદયની ઇચ્છા જાણવા ચહાતા હો તો હું જણાવું છું કે મારી ઇચ્છા અમદાવાદ જવાની હવે બીલકુલ છે જ નહિ. મારૂં ત્યાં કોઇ સગું વ્હાલું નથી. ફક્ત ઘર અને થોડુંક રાચરચીલું છે. તેનું ગમે એમ થાઓ. મને તેની ઝાઝી દરકાર નથી. અમદાવાદ જવાનું સાંભળી હું ધ્રુજું છું, મારૂં મન ચિંતાતુર બની જાય છે; મારે હવે તે શહેરમાં જવું નથી."

"ત્યારે કયાં જશો ? શું કોઇ પ્હાડ-પર્વતની ગુફામાં જઇ રહેશો ?" ફુલસંગે પ્રશ્ન કર્યો.

" ના, મારી ઇચ્છા તમારી સાથે મુજફ્ફરપુર આવવાની છે. હું તમારા જેવા પવિત્ર પુરૂષોના સહવાસથી જીવન સફળ કરવા ઇચ્છુંછું, પાપમય ભવિષ્યને પુન્યવંતું બનાવવા ઇચ્છું છું." બ્રાહ્મણે કહ્યું.

ફુલસંગ ગંભીર મુખે બોલી ઉઠ્યો, " મહારાજ ! તમે પણ ઠીક જણાવ છો ? જ્યારે તમને બચાવ્યા ત્યારે ઉલટા અમનેજ વળગી પડો છો. કહેવત છે કે, ભાટ બ્રાહ્મણને લગીર કહ્યું હોય તો આખું લઇ પડે છે. ઢારમાં બેસવાનું કહ્યું કે તરત ઘરમાં પ્રવેશ કરે છે. તમારાથી તો પ્રભુ તોબાહ."

સત્યવીરે હસતા વદને બ્રાહ્મણને પૂછ્યું, " પણ તમે અમારે ત્યાં રહી કરશો શું ?"

" ભગવાનનું ભજન કરીશ, તમારી સેવા કરીશ, કહેશો તો રસોઈ બનાવીશ. મને ખાવાનું મળશે એટલે બસ, મારે બીજું કાંઇ જોઇતું નથી. તમે સજ્જન છો, તમારા ટૂંક સહવાસથી મારા હૃદયમાં

રહેલો ફગી નાશ પામ્યો છે અને તેથી જીવતરની સફળતા શામાં છે તેનું મને પૂર્ણ જ્ઞાન થયું છે, મને કૃપા કરી સાથે લઈ જાઓ. આ બ્રાહ્મણની આંતરડી જીવશે ત્યાં સુધી આશિષ દેશે. ”

સત્યવીરને તેની દયા આવી. તેણે બ્રાહ્મણને સાથે આવવાનું કહ્યું. ગીરજાશંકરના આનંદનો પાર રહ્યો નહિ. તેણે અનેક આશિષ વચનો સંભળાવ્યાં. બાદ તેઓએ અશ્વોને દોડાવ્યા. રાત પડતાં તો તેમણે વીસ ગાઉ કાપી નાખ્યા. એક ગામ આવ્યું. ત્યાં રાત વાસો કર્યો. સઘળા મોટે પરોઢીએ જાગૃત થયા. દાતણ–સ્નાન ઇત્યાદી કરી ઘોડે ચઢયા. આ ગામથી મુજફ્ફરપુર પંદર ગાઉજ દૂર રહ્યું હતું. આજે જરૂર ઘેર પહોંચી જઇશું એમ જાણી સત્યવીરના હૃદયમાં અપાર આનંદ થતો હતો. પોતે ઘણા દિવસથી ગૂમ થઈ જવાથી ત્યાં શું થયું હશે ? મારા વિશે કેવી વાતો ચાલતી હશે ? મારી પ્રિયતમા શું કરતી હશે ? તેના કલ્પાંતની સીમા નહિ હોય, તે આજે મને જોતાં જ ગાંડીઘેલી થઇ જશે. આમ વિચારતો સત્યવીર ઘોડાને દોડાવે જતો હતો, તેની પાછળ બ્રાહ્મણ અને ફુલસંગ જતા હતા. અશ્વો પૂર વેગે મુજફ્ફરપૂર જતા હતા. સાંજ પડતાં પહેલાં તો તેઓ મુજફ્ફરપુરની સરહદમાં પ્રવેશ્યા.

## પ્રકરણ ૨૨ મું.

### પ્રથમની કેટલીક વાતો.

જે સમયની આપણી આ વાત ચાલે છે, તે વખતે સર્વત્ર અરાજકતા વ્યાપેલી હતી. રાજાઓ, ઠાકોરો પરસ્પરમાં લઢી મરતા હતા. મોગલ સત્તા નિર્બળ થઇ હતી. ગાયકવાડ પેશ્વામાં ઝગડા ચાલતા હતા.

બળવાન થાવી જતા હતા. મારે તેની તરવાર એવો ઘાટ થઇ પડયો હતો. ચોર, લુંટારા, ઠગ, ચાંચીયા, ફાંશીયા, પીંઢારા, કાઠી વગેરે સર્વત્ર લુંટફાટ ચલાવી રહ્યા હતા. વલંદા, ફ્રેંચ, અંગ્રેજો પણ આ ભૂમિમાં પ્રવેશી ચુકયા હતા. તેઓના વ્યાપારાદી કાર્યોમાં પણ સખ્ત હરીફાઇ ચાલી રહી હતી. તેઓ એકબીજાને ઇર્ષ્યાની નજરથી જોતા હતા. તેઓ પરસ્પરમાં લઢતા રાજા, નવાબોને પોતપોતાની મદદ આપી પોતે પણ પરસ્પર યુદ્ધરંગ ખેલતા. જનસમાજપર આફતનું ભયંકર વાદળ ઘેરાએલું હતું. દરેકના જીવ જોખમમાં હતા. દિવસ ઉગે, રાત્રિ પડે અને પછી બીજાદિવસે જીવતા રહેનાર પ્રભુનો ઉપકાર માનતા. આજે અમુકના ઘરમાં ચોરી થઈ, આજે ફલાણા ગામમાં ધાડ પડી, આજે ફલાણાશેઠનું ખૂન થયું અને તેમની સ્ત્રીને બદમાસો ઉપાડી ગયા, આજે પેશ્વાનું લસ્કર નીકળી ચૂકયું છે, નવાબે અંગ્રેજોની સ્હાય માગી છે. વલંદા અને અંગ્રેજોમાં પણ સળગ્યું છે વગેરે અનેક પ્રકારના ગામ ગપાટા ચાલી રહ્યા હતા. આવા વિષમ સમયે ફ્રેંચ વલંદાઓ કરતાં અંગ્રેજો ઘણું સારૂં કાર્ય બજાવતા હતા. તેઓ જોકે વ્યાપારી હતા, પણ ઘણા કાર્યદક્ષ હતા. આ સાથે તેમનામાં દયા હતી. પ્રમાણીકતાના ગુણોમાં પણ સર્વાંશે ચઢીઆતા જણાતા હતા. વ્યાપારમાં શી રીતે આગળ વધવું, કેવા પ્રકારે આ સુવર્ણભૂમિમાંથી કાંચન ગ્રહણ કરવું? આ મૂળમંત્ર તેઓ બરાબર જાણતા હતા. ફ્રેંચ વલંદાઓ પર વ્યાપારમાં તેમણે સરસાઈ મેળવી હતી. આગલા બે વ્યાપારીઓ કરતાં તેમણે ઘણા મિત્રો પણ મેળવ્યા હતા. ભલા અંગ્રેજ વ્યાપારીઓ પરસ્પર લઢતા રાજા મહારાજાઓને સમજાવતા અને પોતાની મદદ યાચનારને ખુલ્લા દિલથી મદદ આપતા. સમય કહો યા ભાગ્ય કહો; પણ જેના પક્ષમાં અંગ્રેજો હોય તેને સત્વરે વિજય પ્રાપ્ત થતો, આથી વિજયની ખુશાલીમાં ઉદાર દિલના ભારત ભૂપતિઓ પોતાના

વિદેશી વ્યાપારી મિત્રો સ્હાયકોને મોટી મોટી જાગીરો ઇનામમાં આપતા. આવી રીતે કાર્યદક્ષ અંગ્રેજોએ ભારતવર્ષમાં પોતાની સત્તા જમાવવા માંડી હતી. સમય વિતતાં એ વ્યાપારી પુરૂષોએ પોતાના દેશથી સૈન્ય મંગાવી યુક્તિ પ્રયુક્તિથી રાજ્ય મેળવવા માંડ્યું. દિનપ્રતિદિન તેમની સત્તા જામતી ગઇ, પોતાના તાબાની જાગીરો, ગામો,શહેરોમાં સુખ શાન્તિ ફેલાઈ. ઉપદ્રવથી ત્રાસેલી પ્રજા જુલ્મમાંથી મૂક્ત થઈ. ગરીબડી પ્રજા એ સુચતુર વ્યાપારીઓને આશિષ આપવા લાગી અંગ્રેજો પ્રજાનું રૂડી રીતે પાલન કરવા લાગ્યા. ચોર, લુંટારા, ફાંશીયા વગેરેનો નાશ કરવાનો પ્રયત્ન આરંભ્યો છે. આવી રીતનો કાર્યક્રમ ચાલી રહ્યો હતો. આ વખતે મુજફરપુર મધ્ય પ્રદેશમાં આવેલું હતું. આસપાસ પ્હાડનો કુદરતી કિલ્લો આવેલો હતો; તેથી તેને દુશ્મનોથી રક્ષવાને માટે બીજા કોટ કિલ્લા બાંધવામાં આવ્યા નહોતા. મુજફરપુર નાનું નગર હતું. તેના તાબામાં બીજાં પંચસો નાનાં ગામ હતા, આ નગરમાં રજપૂત રાજ્ય હતું. આ વખતે રણમલસિંહ નામક યુવાન રાજા ગાદી ઉપર હતો. રણમલસિંહને તેના પિતા તરફથી સારૂં શિક્ષણ મળેલું હતું. તે બાલ્યકાળથી સારા સહવાસમાંજ ઉછર્યો હતો. તેને વિદ્યા સાથે ધર્મ, નીતિ, યુદ્ધ વગેરેનું પણ ઉત્તમ જ્ઞાન મળ્યું હતું. રણમલસિંહ ગૌર વર્ણનો યુવાન હતો. તેની ઉમ્મર ચોવીસ વર્ષની હતી. તેણે હજી લગ્ન કર્યાં નહોતાં. તેની જે વખતે સોળ વર્ષની ઉમ્મર હતી; ત્યારથી જ તેને સત્યવીર સાથે મિત્રતા બંધાઈ હતી. સત્યવીર પવિત્ર પુરૂષ હતો. પવિત્ર મનુષ્ય અન્યને પણ પવિત્ર બનાવે. તેના સહવાસથી રણમલસિંહ પણ પૂર્ણ પવિત્ર બન્યો. પિતાના મૃત્યુ બાદ તે ગાદીએ આવ્યો. તેણે પોતાના મિત્ર સત્યવીરને દિવાન બનાવ્યો. દાનો દિવાન અને ડાહ્યો રાજા મળી પ્રજાનું રૂડી રીતે

પાલન કરવા લાગ્યા. મુજફ્ફરપુરનું રાજ્ય અમરકોટના મહારાજા ભુપેન્દ્રસિંહને ખંડણી ભરતું હતું. પરંતુ ઘણા વર્ષોની વાત પર મોગલ બાદશાહના સુબાએ અમરકોટ પર ચઢાઇ કરી ત્યારે મુજફ્ફરપુરના મર્હુમ ઠાકોરે ભુપેન્દ્રસિંહને કીંમતી મદદ આપી હતી. એ અમૂલ્ય મદદ વડેજ ભુપેન્દ્રસિંહે વિજય પ્રાપ્ત કર્યો હતો. તે વખતથી મુજફ્ફરપુરના રાજ્યની ખંડણી લેવી બંધ થઇ હતી અને મુજફ્ફરપુરનું રાજ્ય ખંડીયું મટી અમરકોટનું મિત્ર બન્યું હતું. હાલ જ્યારે મુજફ્ફરપુરની ગાદી પર રણમલસિંહ હતો, ત્યારે અમરકોટના સિંહાસને સૂર્યમલ નામક યુવાન રાજા હતો. સુર્યમલમાં અને રણમલના આચાર વિચારમાં આકાશ પાતાળ જેટલું અંતર હતું. રણમલ ન્યાયી, ધર્મિષ્ટ હતો ત્યારે સૂર્યમલ પાપી, અધમ, ખુશામતીયો હતો. તે તેના પિતાની પછી ગાદીએ આવતાં તેણે તમામ જુના માણસોને રૂખસદ આપી હતી અને તેમની જગ્યાએ પોતાના પ્રશંસકોને નીમ્યા હતા. તેના પ્રશંસકોમાં ઘણા તો ગોલા, ખવાસ હજામ–દરજી વગેરે હલકી કોમનાઓ હતા. આવી રીતના મિત્ર અધીકારી મંડળથી તેનો રાજ્ય કારભાર ચાલતો હતો. સુર્યમલની અઠાવીસ વર્ષની ઉમ્મર થઇ હતી. તેના જનાનખાનામાં એકવીસ રાણીયો હતી. આટલી બધી રાણીઓ હોવા છતાં તેને સંતોષ નહોતો. તે મહા વિષયી હતો. વિષય વાસના મંદ ન પડે એ હેતુથી તેણે એક વૈદ્યની પાસેથી તામ્ર ભષ્મ ખાધી હતી. તામ્ર ભષ્મના પ્રતાપે તે અત્યાહારી અને વિષયનો કીડો બન્યો હતો. આથી સારા ઘરની આબરૂદાર સ્ત્રીઓ કન્યાઓને ઘરમાં ગોંધાઈ રહેવું પડતું. રાજાના અનુચરો રખડતા ફરતા અને કોઈ સુંદર યૌવનાની ખબર પડતાં રાજાને જણાવતા. તરત તેને લઇ આવવાનો રાજાજીનો હુકમ થતો. આજ્ઞાનો અમલ તરત થતો. રાજાના માનીતા

સેવકો તત્કાળ તે નવ યૌવનાને રાજાના રણવાસમાં લઇ જતા અને પછી વિષયાંધ રાજા તે પકડી આણેલી અબળાને ભ્રષ્ટ કરતો. તેના આવા વર્તનથી પ્રજા ત્રાસી ગઇ. અનેક નિર્દોષ સ્ત્રીયો ભ્રષ્ટાચારમાં ડૂબી, અનેક કુલીન કન્યાઓએ શીયળ રક્ષવાને પ્રાણ ત્યાગ્યા, અનેક વીર યુવકો અને પિતાઓએ પોતાની ભગીનીઓ તથા પુત્રીઓને ભ્રષ્ટ થતી બચાવવાને પ્રાણ આપ્યા. પણ રાજ્ય સત્તા આગળ કોઇનું કાંઈ ચાલી શક્યું નહિ. આથી ઘણા મનુષ્યો ત્યાંથી નીકળી દેશ પર દેશ જઈ વસ્યા. સામાન્ય મનુષ્યો મુજફ્ફરપુરમાં આવી સુખમાં દિવસો નિર્ગમન કરવા લાગ્યા. સુર્યમલ એશઆરામમાંજ દિવસો વ્યતિત કરતો. આખો દિવસ મદ્ય, વિલાસ વગેરે આમોદ–પ્રમોદમાં પૂર્ણ થતો. તેના ખુસામતીઆ સેવકોમાં મુખ્ય એક વલંદો વ્યાપારી હતો. તે વિલાયતી રમકડાં લઇને અમરકોટમાં વેપાર કરવાને આવ્યો હતો. જાતનો દરજી હતો. તેને શીવવાનું કામ પણ ઘણું સારૂં આવડતું હતું. તે પોતાના દેશમાંથી સીવવાનો સંચો સાથે લાવ્યો હતો. થોડાંક રમકડાં અને શીવવાના સાંચા સાથે તેણે ઘણાં શહેરો અને ગામોમાં મુસાફરી કરી હતી. ધનમાં પણ તેની પાસે એજ હતું. તે શીવવામાં સારૂં દ્રવ્ય પેદા કરતો; પણ તેને દારૂ પીવા પુષ્કળ જોઇતો હતો. દારૂ સાથે ખાવાનું પણ જોઇએ. આથી આખા દિવસનું પેદા કરેલું દ્રવ્ય સાંજે ખલાસ થઈ જતું. તે છેવટે સુરતમાંથી અમરકોટ આવ્યો હતો. સુરતમાં એક અંગ્રેજ વેપારીને ત્યાં કપડા શીવતો હતો. એ અંગ્રેજને ત્યાં તે ઘણા દિવસ રહી મકાનનો ભોમીયો થયો અને જતે દહાડે ચારસો રૂપીઆની ધાપ મારી મુંબાઇ ગયો, અને ત્યાંથી થોડાંક રમકડાં વગેરે મન મોહક વસ્તુઓ ખરીદ કરી અમરકોટમાં આવ્યો. અંગ્રેજ વેપારી ઉદાર હૃદયનો હતો. તે જો ધારતતો એ બદમાસ

વલંદાને પકડી, કેદમાં પુરાવત પણ તેને જવા દીધો. બાદ તે વલંદાએ અમરકોટમાં આવી ચૌટા વચ્ચે એક દુકાન ખોલી. અજ્ઞાન પ્રજા આ સફેત રંગના શાહુકારને જોઇ ગાંડી ઘેલી બની. લોકોનાં ટોળાં તેની દુકાન આગળ જમા થવા લાગ્યાં. દિવસો વિતતાં એ વલંદો દરજી સાહેબના નામથી ઓળખાવા લાગ્યો. લોકો પ્રથમ તો તેની નજીક જતાં બ્હીતા; પણ આપણા ગોરા દરજી સાહેબે જાતેજ લોકોમાં ભળવા માંડ્યું. તે હીંદી સારી રીતે બોલી સમજી શકતો હતો. તેણે નાનાં બાળકોને ગળી ગોળીઓ, મીઠી પીંપરમીટ આપવા માંડી, મોટા લોકોને બોલાવી પાન, બીડી, સીગાર આપવા લાગ્યો. બાયડીયોને સુંદર આયના, કાંસકીઓ, ડબ્બીઓ વગેરે વસ્તુઓ આપવા લાગ્યો. તેના ગ્રાહકો આખા ગામમાં તેની પ્રશંસા કરતાં. સમય વિતતાં દરજી સાહેબ અમરકોટના મોટા વેપારી થઇ પડ્યા. વેપાર સાથે તેમણે બે નોકરો રાખી શીવવાનો ધંધો પણ ધમધોકાર ચલાવવા માંડ્યો. નવી ફેશનનાં કપડાં શીવાતાં જોઇ લોકો આનંદ પામ્યાં અને આ ગોરા સાહેબ આભલામાંથી આવ્યો કે શું એમ વિચાર કરવા લાગ્યાં. આખું નગર કપડાં શીવડાવવા તેની દુકાને આવતું. બીચારા દેશી દરજીઓની ઘરાકી ઘટી. તેમને ત્યાં કોઇ શીવડાવવા આવતું નહિં. આથી તે ગરીબ દરજીઓ તે વલંદા સાહેબને ગાળો દેતા ત્યાંથી ઉચાળા ભરી બીજા નગર અગર ગામમાં જઈ રહ્યા. આખા અમરકોટમાં દરજી સાહેબની વાહ વાહ થઈ રહી. આખું નગર તેની પર ફીદા થઈ ગયું. શ્રીમાન, મધ્યમ વર્ગ સાથે અમલદાર વગેરે તેના અનેક મિત્રો થયા. સાંજના સમયે ઠાઠ બંધ કપડાં પહેરી દરજી સાહેબ ફરવા નીકળતા. મુખમાં લાંબી ચીરૂટ રાખતા. તે ચીરૂટ સળગતી સળગતી છેક છેડે આવતી તો પણ તેને મુખની બ્હાર

કાઢતા નહિ. હાથમાં સોટી, પાછળ વિલાયતી શ્વાન સાથે સાહેબ પુર ઠાંસથી નગરમાં ફરતા અને રસ્તે આવતા જતા સેંકડો માણસોની સલામો પ્રાપ્ત કરતા, સલામોનો પ્રતિકાર કરવા તે પોતાના હાથને યત્કિંચીત પણ તસ્દી આપતા નહિ. ન છૂટકે કોઇ સામા માણસને સલામનો પ્રતીકાર કરવો પડતો ત્યારે સ્હેજ માથું હલાવતા. તેમાં પણ અકડાશમાં ખામી આવવા દેતા નહિ. મુખ ગંભીર રાખતા. તેના આવા દમામથી નગરમાં તેનો રોફ પડી રહ્યો. ફરીને પાછા વળતાં એક ચામડીઆએ ઉઘાડેલી દારૂની દુકાનમાં પ્રવેશતા અને અનેક વર્ષોથી પૈસા વિના તિલાંજલી આપેલા વિદેશી દારૂને બદલે દેશી દારૂ મહુડી પીતા, તે પણ એટલે સુધી કે બેભાન થતાં સુધી પીતો. એવી અવસ્થામાં પીઠામાં એકત્ર મળેલા માણસોમાંથી કેટલાક ગઠી-યાઓ તેના ખીસ્સામાંથી પૈસા કાઢી લેતા. છેવટે દુકાનવાળાને જાતે જ તેને મૂકવા જવું પડતું. આવા નામચીન સાહેબની પ્રશંસા છેવટે દરબારમાં ગઇ. દરબારે તેમને દરબારમાં બોલાવી માન આપ્યું. અંગ્રેજોના સહવાસથી અજ્ઞાત, ફક્ત અંગ્રેજોની પ્રશંસા સાંભળી અંગ્રેજો વિશે ઉચ્ચમત્ત ધરાવનારા રાજાએ પણ આ શ્વેતાંગ શાહુકારને સુચતુર અંગ્રેજ માની તેનું સારૂ સન્માન કર્યું; અને તેને પોતાના દરબારમાં ઉચ્ચ અધીકાર પદ આપ્યું. અધીકારી થવા છતાં આ દરજી સાહેબ રાજા રાણી અને કુમારનાં વસ્ત્રો નવીન ઢબનાં શીવી સર્વને ખુશ રાખવા લાગ્યો. ટુંક સમયમાં તેણે રાજ કુટુંબની સારી કૃપા મેળવી લીધી. કુમાર સૂર્યમલ સાથે તેણે મિત્રાચારી બાંધી. સમાન ગુણ વાળા મિત્રોનો સહવાસ દિન પ્રતિ દિન વધતો ગયો. અંતે દગાથી કહો કે કુદરતી મ્હોતથી કહો પણ સૂર્યમલના પિતાનું અચાનક મરણ થયું. જુવાન રાજા ગાદી પર આવ્યો. સાહેબ કે જેમણે પોતાનું

અસલ નામ ડેવીડ ત્યાગી હાલ દેવીસિંહ નામ ધારણ કર્યું હતું; તે કર્તો કારવતો થઈ પડયો. સુર્યમલ તેને પૂછીનેજ પાણી પીતો. ડેવીડ ઉર્ફે દેવીસિંહનું કહેવુંજ થવા લાગ્યું. વર્ષો વિતતાં તેણે મુંબાઇ વસતા પોતાના બે દેશ બંધુઓની સાથે બે સ્ત્રીઓને પણ પોતાની પાસે બોલાવી સારા અધીકાર પર નીયુક્ત કર્યા આ તેના બંને દેશ બંધુઓ મુંબાઈમાં મોચીનું કામ કરતા હતા અને સ્ત્રીઓ હલકી સ્ત્રીઓનું તિરસ્કારમય કાર્ય કરતી હતી. આ શ્વેતવર્ણા મહાશયો અમરકોટમાં દેવ તરીકે પૂજાઇ એશઆરામ કરવા લાગ્યા. આવી રીતે જ્યારે અમરકોટમાં પિશાચ લીલા ચાલી રહી હતી, ત્યારે મુજફ્ફરપુરમાં આનંદ લીલા ચાલી રહી હતી. કાર્ય દક્ષ રાજા અને દિવાનના રાજ્ય અમલથી સર્વત્ર મુજફ્ફરપુરની વાહ વાહ બોલાવા લાગી. આ પ્રશંસા સુર્યમલના હૃદયમાં કંટકની માફક ખુંચતી. પોતાના મોટા રાજ્ય કરતાં પહેલાંના ખંડીયા રાજ્યની વાહ વાહ સાંભળી તેના શરીરમાં આગ વરસતી. તે રણમલસિંહને તથા સત્યવીરને દ્વેશની નજરે જોતો. એક વખત પોતાની જન્મ ગાંઠના ઉત્સવમાં તેણે સત્યવીર તથા રણમલસિંહને આમંત્રણ મોકલ્યું હતું. બન્ને ત્યાં ગયા હતા. સુર્યમલે તેમનું સારૂં સન્માન કર્યું હતું. સાંજના મોટો મેળાવડો થયો. તેમાં ગણીકાના નાચ, વેશ્યાઓના હાવ ભાવ સાથે મદીરાનો પૂષ્કળ ઉપયોગ થયો. સુર્યમલે રણમલ અને સત્યવીરને પીવાનો આગ્રહ કર્યો. પણ બન્નેએ ના પાડી. સુર્યમલે પોતાનું અપમાન ગણી પોતાના સેવકોને આજ્ઞા આપી કે આ બન્નેને કેદ કરો. કેદ શબ્દ સાંભળતાં જ બહાદુર રણમલે તલવાર ખેંચી અને પકડવા આવનાર ત્રણ ચાર સિપાહીઓને જમીન પર સુવાડયા. બાદ બન્નેએ સુર્યમલનો ધિક્કાર કરી ત્યાંથી પ્રયાણ કર્યું. આ વખતથી જ આ બે

રાજ્યો વચ્ચે વૈરનું બીજ રોપાયું. આ બીજનું વૃક્ષ થંઇ શું પરીણામ આવે છે તે હવે ભવિષ્યમાં જોવાનું છે. ભવિષ્ય અંધકારમય છે. કાલની કોને ખબર છે? રણમલસિંહ અને સત્યવીર પોતાના નગરમાં આવ્યા; અને સૈન્યમાં વધારો કરી રૂડી રીતે રાજ્ય સંભાળવા લાગ્યા. સત્યવીર ઘણો ચતુર અને કાર્ય દક્ષ હતો. તેનું મૂળ વતન અમદાવાદ હતું. જાતે બ્રાહ્મણ હતો. તેનાં માતા પિતા ઘણાં ધર્મીષ્ટ હતાં. સત્યવીરના દાદાના દાદા દીલ્હીના બાદશાહના દિવાન હતા, દિવાન પદ વંશ પરંપરાથી ઉતરી આવેલું હતું. સત્યવીરના પીતા પણ પેશ્વા સરકારના માનનીય અધીકાર પદ પર હતા. તેમને મોટી જાગીરો મળી હતી. વૃદ્ધાવસ્થામાં નોકરીનું રાજીનામું આપી ઘેર બેઠા હતા, પેશ્વા સરકાર તરફથી તેમને સારૂં વર્ષાસન મળતું. સંતાનમાં સત્યવીર સિવાય અન્ય કંઇ નહોતું. સત્યવીરને બાલ્યાવસ્થાથી જ સારૂં શીક્ષણ મળ્યું હતું. માતા પિતાએ તેને દરેક કામમાં પ્રવિણ કર્યો હતો. પુત્ર મોટો થતાં એશઆરામી ન થાય તેને માટે તેના પિતા તેને સખ્ત ઠંડીમાં, સખ્ત તાપમાં અને પુષ્કળ વરસાદમાં ગામડે આવેલી જાગીરોની સંભાળ અર્થે મોકલતા. આથી તેનું શરીર કસાયું. દિવસની એક મીનીટ પણ તે કામ સિવાય ગુમાવતો નહિ. નિદ્રા પણ અલ્પ હતી. તે ફક્ત ચાર કલાક ઉંઘતો. રાત્રિના ચાર વાગે ઉઠી સ્નાનાદિકથી પરવારી સંધ્યા વંદન કરતો અને પછી પોતાના કાર્યમાં તદ્રુપ બનતો. તેને કોઈની મિત્રાચારી પસંદ નહોતી. સોળ વર્ષે થતાં માતા પિતાએ તેને પરણાવવાની ઇચ્છા કરી; પણ સત્યવીરે વીસ વર્ષે પરણવાનો વિચાર જાહેર કર્યો. ગુણજ્ઞ માતા પિતાએ તેના વિચારને ઉમંગથી વધાવ્યો. બાદ સત્યવીરના સત્તરમે વર્ષે તેનાં માતા પિતા દેવલોક પામ્યાં. સત્યવીર એકલો પડ્યો. માતા પિતા વિના તેને મકાન

શૂન્યકાર લાગવા માંડયું. માતા પિતાની ઉત્તર ક્રીયાથી પરવારી તેણે પોતાના એક વૃદ્ધ પ્રમાણીક મુનીમને સઘળું કાર્ય સોંપી પોતાને દેશાટન કરવા જવાની ઇચ્છા પ્રદર્શિત કરી. સત્યવીર દેશાટન કરવા નીકળી પડયો. સારાં જોવા લાયક સ્થળ, નગર–ગામનું નીરીક્ષણ કરવા લાગ્યો, તે ફરતો–ફરતો સુરત આવ્યો. ત્યાં તે છ માસ રહ્યો. તેટલા અરસામાં તેણે અંગ્રેજ વેપારીઓ, ફ્રેંચ વલંદા વગેરેના સહવાસમાં આવી તેમની ભાષા સાથે કેટલીક અગત્યની માહીતી મેળવી. તેના સારા સ્વભાવથી તેને એક અંગ્રેજ અમલદાર સાથે મિત્રાચારી થઈ. તે અંગ્રેજ અમલદારનું નામ વીલીયમ હતું કે, જેનાથી વાંચકો પરીચીત છે. જે સંન્યાસી અને વીલીયમ મિત્ર બન્યા હતા અને જે સંન્યાસીએ પત્ર લખી આપી કિશોરને જે સાહેબ પાસે મોકલ્યો હતો; તે સાહેબ સત્યવીરનો મિત્ર વીલીયમ પોતેજ હતો. વીલીયમે ઘણાં સારાં કામો કર્યાં હતાં. તેણે અનેક ચોર લુંટારા ધાડપાડુ-ઓનો નાશ કરી નિર્દોષ જનોનું કલ્યાણ કર્યું હતું. આ ભલા અંગ્રેજ સાહેબ સાથે સત્યવીરને મિત્રાચારી થઈ. વીલીયમની સાથે સત્યવીર ઘણો વખત રહ્યો. તે પછી ત્યાંથી તે જવાને નિકળ્યો. ઘણા દિવસે એક નાના બંદરે આવ્યો ત્યાં તે કોઇને ઓળખતો નહિ હોવાથી એકાદ ધર્મશાળાની ઓરડીમાં રહ્યો. આ ધર્મશાળામાં અનેક મુસાફરો ઉત-રતા હતા. તેમાં સારા અને ખોટાનો પણ સમાવેશ થતો હતો. સત્ય-વીરને આ ધર્મશાળામાં રહે ચાર દિવસ થયા. ચોથા દિવસની રાત્રે નવ વાગે બે પહેલવાન જેવા જણાતા મુસાફરો તેમની સાથેના ભારે બોજા સહિત ત્યાં આવી ઉતર્યા. આ ધર્મશાળામાં સત્યવીર અને નવા આવનાર મુસાફરો વિના બીજું કોઇ હતું નહિ. ધર્મશાળાનો રક્ષક બહારની બાજુએ આવેલી ઓરડીમાં રહેતો હતો. સત્યવીરથી થોડેક

ફૂર આવનાર મુસાફરો ઉતર્યા. એક ગોખલામાં દીપકનું કોડીયું મંદ-મંદ પ્રકાશે પ્રકાશી રહ્યું હતું. સત્યવીરે તે પ્રકાશમાં આવનાર મુસાફરોના સામે નજર કરી, તો તેઓના ચ્હેરા તેને ક્રુર જણાયા. તેમની આંખ્યો ખૂની જણાઇ. આ કોણ હશે ? અહિં કેમ આવ્યા હશે ? વગેરે જાણી લેવાની ઇચ્છા સત્યવીરને થઇ પણ તે ક્રૂર દેખાવના માણસોને કંઇ પણ પૂછવાની તેની હિંમત ચાલી નહિ. સત્યવીર સૂતો-સૂતો તેમની તરફ જોયા કરતો હતો. મુસાફરોએ નાસ્તો કરી શયન કર્યું. થોડીવારે તેમાંના એકે બીજાને કહ્યું. "અલ્યા ગીરધર ! આપણે તો જાણે નિરાંતે સૂતા, પણ પેલી પેટીમાં ગુંગળાઇ મરશે તો ? તેને બહાર કાઢી કંઈ ખાવાનું તો આપ."

"ના, તેને આજની રાત ભૂખીજ પેટીમાં પડી રહેવા દે. સવાર થશે એટલે એને ત્રણ દહાડા ભૂખી દહે થશે, રાંડની જબરી અને ચાલાક છે. જોને આપણને તેને લઈ આવતાં કેટલી મુશીબત પડી છે? આપણામાંના કેટલાને તેણે જેલમાં પૂરાવ્યા છે ? આતો જ્યારે ભૂખથી નરમ થઇ છે અને પેટીમાં પૂરાઈ છે ત્યારેજ શાન્ત થઈ છે. તેને અત્યારે બહાર કાઢવી સલામત નથી."

"આ મુંબઇમાં તેનાં સારાં નાણાં ઉપજશેને ?"

"હા, હું કાલે તે બાબતને માટે નીકળીશ અને સારૂં નાણું આપનારને ખોળી કાઢીશ."

"જ્યારે કાલે જ સઘળું નક્કી કરવાનું છે, ત્યારે અત્યારે જ તેને બહાર કાઢી કંઇક ખવરાવીએ તો તે હતી તેવી થાય. કદાચ તેને લેનાર જોવા માગે તો તેને શું આવી અવસ્થામાં જ દેખાડવી? માટે મારો તો વિચાર એવો છે કે તું તેને બહાર કાઢ. આપણે તેને સમજાવીશું. તે આપણા પંજામાંથી ક્યાં જનાર છે ?" આ શબ્દો બોલ-

નારથી લગીર મોટેથી બોલાઇ જવાયા. તત્કાળ બીજાએ તેનો હાથ દબાવી કહ્યું, "તું આવો મૂર્ખાનંદ ક્યાં સૂધી રહીશ ! જાણતો નથી કે આ ધર્મશાળા છે ? વળી નજીકમાંજ કોઇ મુસાફર સૂતો છે એનો કંઇ ખ્યાલ છે ? આપણે આપણું કામ પૂર્ણ થતાં સૂધી ઘણીજ સંભાળ રાખવાની છે. લે હવે બેઠો થા. તારી ઇચ્છા છે તો આપણે તેને બહાર કાઢીયે. પણ તે પહેલાં તું સૂતેલા માણસ પાસે જઈ તપાસ કરી આવ કે તે જાગે છે કે ઉંઘે છે."

તરત બીજો માણસ સત્યવીરની તરફ ધીમે કદમે ગયો. સત્યવીર આંખ્યો બંધ કરી પડયો રહ્યો. પેલા માણસે આવી તપાસ કરી તો તેને જણાયું કે આ મુસાફર ભર નિદ્રામાં પડયો છે. બાદ ત્યાંથી નીકળી તેણે ધર્મશાળાની કોટડીમાં જોયું. રક્ષક પણ નિદ્રાધિન થઇ ગયો હતો. તે માણસે ત્યાંથી પાછા ફરતાં ધર્મશાળાના દરવાજા બંધ કરી સાંકળ વાસી બાદ બન્ને જણાએ ધીમેથી સંદુક જેવી એક લાંબી પેટી ઉઘાડી. આ પેટીમાં બીજું કંઇ નહોતું, પણ એક પંદર સોળેક વર્ષના આશરાની છોકરીનું શરીર હતું. દીપકના પ્રકાશમાં અચેતન શરીર રૂપાળુ જણાયું. સત્યવીર આ જોતાંજ કંપ્યો. તેના હૃદયમાં ધિક્કાર ઉત્પન્ન થયો. એ સાથેજ તેનું મન બોલી ઉઠ્યું કે, મનુષ્યો કેવાં રાક્ષસી કાર્યમાં પ્રવૃત્ત થાય છે એ આથી પ્રત્યક્ષ અવલોકાય છે." આમ બોલી પાછો સઘળો પ્રકાર અવલોકી રહ્યો. તે બન્ને બદમાસોએ તે બાળાના શરીરને પથારીપર મૂક્યું. તે પછી તેમાંના એકે પોતાના ગજવામાંથી એક નાની ડબ્બી કાઢી તે સુંદર બાળાના નાક આગળ ધરી. શ્વાસોશ્વાસ ચાલતો હતો. ડબ્બીની અંદરના પદાર્થની અસર થએલી જણાઇ. શબતુલ્ય પડેલા શરીરમાં ચૈતન્ય આવવા લાગ્યું. આ પછી લગભગ અર્ધા કલાકે તે છોકરી

આળસ મરડી બગાસુ ખાઈ ધીમેથી ઉઠી બેઠી થઇ. તેના શરીરમાં અશક્તિ હોય એમ જણાતું હતું. આ લાવણ્યમયી બાળાનું ગૌરમુખ નિસ્તેજ જણાતું હતું. તેના શરીર પર સારાં વસ્ત્રો હતાં. ગળામાં મોતીની માળા હતી. કળનાં કમળ સમ કોમળ કાંડામાં ઝીણાં નંગ જડીત સુવર્ણ બંગડીયો હતી. આથી અનુમાનથી એમ ધારી શકાતું હતું કે તે કોઇ ગૃહસ્થ કન્યા જેવી જણાતી હતી. તેનું મુખ ઝાંખું નિસ્તેજ જણાતું હતું પણ તેની આંખ્યોમાં ધિક્કાર જણાતો હતો. તે તિક્ષણ નજરે પોતાની નજીક બેઠેલા ક્રૂર દેખાવના માણસો પ્રતિ નિહાળી રહી હતી. આ પછી તે બે માણસોમાંથી એકે એક નાનો ડબ્બો ઉઘાડી તેમાંથી થોડીક સુખડી અને ચાર પાંચ પૂરીઓ કાઢી તે બાળાને ખાવા આપી. ક્ષુધાતુર સુંદરીએ વગર આનાકાનીએ તેના હાથમાંથી ખાવાનું ખેંચી લઇ ખાવા માંડ્યું. તેને ખાતી જોઇ બન્ને માણસો મૂછમાં હસવા લાગ્યા. સઘળુ દૃશ્ય જોઈ રહેલો સત્યવીર પણ આશ્ચર્ય પામ્યો. તેને ભયંકર ભેદ હોય એમ માલમ પડ્યું. તેણે સઘળું જોવા અને જાણવાનો નિશ્ચય કર્યો.

છોકરીએ થોડીક વારમાં ખાઇ લીધું. ખોરાક મળવાથી તેનો ઉતરેલો ચ્હેરો પ્રફુલ્લ થયો. તેણે પોતાને લઈ આવનાર માણસો પ્રતિ દૃષ્ટિ કરી કોમળ અવાજે પૂછ્યું, “ તમારો વિચાર હવે શું છે તે મને જણાવી દયો ? જો તમારે મારા દાગીના જોઈતા હોય તો હું આ પળેજ આપવાને તૈયાર છું. જો તમારે મને મારી નાખી સ્ત્રી ઘાતી થવું હોય તો જલ્દીથી તેમ કરી લ્યો. પણ મને વધુ વખત હેરાન કરો નહિ. તમારાથી હું ત્રાસ પામું છું. તમે ક્રૂર અંતઃકરણના છો એ હું જાણું છું. તમે મારૂં જીવન ઝેર જેવું કર્યું છે; એક નિર્દોષ બાળાને દુઃખના દરીયામાં નાખી છે. આ કુકર્મનો જવાબ તમારે એક દિવસે

જગત પિતાના દરબારમાં જરૂર આપવો પડશે. બોલો, હવે તમારો જે વિચાર હોય તે જલ્દીથી જણાવી દયો ? ”

તેનું બોલવું સાંભળી તરત એક બોલ્યો, “અમારે તારા જુજ કીંમતના દાગીનાની જરૂર નથી. તે ભલે તારા શરીરને શોભાવી તારી કિંમત વધારે અંકાવે. અમે તને મારી નાંખવા પણ ઇચ્છતા નથી. વળી યાદ રાખજે કે અમે તને દુઃખમાં નહિ પણ સુખમાં જ મૂકીશું. ”

“ એમ કે ? તમે મને અત્યારે સુખમાં જ લાવી મૂકી હશે નહિ વારૂ ? ” બાળાએ કંઇક ઉચ્ચ સ્વરે પૂછ્યું.

“ મૂંગી મર અને ધીમેથી બોલ. જોતી નથી કે અહિં બીજો માણસ સૂતો છે ? ” બીજાએ તેને ધમકાવી કહ્યું.

“ ગમે તે હોય તેની મને પરવાહ નથી. તમારો ડર પણ હું રાખતી નથી. હું મૃત્યુના મયદાનમાંજ છું. તમને અંતઃકરણથી ધિક્કારૂં છું. દુષ્ટો ! તમે શામાટે કહો છો કે સુખમાં મૂકી છે ? શું પેટીમાં પૂરાઈ ભૂખે મરવું અને વ્હાલા વતનમાંથી અહિં આવવું તે સુખ કારક છે કે ? બોલો, તમારો ઉદ્દેશ જણાવો ? ” તે સુંદર છોકરીએ તેઓની ધમકીની પરવાહ નહિ કરતાં કહ્યું.

આથી કંટાળી એક બોલ્યો, “ સવિતા ! તું ઘણી ડાહી છે; આમ ઉતાવળથી શાને બોલે છે ? આમ ઉતાવળથી બોલવામાં કેટલું જોખમ સમાએલું છે તે તું સમજે છે ? આ પારકા પ્રદેશમાં શા માટે આફતને ખેંચી લે છે ? ”

“ આફત ? હું આફતને ધારણ કરીનેજ આવી છું. આફતની સાથેજ મ્હેં હવે ખેલ ખેલવાનો નિશ્ચય કર્યો છે. જોઉં છું કે તેમાં હાર જીત કોની થાય છે ? આ સાથે તમને પણ ચેતાવું છું કે મને ફસા-

વવાથી કંઇ પણ સાર નીકળનાર નથી. આ સવિતા સિંહની પુત્રી છે. તે તમારા જેવા કંગાલોથી અરે મૃત્યુથી પણ ડરતી નથી. તમે ગણું અઘટિત કર્મ કર્યું છે. મને તમારી દશા જોઇ દયા આવે છે. જો તમારે હજી પણ સુખી થવું હોય, તો જ્યાંથી લાવ્યા હો ત્યાં મને લઇ જાવ. હું તમારી જીંદગી સુખમાં જાય એટલું ધન અપાવીશ." બાળાએ કહ્યું.

"સવિતા હવે પાછા જવાની આશાને તો તારા મનમાંથી કાઢીજ નાખજે."

"ત્યારે તમારો શું ઇરાદો છે ?"

"કંઇક જુદોજ."

"શું મારી સાથે લગ્ન કરવાનો વિચાર છે ?" તે ચબરાક છોકરીએ નિડરતાથી પ્રશ્ન કર્યો. બન્ને મૌન રહ્યા. પુનઃ તે છોકરી બોલી, "જો તે વિચાર હોય તો તૈયાર થજો. તમારે થોડાક દિવસમાંજ મારાથી એક સુંદર કન્યા સાથે પરણવાનું છે."

"અરે ! તું આ શું બોલે છે ? તું દિવાની તો નથી થઇ ગઇને ?" એકે પ્રશ્ન કર્યો.

"હું દિવાની છું કે ડાહી છું તે જાણવાની તમે જરાક પણ તકલીફ લેશો નહિ. પણ હું જે કહું છું તે ખરૂંજ કહું છું."

"શું તું ખરૂં કહે છે ?"

"હા."

"અમારે પરણવાનું છે ?'

"હા."

"કોની સાથે !"

"સત્ય કહું ?"

" હા."

" ધીરજથી સાંભળજો. ગભરાટને દૂર કરજો. તમારા જેવા પરમ શત્રુઓને થોડા દિવસમાં એક ચાલાક—ચંચળ કન્યા સાથે પરણવાનું છે. તે કન્યાનો સ્વીકાર કરતાં તમે જોકે ઘણાજ અધમો છો; પણ તત્કાળ પવિત્ર થશો અને આખરે એ પવિત્ર સદ્‍ગુણી કન્યાના પ્રતાપે સ્વર્ગમાં જશો."

" અરે તું તે આ બોલે છે કે બકે છે ?"

" હું ખરૂં જ કહું છું."

" ત્યારે જણાવકે એ કન્યા કોણ છે ? શું નામ છે ?"

" પણ પ્રથમ તમે ખાત્રી આપો કે તે કન્યાનું નામ શ્રવણ કરી ગભરાઈશું નહિ ?"

" અમે તો કદી ગભરાતા જ નથી."

" શાના ગભરાવ ? તમે તો સામાને પણ ગભરાવો એવા છો, કેમ ખરૂંને ?"

" હા, હવેજ ખરેખરૂં સમજી."

" પણ તમે કંઇ સમજ્યા હો એમ જણાતું નથી ?"

" સવિતા ! તું આવી ક્યાં સુધી રહીશ ?"

" જીંદગી પર્યંત."

" તારી શી દશા થશે ?"

" તમારાથી સારી."

" શું અમારી ખરાબ દશા થશે ?"

" ખરેખર, ઘણીજ ભયંકર."

" છટ્ અમારી એવી દશા થનાર જ નથી."

" ભલે તમે એમ માનો; પણ હુંતો માની ચૂકી છું કે તમારા

પગ મ્હોતના કુંડાળામાં આવી ચૂક્યા છે."

"શું અમારૂં મ્હોત આવ્યું છે?"

"હા, પણ હજી વાર છે."

"કેટલી વાર છે?"

"ફક્ત પરણવાની."

"પણ કોની સાથે? તું કન્યાને તો ઓળખાવ?"

"સાંભળો ત્યારે, તમારી સાથે લગ્ન કરવા આતુર બનેલી કન્યાનું નામ ફ્રાંશી છે."

"શું કાશી?"

"ના, ફ્રાંશી."

"હેં! શું ફ્રાંશી?"

"હા."

"એવું નામતો કોઇનું હોયજ નહિ."

"ઠીક છે, તે સમયે બતાવીશ."

"ખરેખર તું દુઃખથી દિવાનીજ બની ગઇ છે."

"તમે ગમે એમ માનો."

"અમે તો તને સારી રીતે ઓળખીએ છીએ. તારા જેવી ચાલાક, તાલીમ બાજ છોકરી અમે હજી સુધી ક્યાંઇ પણ જોઇ નથી. તારા જેવી અનેક છોકરીઓ અને અનેક સ્ત્રીઓ અમારા સપાટામાં આવી ગઈ છે, પણ તારાથી તો પ્રભુ તોબાહ. અમે પણ તને ઉપાડી લાવવાથી પૂર્ણ પસ્તાઇએ છીએ. તારૂં જલદી ઠેકાણું થઇ જાય તેને માટે અમે માતાની માનતા પણ માની છે."

"ત્યારે શા માટે તમે મને પાછી મારા માતા પિતા પાસે લઇ જતા નથી?"

"અરે રામ રામ કર. પાછું તે હવે જવાતું હશે કે?"

"ત્યારે ઝટ ભસી મરોને કે તમારો વિચાર શો છે?"

"છોકરી! બોલતાં વિચાર કર." એક જણે ચિડાઇને કહ્યું.

"ત્યારે કહી દોને કે આમ કરવું છે?"

"જો સાંભળ. અમારો વિચાર તારા જેવી સુંદર છોકરીના બદલામાં પુષ્કળ પૈસા લેવાનો છે, અમે અનેક છોકરીયો અને બાયડીઓનું અફગાનીસ્થાન–બલુચિસ્તાન, આફ્રિકા વગેરે સ્થળોએ વેચાણ કર્યું છે. અમારા એજંટો પણ પુષ્કળ છે. આ બધું કરવામાં અમને હજી જોઇએ તેટલું નાણું મળ્યું નથી, પણ અંતે માતાજીએ અમારીપર મહેરબાની કરી છે, કે જેથી તારા જેવી ગબરૂ ગુલાબ જેવું ગુલગુલ અમારા હાથમાં આવ્યું છે. તને આ પ્રદેશમાં લાવવાનું કારણ એજ કે તારા બદલામાં અમારે સોનું જોઇએ છીએ, અમે એક બે દિવસમાંજ સઘળો ઘાટ ઉતારીશું. આ મોટા બંદરમાં તારા જેવી સુંદર છોકરીને ખરીદનાર ઘણા છે. અમને અમારા માગ્યા મુજબનાં નાણાં આપનારને તને સોંપીશું; અને જતાં પહેલાં તે તને સુખમાં રાખે એવી વિનંતિ કરતા જઇશું. સવિતા! આ અમારો નિશ્ચય છે. હવે તારે કંઈ જાણવાનું બાકી રહ્યું નથી. છેવટમાં તને જણાવવાનું કે જો તારે સુખમાં રહેવું હોય તો અમે અમારૂં કામ પૂર્ણ કરીએ ત્યાં સુધી તારે કંઇપણ બોલવું નહિ અને તું અમારી પુત્રી હોય એવી રીતે તારે વર્તવું. તને ખરીદનારને અમે તને અમારી પુત્રી તરીકેજ ઓળખાવીશું." આવી રીતે ચોખ્ખું જણાવી દઈ તે માણસ મૌન રહ્યો. સવિતા તેમની દુષ્ટ ઇચ્છા જાણી મનમાં દુઃખી થઇ. તે નાની હતી પણ હિંમતવાન હતી. પણ આ પારકા પ્રદેશમાં દુષ્ટોના સપાટામાં સપડાવાથી તેની હિંમત ધીમે ધીમે ઓછી થતી હતી. તે મનમાં ભય

ધરતી હતી; પણ ઉપરથી હિંમત દેખાડતી હતી. પોતાની થનાર કંગાલ દશાને માટે તેના હૃદયમાં શોક-સંતાપનો અગ્નિ સળગી ઉઠયો. તે આત્મ-ગત્ પ્રભુને પોકાર કરવા લાગી. દુષ્ટોનો વિચાર જાણ્યા પછી તે એક શબ્દ પણ બોલી નહિ. તેની આંખ્યોમાં જળ આવ્યું હતું, પણ દુષ્ટો જાણે નહિ એ હેતુથી તેણે લુછી નાખ્યું હતું. અંતે નિર્દોષ બાળાએ પૃથ્વીપર શયન કર્યું. સ્ત્રીયો વેચવાનો વેપાર કરનારા શયતાનો પણ મુસાફરીના શ્રમથી છેવટે નિદ્રાવશ થયા. ગરીબ સવિતાને નિદ્રા ક્યાંથી આવે? તે પારધીની જાળમાં સપડાએલા પંખીની માફક સમસ્ત શરીરે કંપતી હતી. બીજી બાજુએ સત્યવીર પણ જાગતો હતો. તેણે સઘળી વાત શ્રવણ કરી હતી કોઇક નિર્દોષ કન્યાને બદમાસો ફસાવી લાવ્યા છે; તેમનો ઇરાદો દુષ્ટ છે. પ્રભુ! તું આવા નરાધમોને શામાટે પૃથ્વીપર વધુ વખત જીવતા રહેવા દે છે? આ ગરીબ બાળાનાં માતાપિતાને કેટલો સંતાપ થઇ રહ્યો હશે? બદમાસોએ કોઇક સુખી શ્રીમંતનુંજ નખ્ખોદ વાળ્યું હોય એમ જણાય છે? શું આવા બદ-માસો જીવવા યોગ્ય છે? શું આ શયતાનો શિક્ષાને પાત્ર નથી? છે. જો મારી સત્તા હોય તો હું આવા નરરાક્ષસોને જીવતાજ અગ્નિકુંડમાં હોમું." સત્યવીર પથારીમાં પડગ્યો રહી આવા વિચાર કરવા લાગ્યો. તેને સવિતાની ઘણી દયા આવી. આ નિરપરાધી બાળાને કેવી રીતે દુષ્ટોના પંજામાંથી બચાવવી? આ પ્રદેશ બીજો છે. હાલ આવા તો-ફાનીઓનું જોર પણ વિશેષ છે; વગેરે વિચાર સત્યવીરના હૃદયમાં થવા લાગ્યા. મધ્યરાત્રિ થઈ. પહેરેદાર સિપાહીઓના પહેરા બદલાવાની હાલ-એલ સંભળાઇ. પીતળની ઘડીયાળોમાં ટકોરા થવા લાગ્યા. થોડીકવાર શાન્તિમાં અશાન્તિ થઈ; પણ પુનઃ પાછી શાન્તિ સ્થાપિત થઈ. સત્યવીરે ઘણીવાર વિચાર કરી નિશ્ચય કર્યો કે ગમે એમ થાય પણ તે નિર્દોષ

બાળાનું રક્ષણ કરીશ. આ કાર્યમાં બળ કરતાં બુદ્ધિની ઘણી જરૂર પડશે. ઠીક છે; કાલે સઘળું થઇ રહેશે પરમાત્માએ તે બાળાને બચાવવા મને આ ધર્મશાળામાં લાવી મૂક્યો હોય તો કોણ જાણે? પ્રભુની ઘટમાળ ન્યારી છે. આ દુનિયાંમાં નવનવા રંગ નજરે પડે છે. પણ તેની સાથે ગરીબ નિરપરાધીયો ઘણાં પીડાય છે. પ્રભુ દયા કરો—દયા કરો." આમ આત્મગત બોલતો સત્યવીર શાન્ત થઈ સૂતો. તેણે ઉંઘવાને માટે ઘણો પ્રયત્ન કર્યો; પણ પારકા દુઃખે દુઃખી થનાર પરોપકારીને નિદ્રા કેવી રીતે આવી શકે? તેણે ઘણીવાર પાસાં ઘસ્યાં. એવામાંજ તેને સૂતેલી સવિતાના નિઃશ્વાસ સંભળાયા. દયાળુ હૃદય દુઃખી થઇ બોલી ઉઠયું, "ગરીબ છોકરી રડે છે. હા! તેને ઉંઘ કેવી રીતે આવી શકે? હું પણ તેને આશ્વાસન કેવી રીતે આપી શકું? લાવ કંઇક પ્રયત્ન કરૂં. આમ વિચારી સત્યવીર ઉભો થયો. દીવો ક્યારનોએ ઓલવાઇ ગયો હતો. અંધકાર સઘળે વ્યાપેલો હતો. સત્યવીર ધીમે કદમે સવિતાની તરફ જવા લાગ્યો; પણ તેની નજીક પહોંચે તે પહેલાંતો શ્વાન નિદ્રા ભોગવતા બન્ને બદમાશો જાગી ઉઠયા અને તેમાંથી એકે બેઠા થઇ ઉચ્ચ અવાજે પૂછ્યું,

"એ કોણ ફરે છે?"

"કોઇ નહિ એ તો હું." સત્યવીરે જણાવ્યું.

"પણ હું તે કોણ?" ફરી પ્રશ્ન થયો.

"મુસાફ઼ર, તમે કોણ છો?" સત્યવીરે પૂછ્યું.

"અમે પણ મુસાફર છીએ."

"આ ધર્મશાળામાં ક્યારના આવ્યા છો?"

"નવ વાગે."

"બરાબર, આજે હું વ્હેલો ઉંઘી ગયો હતો, તેથીજ મને

તમારા આવવાની ખબર પડી નહિ, વારૂ અત્યારે કેટલા વાગ્યા હશે ?"

"બાર."

"શું કહો છો? ખરેખર આજે વ્હેલા ઉંઘવાથી હું ઠગાયો છું. મ્હેં તો જાણ્યું કે મોટું પરોઢીયું થયું હશે?"

"નારે ભાઇ ના, હજી તો મધ્યરાત થઇ છે; જાઓ સુઇ જાવ."

"હવે ઉંઘ આવતાં ઘણીવાર થશે. પણ વારૂ તમે ક્યા ગામથી આવ્યા છો?" સત્યવીરે પૂછ્યું.

ઉંઘથી આંખ્યો ઘેરાતા બદમાસે જલ્દી વાત પતાવવાના ઇરાદાથી કહ્યું, "અમે દૂરથી આવીએ છીએ. અમે કાઠીયાવાડના રહીશ છીએ. દેશાટન કરતા કરતા અહિં આવ્યા છીએ."

"હવે કઈ તરફ જવાનો ઇરાદો છે?"

"રામેશ્વર થઈ જગન્નાથજી અને ત્યાંથી ઘેર. ભાઈ હવે જાઓ, સૂઇ જાવ. વધારે વાતો સવારમાં કરીશું. આજે મુસાફરીથી ઘણોજ થાક લાગ્યો છે. ઉંઘથી ઝોકાં આવે છે. તમારા પગરવથીજ જાગી ઉઠાયું છે. તમે સારા માણસ જણાયા એટલે હું કંઇ બોલ્યો નહિ. બાકી જો તમારી જગાએ બીજો કોઇ હોત અને હું જાગી ઉઠયો હોત, તો તેને હું બેચાર ગાળો પણ ચોપડાવત."

"તમારી ઉંઘમાં ભંગ પાડયો તેને માટે હું તમારી માફી માગું છું. તમે લાયક માણસ છો; એથી સઘળું સમજો. આપણે અહિં ક્યાં બેસી રહેવું છે કે જેથી એકબીજા સાથે ક્લેશ કરીએ? લ્યો ભાઇ! હવે સૂઈ જાવ; સવારમાં વ્હેલા ઉઠજો." કહી સત્યવીર તેની પથારીમાં પડયો. લુચ્ચાઓ ઘણા સાવધ છે. મારા ધીમા પગરવથી પણ જાગી ઉઠયા. એમને માટે મારે મહાન યુક્તિ કરવી પડશે. હશે, જે થશે એ જોઇ લેવાશે. ગરીબને બચાવવા શ્રી હરી મદદ અને બળ

આપશે. આમ વિચાર વમળમાં ગોથાં ખાતો સત્યવીર મોડી રાત્રે નિદ્રાવશ થયો. બિચારી સવિતા જાગતી હતી. દુઃખમાં દટાએલીને નિદ્રા ક્યાંથી આવે ? તેણે સત્યવીર અને પોતાને ફસાવી લાવનાર માણસ વચ્ચેની વાત સાંભળી. સવિતા નાની હતી; પણ ચંચળ અને ચાલાક હતી. વળી મનુષ્ય પરીક્ષક પણ હતી. સત્યવીરના બોલવાના અવાજ પરથી તેણે જાણી લીધું કે એ કોઇ દાનો માણસ છે. તેના શબ્દોમાં કોમળતા અને મીઠાશ છે. સવિતાએ દુઃખી હૃદયે આખી રાત્રિ વ્યતિત કરી, અંતે મોટા મળસકે તેને નિદ્રાએ ઘેરી લીધી. આખરે સવાર થયું, શીતળ પવન વ્હાવા લાગ્યો. તારાઓ આકાશમાં છૂપાવા લાગ્યા. અંધકાર અદસ્ય થયો, ધીમે ધીમે પ્રકાશ પથરાવા લાગ્યો. આ સમયેજ ધર્મશાળાની બહાર કોટડીમાં રહેતા રખવાળે બહારથી બૂમ મારી કે, દરવાજો ઉઘાડો. પણ તેનું બોલવું કોઇના સાંભળવામાં આવ્યું નહિ. અંદર સઘળાં ઉંઘતા હતા. દ્વાર કોણ ઉઘાડે ? રખવાળે ફરીથી બૂમ મારી, " મુસાફરભાઇઓ ! કમાડ ઉઘાડો. "

આ અવાજથી સત્યવીર જાગી ઉઠયો. તેણે ઉઠી દ્વારની સાંકળ ઉઘાડી, રખવાળ અંદર આવ્યો. તેણે પેલા બે મુસાફરોને જગાડયા. સવિતા જાગ્રત થઇ. તેણે બેઠી થતાંજ સત્યવીરના સામે નજર કરી. સત્યવીરે પણ તેના સામે જોયું. બન્નેની દ્રષ્ટિ એક થઈ. સવિતાએ એવી તો કરૂણા દ્રષ્ટે સત્યવીરના સામે જોયું કે જેથી સત્યવીરના હૃદયમાં અતીશય દયાનો સંચાર થયો. તેણે આંખ્યો નીચી નમાવતાં ધિરજ ધરવાની ઈશારત કરી; પણ એ ઇસારત સવિતા સમજી યા ન સમજી એ તેનું મન જાણે ? પેલા બન્ને પરદેશીઓ દાતણ પાણી કરી નિવૃત થયા. બાદ તેમાંનો એક બીજાને ત્યાં રાખી બહાર નગરમાં ગયો. સવિતા એક જગાએ નીચું મુખ રાખી બેસી રહી. સત્ય-

વીરે તે એકલા બેઠેલા માણસની પાસે જઇ બેસતાં પૂછ્યું, "ભાઇ! રાત્રે તમેજ જાગી ઉઠ્યા હતા કે?"

"હા."

"મારી ઉપર ગુસ્સે તો નથી થયાને?"

"અરે જાવરે મહેરબાન, તમે એ શું બોલ્યા?"

"રખેને એમ થયું હોય? ઉંઘમાં મારાથી પણ એમ બની શકે?"

"નારે ના, તમે તો અમારા મિત્ર જેવા છો. વારૂ તમે ક્યાંથી આવ્યા છો?"

"અમદાવાદથી."

"શું કંઇ વ્યાપારાર્થે આવ્યા છો?"

"ના, હું તો જાત્રાએ નિકળ્યો છું."

"હવે કઈ તરફ જવાનો વિચાર છે?"

"નાશીક સુધી."

"એમ કે? ઠીક, પ્રભુએ પૈસા આપ્યા હોય એમ જણાય છે?"

"હા, પ્રભુ કૃપાએ મારા પિતા પુષ્કળ ધન મૂકી ગયા છે. જાત્રાએ પાંચસો મહોરો લઇને નીકળ્યો છું. સો વપરાઇ છે, ચારસો બાકી છે. ધીમે ધીમે આખો હિંદુસ્તાન ફરવા વિચાર છે. વારૂ આપ કઇ જ્ઞાતીના છો?"

"વાણીયા. તમે?"

"હું પણ તમારી નાતનો જ છું." સત્યવીરે ગપ ડોકી. હરામખોરે જાત જુઠી જણાવી એ સત્યવીરે તરત જાણી લીધું અને તેથી તેણે પણ પોતાની એજ જ્ઞાતી બતાવી. બદમાસ આનંદ પામી

બોલ્યો, "ચાલો ત્યારે ઘણા આનંદની વાત છે કે આપણે જાત ભાઈજ મળ્યા. ભાઇ! તમે કેટલા દિવસથી અહિં છો?"

"હું ગયા પરમ દિવસે જ અહિં આવ્યો છું. આ બંદરથી અજાણ્યો તેથી અહિં જ ઉતર્યો છું." સત્યવીરે કહ્યું.

"જમો છો ક્યાં?"

"વીશીમાં."

"આજે વિશીમાં ન જશો. તમારી રસોઇ અમારા ભેગી થશે. અમે વાસણ કુસણ સાથે રાખીને જ ફરીએ છીએ."

"પણ રાંધશે કોણ?"

"આ છોકરી"

"તે કોણ છે?"

"પેલા બજારમાં ગયા છે તે મારા ભાઈની પુત્રી."

"છોકરી ઘણી શાન્ત સ્વભાવની લાગે છે." સત્યવીરે સવિતાના સામે જોઇ હસતાં હસતાં કહ્યું.

"હા, શાન્ત અને શરમાળ ઘણી છે. તે ખપ જેટલી જ વાત કરે છે."

"ચાલો, તમારી ઓળખાણથી મને આનંદ થયો. કોક દિવસ અમદાવાદ આવી મારૂં ઘર પાવન કરજો."

"શા માટે નહિ, ઓળખાણ થઇ છે તો હજાર વખત આવવું પડશે."

"સીધુ લેવા કોણ જશે?"

"મારા ભાઈ જશે કે હું જઇશ."

"લ્યો તારે મારૂં સીધુ લાવવાના આ પૈસા." કહી સત્યવીરે એક સુવર્ણ મહોર તેની તરફ ફેંકી. વિવેક દર્શાવવા ખાતર આનાકાની

ફરતા તે ઉજળા ગૃહસ્થે મ્હોર લઈ ખીસ્સામાં મૂકી. સત્યવીરની પ્રત્યે આટલો બધો સ્નેહ દર્શાવવાનું કારણ એજ કે તેની પાસે ચારસો સોના મ્હોરો છે એ સાંભળીને જ. લુચ્ચાનો ઈરાદો હરકોઇ પ્રકારે મ્હોરો પડાવી લેવાનો થયો. આ પછી સત્યવીર બહાર ફરવા નીકળ્યો. પેલો બીજો બહાર ગએલો બદમાસ આવી પહોંચ્યો. પ્રથમનાએ સત્યવીરની વાત બરાબર સમજાવી દીધી. આજ રાત્રે તેનો ઘાટ ઉતારીશું. બીજાએ જણાવી દીધું. તે પછી તે પૈસા લઇ સીધુ સામાન લેવા ચાલતો થયો. તે ગયો કે તરત સત્યવીર પાછો આવ્યો. હરામખોરે તેને માનપૂર્વક બેસાડયો. બન્ને જુના દોસ્તો હોય એ પ્રમાણે વાતો કરવા લાગ્યા. બાદ થોડીવારે તેણે સવિતાને દેવતા સળગાવવાની આજ્ઞા કરી. સવિતા ભગ્ન મને ઉભી થઇ ધર્મશાળાના એક એકાન્ત ખૂણા તરફ જઇ ત્યાંની જગા સાફ સુફ કરવા લાગી. ત્યાં રહેલો હરામખોર ગાંસડો છોડી અંદરથી વાસણ કાઢવા લાગ્યો. તેમાંથી એકેક વાસણ ઉપાડી સત્યવીર સવિતાની પાસે મૂકી આવવા લાગ્યો. સવિતાએ દેવતા સળગાવ્યો. સત્યવીરે પેલા માણસને પાણી લાવવાનું સૂચવ્યું. ધર્મશાળાની બહાર નજીકમાં એક કુવો આવેલો હતો. સત્યવીર ધર્મશાળાના રખવાળ પાસેથી દોરડું અને ઘડો માગી આવ્યો અને તે બન્ને સાધન તે માણસના હાથમાં મૂકયાં. તે માણસ કે જેનું નામ ગીરધર હતું, તે પાણી લેવા ચાલતો થયો. સત્યવીર અને સવિતા એકલાં પડયાં. બન્નેને આ અમૂલ્ય સમય મળી ગયો. તરત સત્યવીરે સવિતાને ધીરજ ધરવાનું સૂચવી જણાવ્યું કે, આજે ગમે એ પ્રકારે તને દુઃખ મૂક્ત કરીશ. તું મારામાં વિશ્વાસ રાખજે. હું મારો ધર્મ બરાબર સમજું છું. મ્હેં રાત્રે તમારી દરેક વાત સાંભળી છે. વધુ વાતો આપણે માર્ગમાં કરીશું. રાતના નવ વાગે તૈયાર થઇ રહેવાનું છે."

સત્યવીરનું એકાએક આવું કહેવું સાંભળી સવિતાએ દીનવદને તેના સામે જોયું. જેને દુઃખ મૂક્ત થવાની લેશ પણ આશા નહોતી; જે મરણનીજ રાહ જોઇ રહી હતી; તેને આવું શાન્તવન મળતાં અને આવો સ્હાયક મળતાં કેટલો આનંદ થાય તે આપણે પોતે જ સમજી લેવાનું છે. સવિતા તેના દયાળુ મદદગાર તરફ સજળ નયને જોઇ રહી. તેના હૃદયમાં ડૂમો ભરાઇ આવ્યો. ક્ષણપર્યંત તે બોલી શકી નહિ. સત્યવીરે પેલો આવી ચઢશે કહી તેને સાવધ થવાની સૂચના આપી. સવિતાએ સાવધ થઈ ધીમેથી પૂછ્યું, "એ બન્ને દુષ્ટો મહાકારસ્થાની છે, સાહસીક હિંમત બાજ છે; એવા દુષ્ટોના પંજામાંથી આપ મને કેવી રીતે મૂક્ત કરશો ?"

"તેની તમને રાત્રે ખબર પડશે. સવિતા! સાંભળો, તમારે આજે ઘણી જ ચપળતા વાપરવાની છે. તમે ચાલાક છો એવી મારી ખાત્રી છે. જુઓ, હું અત્યારે બજારમાં જઈ આ બે પડીકાં લેતો આવ્યો છું. તેમાં એકની અંદર ઘેનની ભૂકી છે અને બીજામાં સોમલ છે. આ બન્ને પડીકાં તમારે લાડુની અંદર નાખી દેવાં. આ પહેલાં તમારે અને મારે માટે ચારેક લાડુ પ્રથમથી અલગ રાખવા. ગફલત થાય નહિ. ખૂબ સંભાળજો; અને રસોઇ ધીમે ધીમે કરજો કે જેથી સાંજના ચાર વાગે. જમ્યા પછી લગભગ બે કલાક તેઓ ગાઢ નિદ્રામાં પડશે. તેઓ સવાર સુધી જાગનાર નથી. રાતના દસ વાગતાંમાં તો તેમના રામ રમી જશે. પાપીઓને આ શિક્ષા યોગ્ય છે. તેમના જેવા નરાધમોની જીંદગીની જગતને જરૂર નથી. તે ક્રૂર કસાઇઓને મરવું જ જોઇએ. તેમના ફૂટેલા નશીબમાં આવું જ મ્હોત લખાએલું છે." આટલું કહી તેણે બે પડીકાં સવિતાના હાથમાં મૂકયાં. સવિતાએ તે પડીકાંને પહેરેલાં વસ્ત્રમાં છૂપાવ્યાં. આ પછી

સત્યવીર દૂર જઇ બેઠો. ગીરધર પાણી ભરી લાવ્યો. બાદ થોડીવારે બીજો માણસ કે જેનું નામ વાઘજી હતું તે સીધુ શાક વગેરે ખરીદી આવ્યો. વાઘજીએ સીધુ સવિતાને સ્વાધિન કરી ફક્કડ લાડુ બનાવવાનું સૂચવ્યું. રસોઇ થવા લાગી. સત્યવીર સાથે બન્ને બદમાસો ગપ્પાં મારવા લાગ્યા. સત્યવીર પણ તેમને ખીલાવવા લાગ્યો. બે કલાક વાતો કરી વાઘજી બહાર જવા ઉભો થયો. તે શા માટે બહાર જાય છે તે ગીરધર જાણતો હોવાથી તેણે કંઇ પણ પુછ્યું નહિ. સત્યવીરને પણ જાણવાની જરૂર નહોતી. તે જાણી ચૂક્યો હતો કે વાઘજી આજે સવિતાને ખરીદનારની શોધમાં જવા નીકળનાર હતો. વાઘજી ભપકા બંધ વસ્ત્ર ધારણ કરી ચાલ્યો. સત્યવીરે જમવાને માટે જલ્દી પાછા આવવાનું કહ્યું. વાઘજી મનમાં ચીડાયો. કારણ કે બહાર જતી વખતે જમવાનું નામ અપશુકન વાળું ગણાય. આજે કામ થશે કે નહિ એમ ગડભાંગ કરતો વાઘજી ધર્મશાળાની બહાર નીકળ્યો. ધર્મશાળાના પગથીઆં ઉતરતાં જ તેને વિધવાના શુકન થયા. વિધવાને બે ચાર ગાળો ચોપડાવી વાઘજી આગળ વધ્યો અને વીરપુર બંદર અવલોકતો—અવલોકતો આગળ ચાલ્યો. કેટલેક દૂર જઇ તેણે એક કાગળની નાની કાપલી કાઢી. તેમાં કોઇક માણસનું ઠેકાણું લખેલું હતું. વાઘજી ઠેકાણું પૂછતો—પૂછતો એક સાંકડી ગલીમાં પેઠો. ત્યાં એક દેશી દારૂનું પીઠું આવેલું હતું. તે પીઠામાં જઇ વાઘજીએ તેના હાથમાંની ચીઠ્ઠી દારૂ વાળાને બતાવી. આ નામ વાળો હું પોતે જ. કહી એક જાડો, હબશી જેવો દેખાતો મુસલમાન્ તેની માંજરી આંખ્યોવડે વાઘજીના તરફ જોઈ રહ્યો. વાઘજીએ પૂછ્યું, " શું આપનુંજ નામ ખુદાબખ્સ ? "

" હા. "

" તમે શું ધંધો કરો છો ? "

" દારૂ વેચવાનો અને દલાલીનો. "

" મારે એક છોકરી ચોકઠું બેસાડવાનું છે ? "

" ઘણી ખુશીથી, ફરમાવો; સેવક બધું બરાબર કરશે. પણ પ્રથમ આપનું નામ તો જણાવો ? "

" મારૂં નામ વાઘજી. "

" એમ ! વારૂં આપના પિતાજીનું નામ ? "

" હાથીભાઇ. "

" રહેવાશી ? "

" ઝાલાવાડ. "

" શું તમે ઝાલાવાડી છો ? " ખુદાબક્ષે કંઇક આશ્ચર્યતાના ડોળથી પૃછ્યું.

" હા, કેમ ફરીથી પૂછવું પડ્યું ? "

" ત્યાં એક વ્હેપારી છે તેને ઓલખો છો કે ? "

" તેનું નામ જણાવો ? "

" કરીમબક્ષ નુરમહમદ, મોટા દલાલ છે ? "

" હા, તેને અને અમારે તો ભાઈ જેવો જ સંબંધ છે. આ તમારૂ ઠેકાણું અમને તેણે જ લખી આપ્યું છે. "

" તમે કીયાં ઉતરા છો ? "

" ધર્મશાળામાં. "

" અરે જાવરે ભલા આદમી ! તમે એમ કાંય કીધું ? આ ઘર તમારે પોતાનું જ સમજવું હતું. ચાલો, આવો અંદર, આપણે નિરાંતથી વાતો કરીએ. " કહી ખુદાબક્ષ વાઘજીનો હાથ પકડી અંદર લઇ ગયો. બન્ને એક ઓરડામાં આવી બેઠા. ખુદાબક્ષે નોકર પાસે

પાન સોપારી મંગાવી વાઘજીનું સ્વાગત કર્યું. બાદ વાઘજીએ પોતાના આગમનની તમામ વાત તેને કહી સંભળાવી. ખુદાબખ્સ તેનું કામ પૂર્ણ કરી આપવાને તૈયાર થયો. તેણે વાઘજીને કેટલા રૂપીઆ લેવાની મરજી છે એમ પૂછ્યું. વાઘજીએ વીસ હજારની ઇચ્છા જણાવી. હા ના કરતાં બાર હજાર નક્કી થયા. ખુદાબખ્સે ત્રણ દિવસમાં સઘળી બાબતનો ફેંસલો કરી રૂપીઆ અપાવવાનું વચન આપ્યું. વાઘજીએ તેને બસો રૂપીઆ પાઘડીના આપવાનું કહ્યું. તે પછી બીજે દિવસે મળવાનું નક્કી કરી બન્ને છૂટા પડયા. વાઘજી ધર્મશાળામાં આવ્યો. બે વાગી ગયા હતા. તેને પેટમાં ભૂખ કકડીને લાગી હતી. વાઘજી આનંદી ચ્હેરે ગીરધર પાસે આવી બેઠો. તેના હસ્તા મુખ પરથી ગીરધરે જાણી લીધું કે કામ નક્કી થઇ ગયું છે. વાઘજીના આનંદનો પાર નહોતો. તે મનમાં હવાઇ કીલ્લા બાંધતો હતો. તે વિચારતો હતો કે બસ હવે કામ તમામ, ફક્ત એક બે દિવસ બાકી છે. ચોથા દિવસે સાંજ સુધીમાં તો પુષ્કળ નાણું મળશે. આજ રાત્રે જોડેના મુસાફરનું પણ ખૂન કરી ચારસો મ્હોરો લઇશું અને પછી બાર હજાર રૂપીઆ. બસ પછી પૈસા માટે જીવતાં સુધી ચીંતા રેહેવાની નથી. આમ વિચારતા વાઘજીએ રસોઇની કેટલી વાર છે એમ પૂછ્યું. ફક્ત થોડીવાર છે એમ જવાબ મળ્યો. સવિતા લાડુ વાળતી હતી. સત્યવીરે બન્ને બદમાસોને વાતમાં વાળ્યા હતા કે જેથી સવિતાને લાડુમાં પેલો પદાર્થ ભેળવતાં અડચણ નડે નહિ. સવિતા ચાલાક હતી, તેણે સત્યવીરના કહ્યા મુજબ કામ કરી નાખ્યું. રસોઈ તૈયાર થઇ. વાઘજીએ રૂવાબથી થાળીયો પીરસવાને સૂચવ્યું. સવિતાએ ત્રણ થાળી તૈયાર કરી. બન્ને હરામખોરોની થાળીયોમાં બબ્બે લાડું સોમલ વાળા ગોઠવ્યા. સત્યવીરની થાળીમાં સારા મૂક્યા. ત્રિપુટી જમવા લાગી. સત્યવીર

વાતોના તડાકા ઠોકવા લાગ્યો. તે ઘણો વાચાળ હતો. તેની જીભ છૂટી હતી. ભલભલાને તે પોતાની વાતોથી ભોળવતો હતો. વાતો સાથે જમવામાં આનંદ પડતો હતો. સત્યવીરે મૂક્ત કંઠે રસોઈની પ્રશંસા કરી. પરસ્પરમાં વધારે જમવાનો આગ્રહ થવા માંડ્યો. બદમાસો ચાર-ચાર લાડુ ઝેરના ઉડાવી ગયા. સત્યવીરે પણ પેટ પૂર્ણ ખાધું. આખરે ત્રણે જમી રહ્યા. તેમના ઉઠયા પછી સવિતા જમવા બેઠી. પેલા જમી ઉઠેલા ત્રણે જણા પાન સોપારી ખાઈ આડા થયા. વિવિધ પ્રકારની વાતો ચાલવા લાગી. સત્યવીર મોટી-મોટી વાતો કરવા લાગ્યો. તેની વાતોથી બદમાસો તેને લક્ષાપતીનો પુત્ર સમજવા લાગ્યા અને અમારાં નશીબે જ તને મેળવ્યો છે એમ માનવા લાગ્યા. વાતોમાં બે કલાક વિત્યા. અંતે છ વાગ્યા. સાયંકાળ થયો. ગીરધર અને વાઘજીની આંખ્યો ઘેરાવા લાગી. સવિતા પણ વાસણ માંજી ક્યારનીએ નિવૃત્ત થઈ ત્યાં આવી બેઠી હતી. આંખ્યો ભારે થતી જાણી ગીરધરે કહ્યું, "વાઘજી! મને ઉંઘ આવે છે, આજે આટલી વ્હેલી ઉંઘ શાથી આવતી હશે?"

"ભાઈ! મારી પણ તારા જેવીજ દશા છે. હું તો ક્યારનોએ ઝોકાં ખાઉં છું. આવી ઉંઘ તો મ્હેં આખા જન્મારામાં પણ અનુભવી નથી." વાઘજીએ જણાવ્યું.

"અરે યાર! હું તો ક્યારનો સૂઇ જાઉં એમ થયા કરે છે; પણ તમારા માનની ખાતર પરાણે બેસી રહ્યો છું. મને લાગે છે કે આપણાથી આજે વધારે ખવાયું છે અને તેથી જ આમ બન્યું છે." સત્યવીરે કહ્યું. સઘળા તેની વાતને મળતા થયા. આ પછી લગભગ એક કલાકે તેઓ ગાઢ નિદ્રામાં પડયા. તેમની આ ઉંઘ છેલ્લી જ હતી. તેઓએ ચીરકાળની નિદ્રા પ્રાપ્ત કરી હતી. ફરીથી જાગ્રત

થવાનું તેમના પ્રારબ્ધમાં નહોતું. જાગૃતાવસ્થામાં સૂતેલા સત્યવીરે બેદા થઈ તેમને એ ચાર ખૂણો મારી ખાત્રી કરી જોઇ. બરાબર ખાત્રી થતાં તેણે કહ્યું, "સવિતા ! તારા દુઃખનો અંત આવ્યો છે. પ્રભુએ તારી દાદ સાંભળી છે. તને દુઃખ દરીયામાં ડૂબાવનારા દુષ્ટો સદાની નિદ્રામાં પડ્યા છે. તેઓ હવે કદી જાગૃત થવાના નથી. માટે ચાલ તૈયાર થા, ગાંસડાં પોટલાં બાંધી લે; આપણે રસ્તે પડી જઇએ."

સવિતાએ તત્કાળ ઉભી થઇ જોઇતી વસ્તુઓની ગાંસડી બાંધી દીધી. પાપાત્માઓ પાસે બસો રૂપીઆ હતા તે પણ લઈ લીધા. તે પછી સત્યવીરે સવિતાને ધીમેથી નીકળી આગળ જઈ બહાર ઉભી રહેવાનું જણાવ્યું. ધર્મશાળાનો રખવાળ જાણે નહિ એવી રીતે સવિતા બહાર નીકળી ગઇ. તે પછી સત્યવીર જવાને તૈયાર થયો. તેણે રખવાળને બોલાવ્યો; અને પોતાને સારી સગવડ કરી આપવાને માટે તેનો ઉપકાર માની તેના હાથમાં દસ રૂપીઆ મૂક્યા. રખવાળ ખુશ–ખુશ થઈ ગયો અને શેઠ પધારજો, કોક દિવસ કૃપા કરજો; એમ વારંવાર કહેવા લાગ્યો. સત્યવીર બહાર નીકળી કમળાને મળ્યો. બન્ને ત્યાંથી પસાર થયાં.

## પ્રકરણ ૨૩ મું.

### પૂર્વ વાતની સમાપ્તિ.

રાત્રિના નવેક વાગ્યાનો સુમાર થયો હતો. રસ્તા પર ફાનસો પ્રકાશી રહ્યાં હતાં. જનસમાજનો અવર જવર બંધ થયો નહોતો. સત્યવીર અને સવિતા એક બીજી ધર્મશાળા નજીક આવ્યાં. તેમનો

વિચાર આજની રાત્રિ પસાર કરી પ્રાતઃકાળમાં પ્રયાણ કરવાનો હતો. અનેક લોકોને પૂછતાં તેમને ધર્મશાળા મળી આવી હતી. બન્ને અંદર પ્રવેશ્યાં. ધર્મશાળા નાની હતી. સ્વચ્છતાનું તો નામ નિશાન નહોતું. અંદર ચારેક રખડતાં ભીખારીયો પડી રહ્યાં હતાં. સત્યવીરે ધર્મશાળાના નોકરને બોલાવી દીવો માગ્યો. નોકરે દીવો બીવો મળશે નહિ, અંધારામાં પડી રહેવું હોય તો પડી રહો. મને શું મળશે કે જેથી હું તમને દીવો લાવી આપું." આવા પ્રકારના તે અનેક શબ્દો બોલ્યો. આની ઇચ્છા કંઇક લેવાની છે ધારી સત્યવીરે કહ્યું, "ભલા માણસ ! મને લાગે છે કે તને સારા ખોટા માણસની પરીક્ષાનું મુદ્દલે જ્ઞાન નથી ? અમે આ તારી ધર્મશાળામાં ફક્ત આજની રાતજ રહેનાર છીએ. મોટું મળસકું થશે એટલે ચાલ્યાં જઇશું. એટલા વખત સુધી જો તું એક દીવાનું કોડીયું અને પાથરવાની બે ગોદડીઓ લાવી આપીશ તો તારો મોટો ઉપકાર થશે. વળી હું તને મફતમાં મહેનત આપવા ઇચ્છતો નથી. લે આ તારી મહેનતનો રૂપીઓ." કહી સત્યવીરે ગજવામાંથી રૂપીઓ કાઢી તેના હાથમાં મૂક્યો. મહાદેવી લક્ષ્મીનો પ્રતાપ કંઇક જુદો જ હોય છે. તેના પ્રતાપે જંગલમાં પણ મંગળ થાય છે. ધર્મશાળાના નોકરના હાથમાં રૂપીઓ આવતાંજ ખુશ–ખુશ થઇ ગયો અને પછી રૂપીઆને ફેંટમાં ચઢાવી બોલ્યો. શેઠજી ! હું જે આપની સાથે બોલ્યો તેને માટે મને માફ કરજો.

મ્હેં તમને ઓળખ્યા નહિ. વળી તમારા જેવા ઉમરાવ દિલના માણસ આ ધર્મશાળામાં આવતાજ નથી. આ ધર્મશાળા ખરૂં પૂછાવો તો ધર્મશાળા નથી પણ કર્મશાળા છે. આ ધર્મશાળામાં ઉપર નીચે મળી અનેક કોટડીયો આવેલી છે. તેમાં કોઇ સારા માણસો આવીને રહેતા નથી, પણ લુચ્ચા, ચોર, લફંગા, જુગારી વ્યભીચારી, વગેરે

આવીને રહે છે. આ સઘળી વાત હું તમને ઘડી પછી જણાવીશ. હાલ તો તમને પ્રથમ ગોદડાં, દીવો વગેરે લાવી આપું." કહી તે નોકર ઉપરના ભાગમાં જઈ ચાર ગોદડાં અને એક ફાનસ લઇ આવ્યો. અને એક સારો સ્વચ્છ ઓરડો ઉઘાડી તેમાં પડેલા બે સુંદર ખાટલા પર ગોદડાં બીછાવી દીધાં. સત્યવીર અને સવિતા તે ઓરડામાં આવી બેઠાં. નોકર તેમની સામે ઉભો રહી બોલ્યો, " આપને કંઈ જમવાની ઇચ્છા છે ?"

" ના, અમે જમીનેજ આવ્યાં છીએ; ફક્ત પાણીની જરૂર પડશે." સત્યવીરે કહ્યું. તરત તે નોકર ચાલતો થયો અને એક કોરો ચંબુ ભરી લાવી ઓરડામાં મૂક્યો. આ પછી સત્યવીરે તેને નીચે બેસાડી પૂછ્યું, " આ ધર્મશાળા કોણે બંધાવી છે ?"

નોકર મુછમાં હસી કહેવા લાગ્યો, " આ ધર્મશાળા બંધાવનાર એક બ્રાહ્મણ છે. તે અસલ એક નાના ગામડાનો રહેવાશી હતો. તેના માબાપ ઘણાં ગરીબ હતાં. દાણા–લોટ વગેરે અનાજ માગી લાવી ગૂજરાન ચલાવતાં. છોકરાનું નામ ભાનુશંકર હતું. તે બાલ્યકાળથીજ બુદ્ધિશાળી હતો. ગામઠી નીશાળે ભણી હુંશીયાર થયો અને તે પછી અમદાવાદ જઇ વધારે ભણ્યો. ઉમ્મરે વધતાં તે ઘણો કાર્યદક્ષ થયો. સારા સારા શેઠીયાઓની અને અમલદારોની ખુશામતો કરી પૈસા કમાવા લાગ્યો. તે પૈસાથી આગળ ભણ્યો. વખત વિતતાં વિલાયતથી આવેલા સાહેબ લોકમાં ભળ્યો અને તેમની ખુશામત કરી અમલદારોમાં અને કચેરીઓમાં જતો આવતો થયો. તે મૂળથીજ વાચાળ હતો. વાચાળ સાથે બુદ્ધિમાન પણ હતો. આથી લોકોના કજીયા, ફરીયાદ પતાવતો. કચેરીમાં પણ તેનું સારૂં ચાલતું. મોટા માણસોની ઓળખાણને લીધે તે જે માણસના પક્ષમાં ઉભો રહેતો

તે માણસ કદસ્થ ગુન્હેગાર હોય પણ કચેરીમાં વિજય મેળવતો. આવા વિજયથી તેને સારૂ દ્રવ્ય પેદા કર્યું, જનસમાજમાં તેની બાહોશીનાં વખાણ થવા લાગ્યાં. આથી શ્રીમંતથી માંડીને છેક ગરીબ સ્થીનાં માણસો કોરટ દરબારમાં તેનોજ આશ્રય લેવા લાગ્યા. મોટા ભણેલા માણસો પણ ભાનુશંકરની બુદ્ધિ આગળ પાણી ભરવા લાગ્યા. મોટા શેઠીયાઓ, ઠાકોરો, અને ગોરા સાહેબો તરફથી તેને સારાં પ્રમાણ પત્રો મળ્યાં. ટુંકાણમાં તેણે કાર્યદક્ષતા સાથે છળકપટ વિશ્વાસઘાત કરી અનેક લોકોને રડાવી પુષ્કળ ધન એકઠું કર્યું. ભીખ માગનારનો છોકરો ગાડી ઘોડામાં ફરતો થઈ હવેલીમાં રહેવા લાગ્યો. અનેક લોકો તેની ખુશામત કરવા લાગ્યા. જેને કન્યા મળવાના પણ સાંસાં તે ભાઇને ઉપરા ઉપરી માગાં થવા લાગ્યાં. ભાઇ એક સુજ્ઞ બાઇ સાથે પરણ્યા. આનંદમાં દિવસો નિર્ગમન થવા લાગ્યા. બાદ સમય જતાં તેમનાં માતા પિતા સ્વર્ગે સીધાવ્યાં. આ પછી ભાઇ આ નગરમાં આવી રહ્યા. અહિં તેમનાં અનેક મકાનો આવેલાં છે. અહિં મોટા પ્રતિષ્ઠિત માણસોમાં તે માનનીય ગણાય છે. મોટા મોટા શ્રીમંતો, સાહેબો તેની સલાહ મુજબ કામ કરે છે. હાલ તેને સાઠ વરસ થયાં છે. તેની પત્ની ગઈ સાલમાં મરણ પામી છે. પાસે પૈસો પુષ્કળ છે, પણ પાછળ કોઈ ખાનાર નથી. તેના પિત્રાઇઓ તેના મરણની રાહ જોઇ રહ્યા છે. જેણે અનેકને રડાવી ધન એકત્ર કર્યું હોય, તેને ભગવાન ખાનાર ક્યાંથી આપે ? એ કુદરતનો ન્યાય છે. એવા અન્યાયી માણસો તો વાંઝીયાજ મરે છે. આપણે ઘણી વખત જોઇએ છીએ અને સાંભળીએ છીએ કે ફલાણા શેઠને કરોડો રૂપીઆ છે, પણ પાછળ કોઇ ખાનાર નથી, ફલાણા શેઠને મોટાં હવેલાં છે, પુત્રને માટે અનેક બાધા-માનતાઓ કરે છે, પત્થર એટલા દેવ ગણે છે; શેઠાણી ભુવા બ્રાહ્મણોને પુષ્કળ પૈસા ખવરાવે

છે, પણ છોકરૂં થતું નથી. આનું કારણ એજ કે તેણે હરામનું ધન એકઠું કર્યું છે અથવા તો પૂર્વનો મહા પાપી હોવો જોઇએ. વાંઝીયાઓની બાબતમાં આ બે સિદ્ધાંતો અવસ્ય લાગુ પડે છે. શ્રીમંતો કરતાં સંતોષી ગરીબો પુત્ર સુખનો વધુ આનંદ મેળવે છે; પણ શ્રીમંતો હાય છોકરાં, હાય ધન કરતા મરે છે. ભાનુશંકરને કોઈ ખાનાર નહિ હોવાથી ભારે ચિંતા થતી હતી. તેને તેના મિત્રો તરફથી બીજીવાર લગ્ન કરવાનું સુચવવામાં આવ્યું; પણ તેણે ના પાડી ભગવત ભજન કરી કરેલાં પાપ ધોવાનો નિશ્ચય કર્યો. તેણે દ્રવ્ય વાપરવા માંડયું. જો કે તેણે પોતાનો પૈસો જનસમાજના શ્રેયના નિમીતથી વાપરવા માંડયો હતો; પણ તેમાં તેનું નામ ગવાય તેવું કરતો હતો. તેના દાનનો ગેર ઉપયોગ થતો હતો. લોકો ઉપરથી સારૂં કહેતા; પણ અંદરથી તેનું બુરૂં બોલતાં. તેનાં સગાં વહાલાં અને ન્યાતનાં પણ તેના કાર્યોની નિંદા કરતાં. આથી તેણે પોતાની જ્ઞાતી પ્રત્યે ધિક્કાર દર્શાવ્યો. ન્યાતના શ્રેયમાં કંઇપણ કર્યું નહિ. છેવટે તેણે પચાસ હજાર રૂપીઆ ખર્ચી આ ધર્મશાળા બંધાવી. આ ધર્મશાળાની સાથે પોતાની પત્ની અને પોતાનું નામ જોડયું. પ્રથમ તો લોકોમાં તેની વાહવાહ થઇ. પણ આ ધર્મશાળા તૈયાર થતાં તેણે એવું તો કર્યું કે જેથી તે સર્વત્ર નિંદાને પાત્ર થયો. ધર્મશાળાનો અર્થ એજ કે તે પરદેશી મુસાફરો, વટેમાર્ગુઓ અને ગરીબોને વિશ્રામ લેવાની જગા. પણ આ ભાઇની ધર્મશાળા તો પૈસા ઉપાર્જન કરવાની કર્મશાળા. આ ધર્મશાળાની આગળ પાછળ દુકાનો કાઢેલી છે. તેને ભાડે આપેલી છે. અનેક લોકોએ દુકાનો માંડી છે. ભાડું પુષ્કળ મળે છે. ભાડુ ઉઘરાવવા કારકુનો રાખેલા છે. આ ઉપરના ભાગમાં અને નીચેના ભાગમાં આવી ઓરડીઓના ત્રણ ભાગ પાડવામાં આવ્યા છે. પહેલો વર્ગ, બીજો વર્ગ અને

ત્રીજો વર્ગ. પ્રથમ વર્ગ પૈસાદારોને માટે છે, બીજો સાધારણ માણસોને માટે અને ત્રીજો ગરીબ ગરીબાંને માટે. આ ત્રણે વર્ગમાં ઉતરનાર પાસેથી પૈસા લેવામાં આવે છે. પહેલા વર્ગના પાંચ રૂપીઆ, બીજાના બે, અને ત્રીજાના આઠ આના. મુસાફરો પૈસા આપે તે પ્રમાણે જગા મળે છે. ગરીબોને વિના પૈસે પેસવા દેવાની સખ્ત મનાઈ છે. હું આ ધર્મશાળામાં પાંચ વર્ષથી નોકર છું. મને દેખરેખ રાખવાનું કામ સોંપાએલું છે. પગાર મહીને આઠ રૂપીઆ મળે છે. આટલા વખતમાં જોઇ લીધું છે કે આ ધર્મશાળામાં ભાગ્યેજ કોઇ સારો માણસ આવીને ઉતરે છે. અહિં આશ્રય શોધવા આવનારાઓમાં મુખ્યત્વે શ્રીમાનોના ઉચ્છૃંખલ, વ્યસની લંપટ પુત્રો તેમના સમાન યુવતીઓ સાથે આવી પહેલા વર્ગમાં ઉતરે છે અને રાત્રિ રહી સવારમાં પસાર થાય છે. આવાં કુટીલ જોડાં, જુગારીયો વગેરે આ સ્થળનો સારો લાભ લેછે. આથી આ સ્થળની પેદાશમાં પણ દિન પ્રતિદિન વધારો થાય છે. કોઇ રડયા ખડયા ગરીબને માટે તો અહિં મુદ્દલે જગા નથી. જો કદાચ એવો કોઇ આવી ચઢે તો તેને તરત પાછો કાઢવો પડે છે. ઘણી વખતે લુચ્ચા દારૂડીયાઓ સ્ત્રીયો સાથે આવી મને દરવાજો ઉઘાડવાની બૂમો મારે છે. હું જાગૃત થઇ પ્રથમ તો તેમને મારો રોફ બતાવું છું અને પછી કંઇક મળતાં તેમને જોઇતી સગવડ કરી આપું છું. મારા ટુંકા પગારથી મારૂં પુરૂં થતું નથી. મ્હેં ઘણી અરજીઓ કરી પણ મારી દાદ સંભળાઇ નથી. આથી સહેલાણી લોકોની સગવડો સાચવી પૈસા મેળવું છું. આ પાપ મારે માથે નહિ પણ આ ધર્મશાળાના માલીકને માથે. કારણ કે તેણે પોતેજ પોતાની ધર્મશાળાની એવી વ્યવસ્થા કરી છે કે જેથી આ ધર્મશાળાને એક લેખે કુકર્મશાળાજ ગણાઈ શકાય. આપની સાથે પ્રથમ મ્હેં જે અવિનય બતાવ્યો તે એટલા

માટે જ કે તમે પણ કોઇ એવા જ સહેલાણી હશો. "શેઠ! આપના જેવા નેક દિલના આ સ્થળે ક્વચિત જ આવે છે. આટલી વાત કહી નોકર શાન્ત રહ્યો. સત્યવીરે તમામ વાત ધ્યાન પૂર્વક શ્રવણ કરી ધર્મશાળા બંધાવનાર પ્રત્યે ધિક્કાર દર્શાવી કહ્યું કે, "આ ધર્મશાળા બંધાવનાર માણસ કુકર્મોનો ઉત્તેજક છે. જો તેને પુણ્ય સંપાદન કરવું હતું તો આ સ્થળનું દ્રવ્ય ઉપાર્જન કરવાની જરૂર નહોતી. ધર્મશાળા વિશ્રામ ગૃહ છે. મુસાફરો, ગરીબો વિશ્રામ લઇ આશિષ આપે છે. એ પુણ્ય તેને ફળદાયક છે; પણ આ ધર્મશાળામાં બનતા બનાવોનું ફળ તો પાપદાયક છે. આવા માલીકો ભારત માતાને ભાર રૂપ છે. તેનું નામ થયું તોએ શું અને ન થયું તોએ શું? હું આ ધર્મશાળામાં ન આવ્યો હોત તો ઘણું સારૂં થાત, કારણ કે અહિં આવવાથી જ હું તારી નજરમાં એવો જણાયો. વારૂ, અત્યારે આ સ્થળમાં એવાં કેટલાં માણસો છે?"

"અત્યારે તો કોઇ નથી. બે કલાક ઉપર એવા ત્રણ બદમાસો આવ્યા હતા, અને તેઓ એક કલાક રહી ચાલ્યા ગયા હતા. તે પછી ચાર રખડતાં ગરીબો આવી ચઢયાં, તેમની મ્હેં દયા લાવી, ગરીબોને મફત નહિ આવવા દેવાના હુકમનો ભંગ કરી, એક ખૂણામાં જગા આપી છે." નોકરે જણાવ્યું. આમ વાત થઇ રહી હતી, એવામાં બહારથી કોઇનો મોટો અવાજ સંભળાયો કે, "આ મકાનમાં કોણ રહે છે? દરવાજો ઉઘાડો."

સત્યવીરને ફાળ પડી. તેને પેલી પ્રથમની ધર્મશાળામાંના પ્રસંગનો સંશય પડયો. તેણે નોકરને તપાસ કરી આવવાનું સૂચવ્યું. નોકર ચાલતો થયો અને થોડીવારે એક વયોવૃદ્ધ માણસ સાથે સત્યવીરના ઓરડામાં દાખલ થયો. આવનાર માણસે ખભા પર પોટકું ભરાવેલું

હતું. માથે લાલ રંગની દક્ષીણી પાઘડી પહેરેલી હતી. તે ઘણો ઉતાવળે ચાલી આવ્યો હતો. સત્યવીરે તેને નીચે બેસવાનું સૂચવી ક્યાંથી આવો છો એમ પૂછ્યું. જવાબમાં તે વૃદ્ધ માણસે કહેવા માંડ્યું, "ભાઇ! હું અહિંથી પંદર ગાઉ પર આવેલા રામપુર ગામથી આવું છું. આ મોટા નગરમાં દરેક વસ્તુઓ મળે છે એથી કેટલીક ઉપયોગી વસ્તુઓ ખરીદ કરવાને આવ્યો છું. જાતે બ્રાહ્મણ છું, જ્યોતીષ અને વૈદકનો ધંધો કરૂં છું. હું નવ વાગે આ નગરમાં આવ્યો અને રાત્રિ પડી રહેવાના ઇરાદે મોટી ધર્મશાળામાં ગયો. હું આખા દિવસની મુસાફરીથી થાકી ગયો હતો, હું વિશ્રાન્તિ ઇચ્છતો હતો; પણ મારા નશીબમાં તે ધર્મશાળામાં ઉતરવાનું લખાએલું નહોતું. અંદર પ્રવેશતાં જ મને માલમ પડ્યું કે કોઇક બે પરદેશીઓ મરી ગયા છે. ત્યાં સરકારી માણસો બેઠેલાં છે. ધર્મશાળાના રક્ષકને પહેરા નીચે રાખ્યો છે; પણ તે નિર્દોષ હોય એમ જણાય છે. તેણે મોટા અમલદાર આગળ જણાવ્યું છે કે આ મરનાર બે મુસાફરોની સાથે એક સ્ત્રી હતી. તે મુસાફરો આવ્યા અગાઉ એક મુસાફર પણ આવીને ઉતર્યો હતો. તે કોણ હતો? ક્યાંનો હતો? શું નામ હતું? તેમાંનું હું કંઇએ જાણતો નથી. આજ બપોરે તેની અને મરનાર મુસાફરોની ભેગી રસોઇ થઇ હતી. તે જમવા બેઠા તે વખતે હું મારી ન્યાતમાં જમવાનું હોવાથી ચાલ્યો ગયો હતો. તે પછી હું રાતના સાડા આઠ વાગે અહિં આવ્યો હતો. છેવટે તપાસ કરતાં સ્ત્રી અને પ્રથમનો મુસાફર ગૂમ થએલાં જણાયાં અને આ બન્ને મરણ પામેલા માલમ પડ્યા. આ સિવાય વિશેષ હકીકત હું કંઈ પણ જાણતો નથી." તેનું બોલવું એક ગોરા સાહેબે લખી લીધું. આ વખતે હું એક બાજુએ ઉભો રહ્યો હતો. મ્હેં ત્યાં રોકાવું સલામત નહિ ધારી

ત્યાંથી નીકળવાનો વિચાર કર્યો; પણ એક પગલું આગળ ભરૂં એટલામાં તો મને સિપાહીએ પકડયો. અમલદારે સાક્ષી તરીકે સહિ કરવાનું સૂચવ્યું. મારે લાંબી મુસાફરી કરી આ નગર સુધી ધક્કા ખાવા પડશે જાણી મ્હેં તે અમલદારને પરદેશી છું, બ્રાહ્મણ છું; બચરવાલ છું વગેરે કહી છોડી દેવાની વિનંતી કરી. અંતે દયાળુ ભગવાન તેના મનમાં ઉતર્યો અને તેણે મને જતો કર્યો. હું જીવ લઇને ત્યાંથી નાશી છૂટયો અને અહિં આવ્યો. હવે કંઇક આરામ મળે તો સારૂં." આટલી વાત જણાવી તે વૃદ્ધે નોકર સામે જોયું. નોકર તેને બીજા ઓરડામાં લઈ ગયો. ત્યાં એક ગોદડી પડેલી હતી. વૃદ્ધ તેની પર પડયો. સત્યવીરે તે વૃદ્ધની વાત ધ્યાન પૂર્વક સાંભળી. તે ઘણીવાર વિચારમાં રહ્યો. સવિતા ઉંઘી ગઈ હતી. સત્યવીરે તેના સામે જોયું. તેની નજરમાં ઓર પ્રભાવ જણાયો. તેનાં દયામય નેત્રો થોડીક ક્ષણ સવિતાના નિર્દોષ ગૌર મુખને અવલોકી રહ્યાં. થોડીવારે વિચાર વમળમાં ઘસડાતું મન બોલ્યું ! "સવિતા! હવે સુખે નિદ્રા લે. તારા દુશ્મનો ચીરકાળની નિદ્રામાં પડી ચૂક્યા છે. તું હવે અભય છે." આ છેલ્લો શબ્દ પૂર્ણ થતાં જ નોકરે ત્યાં આવી કહ્યું,

"મને હવે કંઈ આજ્ઞા છે ?"

"ના, ફક્ત કંઇક પૂછવું છે ?" સત્યવીરે કહ્યું.

"આપને જવાબ આપવા તયાર છું."

"અત્યારે કેટલા વાગ્યા હશે ?"

"લગભગ એકનો સૂમાર થવા આવ્યો હશે ?"

"અહિંથી દરીયો કેટલે દૂર છે ?"

"નજીકમાં. અહિંથી ત્યાં જતાં ફક્ત દશેક મીનીટ લાગે છે."

"સવારમાં કોઈ વહાણ ઉપડવાની ખબર મળી છે ?"

" હા, એક વહાણ ખંભાત જનાર છે. તેની અંદર મારો ભાઈ પણ જનાર છે. "

" વહાણ કેટલા વાગે ઉપડશે ? "

" બરાબર ૭ વાગે. "

" ઠીક, તું જા અને મને મોટે મળસકે જગાડજે, કારણકે મારે પણ તેજ વહાણમાં જવાનું છે. "

" બહુ સારૂં. " કહી નોકર ચાલતો થયો. સત્યવીર દીવાનો પ્રકાશ ઓછો કરી સૂતો અને પછી કલાકના સુમારે ઉંઘી ગયો. રાત્રિ શાન્તિમાં પસાર થઇ. મોટા મળસકે ધર્મશાળાના નોકરે આવી બૂમ મારી. સત્યવીર અને સવિતા જાગૃત થયાં. બન્નેએ જવાની તૈયારી કરી. નોકરે પોટકું ઉપાડી આગળ ચાલવા માંડ્યું. સત્યવીર અને સવિતા તે ધર્મશાળાના સેવકની સાથે બંદરપર આવ્યાં. વહાણને ઉપડવાને હજી વાર હતી. સત્યવીર અને સવિતા ભાડુ આપી વહાણમાં બેઠાં. મૂકવા આવેલો નોકર તેના ભાઇને મળ્યો અને તેને સત્યવીરની તથા સવિતાની સંભાળ રાખવાની સૂચના કરી. વહાણમાં બીજાં પંદર ઉતારૂ હતાં. વહાણના અર્ધા વિભાગમાં માણસો અને અર્ધા ભાગમાં માલ ભરેલો હતો. આ વ્હાણ સીધું ખંભાત જવાનું હતું. સઘળાં મુસાફરોમાં એક રાજપુત્ર હતો. તે તેની સાથેના પાચ માણસો સાથે સત્યવીરની નજીકમાં બેઠો હતો. વહાણને ઉપડવાની તૈયારી થઇ. લંગર છૂટયાં; સઢ પવનમાં ફરકયા. નોકરે સત્યવીરને સલામ કરી. સત્યવીરે તેના હાથમાં પાંચ રૂપીઆ મૂક્યા. નોકર પ્રણામ કરી આભારની લાગણી દર્શાવતો ચાલ્યો ગયો. વહાણ ઉપડયું. પવન અનુકુળ હોવાથી સડસડાટ ચાલ્યું અને જોતજોતામાં કિનારેથી ઘણા માઇલ મધ્યમાં આવી દરીયાનાં પ્રચંડ મોજાં સાથે ખેલ ખેલતુ તીર વેગે ચાલવા

લાગ્યું. મુસાફરો પરસ્પરમાં આનંદદાયક વાર્તાલાપ કરતાં હતાં. સત્યવીરે સવિતાની સઘળી વાત જાણી લીધી. તે રાજપુર નામના નગરના દિવાનની પુત્રી હતી. જ્ઞાતિએ બ્રાહ્મણ હતી. તે શીવરાત્રિના દિવસે પોતાના નગરથી ચાર માઇલ દૂર આવેલા ગૌરીશંકર મહાદેવનાં દર્શનાર્થે તેની બે સખીયો સાથે ગઈ હતી. ત્યાંથી પાછાં ફરતાં હરામખોરોએ તેનું હરણ કર્યું હતું. તે લોકોનો ઇરાદો તેને વેચી નાખી સારૂં દ્રવ્ય પ્રાપ્ત કરવાનો હતો, કારણ કે તેઓ એવા જ ધંધા કરતા હતા. સવિતાને ઉપાડી તેઓ લગભગ ત્રણ માસ સુધી આ ગામથી બીજે ગામ ફર્યા હતા. સવિતા જબરી હતી. તે તેમના સામે થતી હતી; પણ રાક્ષસ જેવા માણસોની આગળ તેનું શું ચાલી શકે ? બદમાસોએ તેને કેટલાક દિવસ સુધી તો ખાવાનું નહિ આપી નરમ કરી. તેઓ છેવટે આ બંદરમાં આવ્યા અને ત્યાં તેમનું શું થયું તથા સવિતા તેમના ત્રાસમાંથી મુક્ત થઈ વગેરે આપણે જાણી ગયા. સવિતા સત્યવીરની કૃપાથી મૂક્ત થઈ. સત્યવીરની સદાની ઉપકારી રહી. વહાણની મુસાફરી દરમીયાન તે તેના હસમુખા સ્વભાવથી સત્યવીરને આનંદ અર્પવા લાગી. સત્યવીર તેનો આનંદી સ્વભાવ જોઇ અતી પ્રસન્ન થયો. થોડા વખતમાં તો બન્નેનાં મન મળી ગયાં અને જાણે નજીકનાં સગાં હોય એમ વર્તવા લાગ્યાં. વહાણમાં બેડે તેમને બે દિવસ પૂર્ણ થઇ ગયા હતા. આ બે દિવસમાં સત્યવીરે જાણી લીધું કે સવિતા એક સદ્‌ગુણી–વિવેકી આનંદી અનુપમ રમણી છે, સંસારમાં તે આનંદ અર્પવાને જ આવેલી છે. કોઈક મહા ભાગ્યવાન જ આ લાવણ્યમયીથી સંસારને સ્વર્ગ સમાન બનાવશે. આનંદી બાળા ! તારો સંસાર આનંદમય જ થાઓ! એવો મારા હૃદયનો આશિર્વાદ છે. ” સત્યવીર આનંદ

અનુભવતો વહાણમાં બેસી સમુદ્રની સપાટીપરથી પસાર થતો હતો. આજે ત્રીજા દિવસનું પરોઢ હતું. ઉતારૂઓ નિંદ્રાધિન થએલાં હતાં. વહાણ ચાલી રહ્યું હતું. શાન્તિ પ્રવર્તાએલી હતી. આ અરસ્સામાં જ એકાએક પવનનું પ્રચંડ તોફાન થયું. વહાણ ઉલટી દીશા તરફ ખેંચાઇ એક ખડક સાથે જોરથી અથડાયું. બાજુનો ભાગ ટૂટયો. પાણી ધોધ બંધ ધશી આવ્યું. ઉતારૂઓએ જાગી ઉઠી કકળાટ કરી મૂકયો. વહાણમાં પાણી ભરાતું હતું. સાથે વહાણ પણ ધીમે ધીમે નીચે બેસતું હતું. ઉતારૂઓના અકળાટ—ગભરાટનો પાર નહોતો. ખારવાઓએ વહાણ સાથે બાંધેલી બે હોડીઓ છોડી અને તેમાં ઉતારૂઓને જલ્દીથી બેસી જવાનું સૂચવ્યું. હોડીઓમાં બેસવાની પડા પડી થઇ. કેટલાંક બેઠાં ન બેઠાં એટલામાં તો વહાણ તળીએ બેઠું. ખારવાઓ હોડીયોમાં ચઢી બેઠા. બે ત્રણ ઉતારૂઓ ડૂબી પણ ગયાં. ખારવાઓએ હોડીયાં કિનારા તરફ હંકાર્યાં. આ હોડીયાનો લાભ સત્યવીર સવિતા અને તેમની નજીકમાં બેઠેલા રાજપુત્રને ન મળ્યો. તેમણે હોડીયોમાં જગા મેળવવાને ઘણાએ પ્રયત્ન કર્યા પણ ઉતારૂઓની તૂટાતૂટ આગળ તેમનો શ્રમ સફળ થયો નહિ. રાજપૂત્રની સાથેના સિપાહીઓ ડૂબી મૂઆ. સત્યવીર, સવિતા અને રાજકુમાર જળમાં પડયાં. જળનાં પ્રચંડ મોજાં તેમને ઉંચે નીચે લઇ જવા લાગ્યાં. આ ત્રિપુટીમાં સવિતા અને રાજપુત્રને તરતાં આવડતું હતું; પણ સત્યવીરને તો લોખંડની કોશ તરે તો તે તરી શકે એમ હતું. જળમાં પડતાં જ 'સવિતા ! હું ડૂબ્યો' આમ બોલતાં જ તે નીચે ગયો; પણ તરતજ પાછો ઉપર આવ્યો. સવિતાએ તેને એક હાથે પકડી લીધો. સવિતાનું કાર્ય આ વખતે અદ્દભુત હતું. તેનું સાહસ વખાણવા લાયક હતું. તે તરવામાં નિપુણ હતી. તે એક હાથથી

પાણી કાપતી અને એક હાથથી સત્યવીરને ઉંચો નીચો કરતી ઘણે દૂર નીકળી આવી. સત્યવીર બેભાન થઈ ગયો હતો. સવિતા પણ આખરે અબળા હતી, તે થાકવા આવી; પરંતુ તેણે અત્યાર સુધી અપૂર્વ હિંમત ભર્યું કામ કર્યું હતું. છેવટે તેના હાથ પગ શીથીલ થયા. જીવનની આશા નષ્ટ થવા આવી. તેણે સજળ નયને સત્યવીર તરફ જોયું. તેને જીવવાનો ફક્ત એક ઉપાય હતો. જો તે સત્યવીરને છોડી દે તો તેનું જીવન બચાવી શકે. પણ ના, તેનો અંતરાત્મા એવો નહોતો. તે પોતાના જીવન દાતાને કેમ છોડી દે? તેણે પણ તેની સાથે મરવાનો નિશ્ચય કર્યો. બચાવને માટે તેણે ઘણાં તરફડીયાં માર્યાં. તેના મુખમાં પાણી પ્રવેશવા લાગ્યું. આ ડૂબ્યાં, આ ગયાં; એમ પ્રતિપળે લાગવા માંડયું. પણ પ્રભુ દયાળુ છે. બન્નેના જીવનની જગતને હજી જરૂર હતી. અકસ્માત એક નાનકડી હોડી મોજાં ઉપર ઉછળતી ખેંચાઇ આવી. સવિતાએ તે દીઠી. તેનામાં હિંમત આવી. અપૂર્વ હિમતથી તે હોડી તરફ જવા લાગી. પણ હોડી તેની તરફજ ધસડાઇ આવી. સવિતા વિજળીની ઝડપે તેને પકડી ઉપર ચઢી. સાથે સત્યવીરને પણ ખેંચી અંદર સૂવાડયો. હોડીમાં એક હલેસું પડેલું હતું. સવિતાએ થોડીકવાર થાક ખાઇ આસપાસ જોયું. પ્રાતઃકાળ થઇ ચૂકયો હતો. સૂર્યનાં કીરણો જળ પર પથરાયાં હતાં. એકાએક સવિતાની નજરે દૂર કોઇકનું શબ જણાયું. સવિતાએ પ્રભુનું નામ લઇ હલેસું હાથમાં લઈ હોડી-ચાને એ તરફ હંકાર્યું. પણ ત્યાં પહોંચતા તેને શું જણાયું? એક મુડદું, પણ કોનું? એક કિશોરાવસ્થાના રાજકુમારનું; કે જે સવિ-તાની સાથે જ જળમાં પડયો હતો અને તરતાં થાકી જઇ એવી ગત ચૈતન્યાવસ્થામાં શબ તુલ્ય તરતો હતો. સવિતાએ તત્કાળ તેને ઉપાડી હોડીમાં સૂવાડયો. પ્રભુ કૃપા હોય તો સૌ અનુકુળ થાય. પવન

કિનારા તરફનો હતો. હોડીયું તે તરફ ખેંચાઈ જતું હતું. સવિતાને મહેનત ઓછી પડવા લાગી. છેવટે ત્રણ કલાકે હોડીયું કિનારે આવ્યું. સવિતા નીચે ઉતરી પડી. બાદ તેણે પ્રથમ સત્યવીર અને પછી રાજપુત્રને બળાત્કારે ઉંચકી બહાર કાઢી કિનારાથી થોડેક દૂર સૂવાડયા. સવિતા ઘણી વાર સુધી બન્નેના મુખ તરફ વારા ફરતી જોઇ રહી. તે પછી તેણે દૂર નજર કરી. કોઈક ગામનાં મકાન દૂરથી નજરે પડયાં. નજીકમાં કોઈક ગામ છે જાણી તેનામાં હિંમત આવી. તે થોડીક વાર થાક ખાવા નીચે બેઠી. એટલામાં એક ગામડીયા જેવો માણસ ખભા-પર દાંતી મૂકી ત્યાં આવ્યો. સવિતાએ તેને પાસે બોલાવી પોતાને મદદ કરવાનું કહ્યું. તે આવનાર દયાળુ હતો. તે લાગલોજ ત્યાંથી દોડી ગયો અને થોડીવારે દેવતા લઇ ત્યાં આવ્યો. દેવતા વડે બીજાં લાકડાં સળગાવી તેણે બન્ને જણાને ઉંચા નીચા કરી પેટમાંથી પાણી કાઢી નંખાવ્યું. બાદ સવિતા અને તેણે મળી બન્નેના શરીરે શેક કરવા માંડયો. આશરે ત્રણ કલાકે બન્નેમાં ચેતન્ય આવ્યું. સવિતા અને પેલા દયાળુ માણસની સારવારથી સત્યવીર અને રાજપુત્ર આખરે ઉઠી બેઠા થયા. તેમને પોતાનાં શરીર અશક્ત થએલાં જણાયાં. ઉભા થવાની શક્તિ નહોતી. મદદ કરનાર માણસની ઝુંપડી નજીકમાં હતી. સવિતા અને તે માણસ બન્નેને વારા ફરતી ટેકો આપી ઝુંપડીમાં લઇ ગયાં. ત્રણ દિવસ ઝુંપડીમાં રહે થયા. ગરીબ માણસે પોતાની શક્તિ પ્રમાણે તેમની સારવાર કરી. પાંચ દિવસે પૂર્ણ સ્વસ્થતા પ્રાપ્ત થઈ. સવિતાએ સઘળી વાત જણાવી. તેના પ્રતાપે જ જીવતા રહ્યા જાણી બન્નેએ સ્નેહાશ્રુ વરસાવી સવિતાનો ઉપકાર માન્યો અને ઝુંપડીમાં રહેનારે ખરા સમયે મદદ કરી તેના માટે આભાર દર્શાવ્યો. રાજપુત્રે સવિતાને ધર્મની બ્હેન ગણી. તે અને સત્યવીર એકબીજાની

વાતથી માહીતગાર થયા. તે રાજપૂત્ર અન્ય કોઇ નહિ, પણ મુજફ્-રપૂરનો ભવિષ્યનો રાજા રણમલસિંહ હતો.

પરસ્પરમાં ગાઢ સ્નેહનું બીજ રોપાયું. સત્યવીરે પર્ણકુટીના માલેક પાસેથી ગામનું નામ જાણી વિશેષ માહિતી એ મેળવી કે આ ગામથી સુરત દસ માઇલ દૂર છે. સત્યવીરને આનંદ થયો. સુરત જઇ વીલીયમ સાહેબને મળતાં સર્વ સારૂં થશે જાણી તે ઘણો ખુશી થયો. તે તત્કાળ ઉભો થયો અને સવિતા પાસેથી એક હિરા-જડીત્ર વીંટી લઇ પેલા ગરીબ માણુસની સાથે ગામમાં ગયો. ગામનું નામ શાહપુર હતું. વાણીઆ—બ્રાહ્મણની વસ્તી વધારે હતી. સત્યવીરે એક વણીકની પાસે જઇ વીંટી આપી નાણાં આપવાની વિનંતી કરી. દ્રવ્ય લોભી વણિકે સુવર્ણ અને હીરાની પરીક્ષા કરી કીંમત સાતસોની જણાવી અને પોતાને જો વીંટી આપવાની હોય તો રૂપીઆ છસો આપવાના કહ્યા. સત્યવીરને પૈસાની ઘણી જરૂર હતી. કારણ કે તેની પાસેનું સર્વસ્વ સમુદ્રમાં ગયું હતું. સત્યવીરે વગર આનાકાનીએ રૂપીઆ ગણી લઇ સહિ આપી. તે પછી કેટલીક વસ્તુઓ અને ખાવાનું ખરીદી પાછો આવ્યો. સઘળાએ સાથે બેસી ખાઇ લીધું. આ પછી ઝુંપડી વાળા માણસને ગામમાં મોકલી સુરત સુધી જવાને એક ગાડું ભાડે ઠરાવી મંગાવ્યું. ગાડાનું ભાડું પંદર રૂપીઆ કરી સઘળાં ગાડામાં બેઠાં. પ્રયાણ સમયે સત્યવીરે ઝુંપડી-વાળા ગરીબ માણસને પચાસ રૂપીઆ બક્ષીસ આપ્યા. ગરીબ માણસ આટલી ભારે રકમ મળતાં ગાંડો—ઘેલો બની ગયો અને પોતાને બક્ષીસ આપનારને ઘણે સૂધી વળાવી પાછો વળ્યો. રગશીયું ગાડું અથડાતું—કુટાતું સુરત તરફ જવા લાગ્યું. છેવટે રાતના અગીયાર વાગે સઘળાં સુરત આવ્યાં. મુસાફરખાનામાં રાત ગુજારી, સવાર થતાં

સત્યવીર વિલિયમ સાહેબના બંગલે ગયો. બન્ને મિત્રો મળ્યા. સત્યવીરે તમામ વાર્તા કહી સંભળાવી. તેના સાહસથી વીલીયમે તેને ધન્યવાદ આપી પોતાના નોકરને મોકલી સવિતા તથા રાજકુમાર રણમલને પોતાને બંગલે બોલાવ્યાં. વીલીયમે પાંચ દિવસ સુધી તેમની મહેમાની કરી. છઠ્ઠે દિવસે રાજકુમાર સર્વને મળી ભેટી સત્યવીરને મુજફ્ફરપુર આવવાના સોગન આપી પોતાના નગર તરફ જવાને તૈયાર થયો. વીલીયમે વાહન-માણસો વગેરેનો બંદોબસ્ત કરી આપી તેને વિદાય કર્યો. સત્યવીર અને સવિતા બે દિવસ વધુ રહ્યાં. બન્નેમાં અપૂર્વ સ્નેહ ઉત્પન્ન થયો હતો. બન્નેનો સ્નેહ જોઇ વીલીયમ આનંદ પામ્યો અને અંતે તે સ્પષ્ટવક્તા વિદેશી સાહેબે હસતાં-હસતાં બન્નેને દંપતિ થવાનું સૂચવ્યું. સવિતા-સત્યવીર એક બીજા તરફ નજર કરી હસ્યાં અને પછી નીચું જોઈ દીધું. બાદ ત્રીજા દિવસે તેમણે ત્યાંથી પ્રયાણ કર્યું. બન્ને અમદાવાદ આવ્યાં. અમદાવાદ આવી સત્યવીરના મકાનમાં રહેતાં સવિતાને ઘણો આનંદ થયો. સત્યવીરનું નિવાસસ્થાન તેને પોતાના સ્થાન જેવું જ લાગવા માંડ્યું. સવિતા સ્વહસ્તે રસોઇ બનાવી સત્યવીરને જમાડતી. આખરે તેમને અમદાવાદ આવી રહે એક માસ પૂરો થયો. આટલા વખતમાં બન્ને છુટથી વાતો કરી આનંદ કરતાં. ચાલાક ચપળાએ સત્યવીરને વચનથી બાંધી લઇ પોતાના લગ્નનો નિશ્ચય જણાવ્યો. સત્યવીરથી ના પાડી શકાઇ નહિ. સવિતા જેવી સૌભાગ્યમયી બાળા ભાગ્યવાનને જ પ્રાપ્ત થાય છે ધારી તેણે પોતાની સંમતી દર્શાવી. તે પછી સવિતાની ઇચ્છાથી સત્યવીરે સવિતાના વતનમાં જવાની તૈયારી કરી. બળદ ગાડી ભાડે કરી લીધી. સાથે પાંચ માણસો રાખ્યા. પંદર દિવસે સવિતા તેના વતનમાં આવી માતા પિતાને મળી. મરેલી મનાતી પુત્રીને જીવતી જોઈ તેનાં માતા-

પિતાના હર્ષનો પાર રહ્યો નહિ. તેમણે સત્યવીરનો ઉપકાર માની સારૂં સ્વાગત કર્યું. સત્યવીર તેનાં માણસો સાથે ત્યાં રહ્યો. તેણે સવિતાના પિતાને સઘળી વિતક વાર્તા જણાવી. બાદ થોડા દિવસ વિતતાં સવિતાએ પોતાની ઇચ્છા માતપિતા આગળ જાહેર કરી. પુત્રીના સુખમાં સુખ માનનારાં માબાપે સત્યવીર જેવા સત્યનિષ્ઠ યુવાન સાથે પુત્રીનું મોટા સમારંભથી લગ્ન કર્યું. આનંદ વર્તાયો. બાદ સત્યવીર બીજા પંદર દિવસ સસરાને ત્યાં રોકાઈ સવિતા સાથે અમદાવાદ આવ્યો અને પછી ત્રણ દિવસ રોકાઇ સુરત જઇ વીલીયમને મળ્યો. બન્ને દંપતિ થયાં જાણી વિલીયમ ખુશી થયો. તેણે હિરાજડીત વિંટીઓ વરવધુને ભેટ આપી. તે પછી બન્ને જણાં મુજફ્ફરપુર ગયાં. રાજપુત્ર આનંદ પામ્યો. તેણે એક સુંદર મકાનમાં પોતાના મિત્રને રાખ્યો. ત્રિપુટીનો પ્રેમ દૃઢ થતો ગયો. બાદ સમય જતાં રણમલના પિતાનું શીકારમાં ખૂન થયું. રણમલ ગાદી ઉપર આવ્યો. સત્યવીર દિવાન થયો. મુજફ્ફરપુરના ભવ્ય મહેલમાં તેની પ્રિયતમા સવિતા સાથે કાયમ રહ્યો. તે પછી સરહદની કંઈક ખટપટ જાગતાં સત્યવીર થોડાક માણસો સાથે બંદોબસ્ત માટે નીકળ્યો અને માર્ગમાં કૃષ્ણનંદનનાં કારસ્થાનમાં સપડાઇ કૃષ્ણપુરમાં આવ્યો. ત્યાં તેની કેવી દશા થઇ, તેણે કેવા પ્રસંગો અનુભવ્યા અને કેવી રીતે કમળાને દુઃખમૂક્ત કરી ત્યાંથી પસાર થયો! રસ્તામાં ઘવાયો, કમળાનું હરણ થયું; સત્યવીર પટેલને ત્યાં રહ્યો અને ત્યાંથી તેના મદદગાર કુલસંગ તથા એક ગરીબ બ્રાહ્મણ સાથે મુજફ્ફરપુર તરફ આવવા નીકળ્યો વગેરે આપણે જાણી ચૂક્યા છીએ. હવે આગળપર શું થાય છે એ જાણવાનું છે. ટુંકામાં પ્રભુ સત્યને જ ન્યાય આપે છે.

# પ્રકરણ ૨૪ મું.

## ભયંકર સૂચના.

સત્યવીરના એકાએક ગુમ થઇ જવાથી મુજફ્ફરપુરમાં હાહાકાર વર્તી રહ્યો હતો. દાના દિવાનના અદશ્ય થવાથી રાજા–પ્રજા વગેરેના શોકનો પાર નહોતો. સવિતાના કષ્ટની તો સીમા નહોતી. હિંમતવાન બાળા સ્વામીના મંગળ માટે પ્રભુની વારંવાર પ્રાર્થના કરતી હતી. રણમલ હમેશાં તેની પાસે આવી આશ્વાસન આપી શાન્તિ સૂચક શબ્દો સંભળાવી જતો હતો. રણમલે સત્યવીરની તપાસના અર્થે અનેક માણસોને રવાના કર્યાં હતાં. દિવસ ઉપર દિવસ જતાં કંઇ પણ સમાચાર મળ્યા નહિ. તપાસ અર્થે નીકળેલા માણસો નિરાશ વદને પાછા આવ્યા. પ્રજામાં અનેક પ્રકારની દંતકથાઓ ચાલવા લાગી. સવિતાની ધિરજ ખૂટી, તેના શોકની સીમા રહી નહિ. તે રાત્રિ દિવસ રડવા લાગી. ભવ્ય મકાન પ્રિયતમ વિના શૂન્ય જણાવા લાગ્યું. શોકથી તેનું સુંદર મુખ શુષ્ક અને ફિક્કું પડી ગયું. તેણે ઉપવાસ કરવા માંડયા. જ્યાં સુધી પતિનાં મુખ દર્શન થાય નહિ ત્યાં સુધી અન્ન લેવાની તેણે પ્રતિજ્ઞા કરી. રાજાએ અને વફાદાર સેવકોએ તેને ઘણુંએ સમજાવી પણ તેણે માન્યું નહિ. પતિ વિના પ્રેમદાનું જીવન જગતમાં નકામું છે. પત્ની પતિના સુખેજ સુખી છે. પતિ એ પત્નિનું સર્વસ્વ છે. આવી દ્દઢ માન્યતા તેનામાં હતી. આવી પતિ પ્રેમી પ્રેમદા પતિ વિના સંસારમાં વધુ દિવસ તેનું જીવન ભાગ્યેજ ટકાવી શકે ? સવિતાની દશા શોચનીય થઈ પડી હતી. જળથી જુદી પડેલી માછલીની માફક તે પતિ વિના ટળવળતી હતી. તેના શરીરની શક્તિ ક્ષીણ થવા લાગી. કોમળ કામીની કાષ્ટવત્ બનવા લાગી. તેને અન્ન લીધે ઘણા દિવસ

થવા આવ્યા છે. આજે છવીસમા દિવસની સાંજ પડવા આવી છે. સવિતા શરીરે અશક્ત બની ગઈ છે. તેનાથી ઉભું થઈ શકાતું નથી. તે પથારીમાં પડી રહી છે. વફાદાર સેવકો તેની પથારીની આસપાસ બેસી રહ્યા છે. તેઓની આંખ્યોમાંથી અશ્રુ ચાલ્યાં જાય છે. સવિતા પતિનું નામ રટતી પ્રતિક્ષણે પાણી પીવા માગે છે. એક વૃદ્ધ સરદાર તેના ઉશીકે બેસી તેના મુખમાં જળ રેડે છે. રણમલ પણ દિવસ અને રાત્રિનો ઘણો સમય સવિતાની પથારી આગળ ગાળે છે. સવિતા હવે આ દુનિયાંની થોડાક દિવસની જ મહેમાન છે. સઘળાએ તેના મૃત્યુનું નિર્માણ કરી મૂક્યું છે. સવિતાથી બરાબર બોલાઇ શકાતું નથી. તે ધીમા સ્વરે પતી દેવનું નામ ઉચ્ચારી રહી છે. તેનું મન અન્ય વસ્તુમાં નથી. તે સતી સન્નારી પતિ દેવતાનુંજ ધ્યાન ધરી રહી છે. તેની આવી શોચનીય દશા નિહાળી સઘળાંને ઘણું લાગી આવે છે. રણમલ ક્ષણે-ક્ષણે રડી પડે છે. સાંજ પડવા આવી છે, રણમલ અને સેવકો સવિતાની પથારી આગળ બેસી રહ્યા છે, સવિતા સ્વામી નામનો ઉચ્ચાર કરી સજળ નયને રણમલના સામે જોઇ રહી છે. રણમલ પણ રડતી આંખ્યો વડે તેના મુખ તરફ જોઈ તેના લલાટે કરી મૂકી બ્હેન, બ્હેન શાન્ત થા. કહી વ્યાકુળતા અનુભવી રહ્યો છે. આવી રીતે મહાન શોકકારક ઘટના બની રહી છે. પુણ્યાત્માઓની આ કસોટી હોય એમ સમજાય છે. પણ અંતે પ્રભુની કૃપા થઇ હોય એમ જણાયું. સાયંકાળનો સમય થયો. એકાએક મોટો કોલાહલ સંભળાયો. સવિતાની પથારી આગળ બેઠેલા મંડળનું ધ્યાન ખેંચાયું. બહાર હર્ષના પોકારો થતા હતા. રણમલ ઉભો થયો. તે એક પગલું આગળ ભરે એટલામાં તો એક યુવાન દાસી દોડી આવી બોલી ઉઠી કે, "દિવાનજી પધાર્યા!"

" હેં !—લે આ ઇનામ." કહી રણમલે ગળામાંથી મોતીની માળા કાઢી દાસીના કરમાં આપી નીચે પ્રયાણ કર્યું. નીચેના દ્વારમાંજ રણમલ અને સત્યવીર ગાઢ આલિંગનથી ભેટયા. બન્નેની આંખ્યોમાં હર્ષાશ્રુ ઉભરાયાં. રણમલ તેનો હાથ પકડી સવિતા પાસે આવ્યો. પ્રિયતમાની દુર્દશા નિહાળતાં જ સત્યવીરનું હૃદય ભરાઇ આવ્યું. તેણે સવિતાની નજીક બેસી તેના કપાળ પર હાથ મૂકી કોમળ અવાજે કહ્યું, "સવિતા. પ્રિય શબ્દ સાંભળી સવિતાએ આંખ્યો ઉઘાડી પ્રિય મુખ દર્શન કર્યું. તે બળાત્કારે ઉઠી બેઠી થઇ; અને સ્વામીના સ્કંધે હાથ મૂકતાં મંદ સ્વરે બોલી, "પ્રભુ પધાર્યા ?"

" હા. " કહી સત્યવીરે તેનો હાથ હૃદય સાથે દાબ્યો. સવિતા શાન્ત થઈ. શુષ્ક મુખ પર હર્ષ છવાયો. રણમલે દુધ લાવવાની આજ્ઞા કરી. ગરમ દૂધ લાવી તેને પાયું. સવિતા ઉંઘમાં પડી. ફુલસંગ અને બ્રાહ્મણ ક્યારનાએ ઉપર આવીને બેઠા હતા. આવી પતિભક્ત પ્રેમદાને જોઇ ફુલસંગ આનંદ પામ્યો અને પવિત્ર દંપતિની સેવામાં જોડાવાથી પોતાને મહા ભાગ્યવાન માનવા લાગ્યો. પછી સત્યવીરે રણમલને તમામ વાર્તા કહી સંભળાવી. રણમલના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેણે કૃષ્ણનંદનને પકડવાનો નિશ્ચય કર્યો; પણ સત્યવીરના સૂચનથી પ્રથમ કમળાને શોધી કાઢયા પછી કૃષ્ણનંદનને પકડવાનો ઠરાવ કર્યો. દિવાનના આગમનથી પ્રજા આનંદ પામી, બીજે દિવસ જાહેર તહેવાર તરીકે પળાયો. તે દિવસે સવિતાએ અન્ન પ્રાસન કર્યું. આઠેક દિવસમાં તો તે પૂર્ણ સ્વસ્થ થઈ. સત્યવીરે તેને સઘળી હકીકત કહી ફુલસીંગ તથા ગીરજાશંકરની ઓળખાણ કરાવી. સવિતા કમળાને માટે શોક કરવા લાગી. કમળાને ગમે એ પ્રકારે લાવીશ કહી સત્યવીરે પત્નીનું શાન્તવન કર્યું. ગીરજાશંકર ત્યાં રહેવાથી આનંદ

પામ્યો. તેને હમેશાં કથા વાંચવાનું કામ સોંપાયું. ફુલસીંગને મકાનના તમામ માણસોનું ઉપરી પદ મળ્યું. આનંદમાં દિવસ વિતવા લાગ્યા.

× × × ×

આજે પૂર્ણીમાની રાત્રિ છે. આકાશમાં પૂર્ણ ચંદ્ર ઉગ્યો છે. પૃથ્વી પટ પર શ્વેત પ્રકાશ પથરાયો છે. સર્વત્ર રમણીયતા વ્યાપેલી છે. રાત્રિનો દ્વિતીય પ્રહર ચાલે છે. આ વખતે ખુલ્લા ધાબામાં પડેલા એક કોચ પર સત્યવીર અને સવિતા બિરાજમાન થઈ વિવિધ પ્રકારનો વાર્તાલાપ કરી રહ્યાં છે. આકાશમાં ભ્રમણ કરતા નિશાનાથને તેમના સુખની ઇર્ષ્યા આવવાથી ઝડપથી ગમન કરે છે. અંદરના ભાગમાં ગીરજાશંકર મહારાજ ભજન લલકારી રહ્યા છે. ફુલસિંગ તેના સેવક મંડળ સાથે મહારાજ સમક્ષ બેઠો છે. ધાબામાં બેઠેલાં દંપતિ શાન્ત રાત્રિ અને ધવલ ચંદ્રિકાની રમણીયતા અવલોકી રહ્યાં છે. એવામાં ધાબાથી થોડેક દૂર આવેલા એક વૃક્ષ પર કંઈક ખડખડાટ થતો સંભળાયો. સત્યવીરે એ તરફ જોયું. ચંદ્રના અજવાળામાં સત્યવીરને તે વૃક્ષની પર કોઇક માણસ હોય એમ જણાયું. સત્યવીરે એ દૃશ્ય સવિતાને પણ બતાવ્યું. બન્ને એ તરફ જોઇ રહ્યાં. એવામાં જ કૌતુક થયું. તે વૃક્ષ તરફથી એક તીર સડસડાટ અવાજ કરતું ચાલી આવ્યું અને દંપતિના આશ્ચર્ય વચ્ચે ધાબા પર પડયું. સત્યવીરે ઝડપથી તેને ઉપાડી લીધું. તે તીરની સાથે એક કાગળ બાંધેલો હતો. સત્યવીરે કાગળ લઇ તપાસ્યો. તેમાં લખાણ જણાયું. લખાણ થોડું હતું. સત્યવીરે દીપક મંગાવી વાંચવા માંડયું. તેમાં આ પ્રમાણે લખેલું હતું.

મુજફ્ફરપુરના અમાત્ય !

જોગ લીં......તું જાણે છે. તને જણાવવાનું કે તું જે હીરો

માતાના મુકુટમાંથી ચોરી ગયો છે, તે પવિત્ર હિરો આ પત્ર મળ્યા પછી દસ દિવસની અંદર તારે પાછો પહોંચાડવો. અમે પંદરમા દિવસની સાંજ સુધી રાહ જોઈશું. જો તે અરસ્સામાં અમને હિરો નહિ મળે તો સોળમા દિવસની મધ્ય રાત્રિએ તારા મહેલમાં આવી હરકોઈ ઉપાયે તારૂં ખૂન કરીશું. આ સૂચના સત્ય માનજે. હસવામાં ઉડાવીશ નહિ. છતાં આ સૂચના નહિ માને તો સમજજે કે તારૂં મ્હોત જ થવાનું છે. બસ એજ, વધુ કાંઇ નહિ."

સત્યવીરે પત્ર વાંચી સવિતાના હાથમાં મૂક્યો. સવિતા વાંચી હસી પડી. સત્યવીરે તેના સામે જોયું. સવિતા હસતાં–હસતાં બોલી, "દમતો ખૂબ દીધો છે; પણ હવે જોવાનું છે કે કોના કાર્યની સીદ્ધી થાય છે. તે બદમાસોને સોળમા દિવસની મધ્યરાત્રિએ હું કેદ કરી તમારા ચરણમાં રજુ કરીશ. પત્નીના આ શબ્દો સાંભળી સત્યવીર હસ્યો. સવિતાના સાહસની તેને ખાત્રી હતી. બન્ને કોચમાં બેઠાં. એવામાં ફુલસંગ ઉપર આવ્યો અને તેણે કાગળનું એક બંધ પાકીટ સત્યવીરના હાથમાં મૂકયું. સત્યવીરે તત્કાળ પાકીટ ખોલી અંદરથી એક નાનો પત્ર કાઢી વાંચવા માંડયો. તેમાં વળી આ પ્રમાણે લખેલું હતું.

" દાના દિવાન!

ત્હેં જે એક અસહાય બાળાને મૃત્યુના મુખમાંથી બચાવી તારા રક્ષણમાં લીધી હતી, તે બાળા કે જેનું નામ કમળા છે; તે હાલ ક્રૂર લુંટારાઓના તાબામાં છે. તે જયાં છે તે સ્થળ પહાડી પ્રદેશમાં આવેલું છે. ત્યાં કમળા મ્હોત જીવન વચ્ચે છે. તું તેને બચાવવા જા. જો તું આઠ દિવસની અંદર તેને બચાવી શકીશ નહિ તો નિર્દોષ કમળા મૃત્યુના મુખમાં પ્રવેશસે. સરદારના ખૂનનો આરોપ તેની પર છે. છતાં કમળા જો સરદારના પુત્રની દુષ્ટ માગણી માનશે તો જીવશે

અને નહિ માને તો વિકાળ વાઘની ભક્ષ થઈ મરશે. કમળા પ્રાણ કરતાં ધર્મને શ્રેષ્ટ સમજે છે. તેના જીવનનો આધાર હવે તારી ફરજ છે. મને આશા છે કે તું તેને બચાવીશજ. તે પ્હાડી પ્રદેશના સ્થળની માહિતી માટે મ્હેં તે માર્ગનો નકશો ચીતરી આ પત્ર સાથે બીડયો છે. તેમાં બતાવેલા માર્ગે જજે અને એક અસહાય બાળાને બચાવી તેની આશિષ મેળવજે. પ્રભુ તને પુણ્ય કાર્યમાં સ્હાય કરશે જ.

લી.

એક અદૃશ્ય વ્યક્તિ."

સત્યવીરે પત્ર પૂર્ણ કરી ફુલસંગને પૂછ્યું, "તને આ પત્ર કોણે આપ્યો ?"

"એક વૃદ્ધ માણસે."

"તે માણસ ક્યાં છે ?"

"તે તો પત્ર આપી તરત ચાલ્યો ગયો છે."

"ઠીક, તું હવે જા અને સવારમાં વ્હેલો ઉઠજે; તારે મારી સાથે આવવાનું છે."

ફુલસંગ ચાલતો થયો. સત્યવીરે સવિતાને પોતાની ઇચ્છા જણાવી. સવિતાએ પોતાને પણ સાથે લઇ જવાની વિનંતી કરી. સત્યવીરે હા પાડી. તે પછી સત્યવીરે વસ્ત્ર ધારણ કરી ઘોડેસ્વાર થઇ રાજમહેલે પ્રયાણ કર્યું. ત્યાં રણમલને મળી બન્ને પત્ર બતાવ્યા. રણમલ આશ્ચર્ય પામ્યો. તેણે કમળાને છોડાવવા સાથે જવાની ઇચ્છા જણાવી. સત્યવીરે ના પાડતાં જણાવ્યું કે, ટુંક સમયમાંજ તેને છોડાવી પાછો ફરીશ. તમે નિશ્ચિંત રહેજો; અને દુષ્ટોથી સંભાળજો. કદાચ મારી ગેર હાજરીનો લાભ લઈ પાપીઓ પ્રપંચ કરે નહિ. રણમલે તેને બેફિકર રહેવાનું જણાવ્યું. સત્યવીર મકાને આવ્યો. પતી પત્ની પ્રયાણની તૈયારી કરી થોડીકવાર સતાં.

મોઢું મળસકું થતાં ફુલસંગ જાગૃત થયો. સત્યવીર અને સવિતા પણ જાગૃત થયાં. બન્નેએ પ્રાતઃકર્મ કરી લીધું. ફુલસંગને બીજા બે ઘોડેસ્વારોને તૈયાર કરવાનું સૂચવ્યું. બીજા એક સેવકને બે ઘોડા તૈયાર કરી લાવવાની આજ્ઞા કરી. સવિતાએ પુરૂષ પોશાક પહેરી શસ્ત્ર–અસ્ત્ર સજી લીધાં. દંપતિ તૈયાર થઇ ગયાં. સેવકે બે અશ્વો તૈયાર કરી લાવવાનું જણાવ્યું. ફુલસંગ પણ તેની સાથેના બે ઘોડેસ્વારો સાથે તૈયાર થઈ મહેલ આગળ ઘોડાની લગામ પકડી ઉભો હતો. પ્રભાતના પ્રથમ પ્રહરમાં પરોપકારી પતિ–પત્ની નિર્દોષની વ્હારે જવા ઘોડે ચઢયાં. ફુલસંગ પણ સ્વાર થયો. તેણે વીર વેશ ધારણ કરવાથી અવનવો ભાસતો હતો. બાદ સઘળાંએ ત્યાંથી પ્રયાણ કર્યું. શુભ શુકુન થયા. નગરની બહાર નીકળી સત્યવીરે કાગળમાં ચીતરેલા માર્ગની માહિતી મેળવી તે માર્ગે ઘોડાને દોડાવ્યો. અશ્વો પૂર વેગે દોડવા લાગ્યા.

અલ્પ સમયમાં તો સઘળું મંડળ ઘણે દૂર નીકળી ગયું અને આખરે દેખાતું પણ બંધ થયું. આ સાથે જ પ્રભાકર પ્રભુએ પધારી સૃષ્ટિને દર્શન દીધું.

**દ્વિતીય ભાગ છપાય છે.**

સિપાહી તરીકે ઇરાનના બાદશાહના સૈન્યમાં દાખલ થઇ ધીમે ધીમે આગળ વધી અંતે છળપ્રપંચ તથા અદ્વિતીય બાહુબળથી ઇરાનના બાદશાહ બની બેઠેલા અને ત્યાર પછી હિંદુસ્તાનમાં આવી દિલ્હીમાં 'કત્લેઆમ' ચલાવી દિલ્હીની મૂગલિયાત 'શહેનશાહતના' પાયાને હમ્મેશને માટે ઢીલો કરી જનાર નાદિરશાહનું જીવન ચરિત્ર આ ગ્રંથમાં એટલું અને એવું ઉત્તમતાથી વર્ણવાયું છે કે જાણે એક ઉત્કૃષ્ટ નવલકથા વાંચતાં હોઈએ તેવોજ ભાસ થાય છે. કિંમત રૂ. ૨—૮—૦

## મારી ભયંકર સંસારયાત્રા—અથવા એક નિરાધાર અબળાનો

આર્ત્તનાદ! આ સામાજિક નવલકથામાં સંસાર વ્યવહારમાં પ્રચલિત થઇ પડેલા કેટલાક વિષયોનું એવી શાસ્ત્રીય દૃષ્ટિથી અવલોકન કરવામાં આવ્યું છે કે, જેમાંથી ઘણું શીખવાનું મળી શકે તેમ છે. પૃષ્ઠ સંખ્યા લગભગ ૩૫૦, પાકું રૂપેરી પૂઠું; છતાં મૂલ્ય માત્ર રૂ. ૨—૮—૦

## રમણી કે રાક્ષસી ?—અબળા જ્યારે મદનના મદથી ઉન્મત્ત બની જાય છે, તે વખતે

પોતાના વિકારની તૃપ્તિ માટે તે તે કેવાં કેવાં ભયાનક કૃત્યો અને અશ્રુતપૂર્વ સાહસો કરે છે અને તે એટલી હદ સૂધી કે કોઇ મહા નીચ અને અત્યંત ઘાતકી પુરૂષને પણ તેના સમક્ષ લજ્જાથી માથું નીચું નમાવવું પડે, એનું આ નવલકથામાં આબેહુબ ચિત્ર આલેખાયલું છે. કીં. રૂ. ૧ાા

### રા. ચુનીલાલ વર્ધમાન શાહકૃત રસિક નવલકથાઓ.

## લતા અને લલિતા—ભાગ ૧—૨—૩—૪— લતા અને લલિતા એ

બન્ને બ્હેનો હોવા છતાં જૂદા જૂદા રંગઢંગમાં અને જૂદાજૂદા સ્વભાવની

માતાઓના સહવાસમાં ઉછરવાથી તેમનામાં જે ફરક જોવામાં આવે છે તેનું દિગ્દર્શન આ નવલકથામાં કરી શકાય છે. અંગ્રેજી કુમારીકાના પ્રેમદર્શનથી હિંદુ છોકરી ઉપર કેવી અસર થાય છે. કેળવાયેલાં પુત્રને ચોક્કસ કુમારિકા સાથે પરણવાની ફરજ પાડનાર પિતા તેનુ કેવું માઠું પરિણામ મેળવે છે, અને રાજવંશીઓમાં કેવી કેવી ભિન્ન પ્રકૃતિઓ જોવામાં આવે છે એનો ઉત્તર ચિતાર આપેલો છે. ચારે ભાગોમાં **સુંદર ફોટોગ્રાફિક ચિત્રો આપવામાં આવ્યાં છે.** પાકું સોનેરી સુશોભિત પૂઠું, દરેક ભાગમાં પૃષ્ઠ ૨૦૦. કિંમત દરેક ભાગની ૧—૦—૦ મુજબ રૂ. ૪—૦—૦

**નોકરીનો ઉમેદવાર**—સચિત્ર સાંસારિક નવલકથા. અંગ્રેજી ભણેલો એક ગરીબ યુવક નોકરીની શોધમાં ફાંફાં મારતાં જે અથડામણમાં પડે છે અને જુદા જુદા સ્વભાવમાં શેઠ શેઠાણીઓના સહવાસમાં આવીને અનેક લાલસા, ધર્મભ્રષ્ટતા વગેરેની વચ્ચે આવી પડવાથી અટવાયા કરે છે તેનું આ ચિત્ર અત્યંત બોધક અને રસિક છે. મૂલ્ય રૂ. ૧.

**કાશ્મીર અને કેશરી**—( બીજી આવૃત્તિ )—રણજીતસિંહને અફઘાનો સાથે ઘણી વાર ઝપાઝપી થઇ હતી અને કાશ્મીર પ્રાન્તને માટે તો ચાર વાર સવારી લઇ જવી પડી હતી. જેમાં છેલ્લી સવારીમાં વિજય પ્રાપ્ત થયો હતો અને તે વિજય એટલો તો દૃઢ હતો કે પ્રત્યેક પ્રકરણ વાંચવાને વાંચકની મનોવૃત્તિ ઉશ્કેરાતી જાય તેમ છે. પૃષ્ઠ ૨૫૦ પાકું પુઠું. કીં રૂ. ૧—૦—૦.

**પિશાચમંદિર**—ભાગ ૧-૨—આ નવલકથા એટલી તો હૃદયગ્રાહી અને ચમત્કારિક છે કે પૃષ્ઠે પૃષ્ઠે જીજ્ઞાસારસની જાણે કે સરિતાજ વહેતી હોય એવો સહજ ભાસ થયો

છે. અરણ્યમાં અત્યાચાર, કિલ્લાનો ગુપ્ત ભેદ, ભયાનક યંત્ર, કેદમાં સપડાયેલી કુમારિકા, શ્વેત આકૃતિ, ચક્રયંત્રવાળું ભોંયરૂં, પ્રેમમંદિર કે પિશાચમંદિર ! વગેરે પ્રકરણો વાંચતાં અહાર નિદ્રાનું સર્વથા વિસ્મરણ થઇ જાય તેમ છે. આ નવલકથાના દરેક ભાગમાં **ફોટો ઝીન્કોનાં પાંચ પાંચ મનોહર ચિત્રો આપેલાં છે.** બન્ને ભાગ જુદા બાંધેલા છે પાકું પુઠું, પૃષ્ઠ ૬૦૦ છતાં કિમ્મત દરેક ભાગની રૂ. ૨) મુજબ કુલ રૂ. ૪.

**ભાગ્યચક્રનો મહામંત્ર**—આ સચિત્ર નવલકથામાં એક કેળવાયેલી બાળા પ્રભાવતી અને તેનાં અવિવાહિત પતિ સુમિત્રનો કૌમાર અવસ્થામાં પરસ્પર પ્રેમ છે; પરંતુ ભાગ્યચક્ર વિલક્ષણ હોવાથી એ બાળાના પિતાનું એકાએક ખૂન થાય છે, એ સંબંધમાં અનેક ઘટનાઓ આ નવલકથામાં દર્શાવેલી છે. પૃષ્ઠ ૪૦૦ મૂલ્ય રૂ. ૧—૮—૦.

## રા. વ્રજલાલ જાદવજી ઠક્કરકૃત રસિક નવલકથાઓ.

**કંગાલ કેદી અથવા સ્નેહ-બંધન**—ભાગ ૧—૨. આ નવલકથાના સુખ-દુઃખના પડછાયા, સ્વામી સ્નેહજ્યોતિનું આદર્શ સાધુ જીવન અને દૈવી પરોપકાર, હતભાગ્ય રંગનાથની સ્થિતિનું અને જીવનનું કલ્પના પણ ન કરી શકાય એવું અસંભવ પરિવર્તન, પોલિસ અમલદારોની નિષ્ઠુરતા, સંપત્તિનો સદુપયોગ, નિરાધાર સ્નેહલતાના જીવનનો અકાળે આવેલો શોચનીય અંત, શાન્તિલતાના કષ્ટની પરિસીમા, અપૂર્વ વાત્સલ્ય સ્નેહ, કેશવલાલનાં કુટિલ કારસ્થાન, શ્રીમંતોની શઠતા અને વિલાસપ્રિયતા, આદિ અનેકવિધ આકર્ષણીય ઘટનાઓથી પરિપૂર્ણ. દરેક ભાગમાં **ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો,** ચીકણા સફેદ કાગળ, બન્ને ભાગનું પાકું રૂપેરી પૂઠું; કીંમત ભાગ ૧ લો રૂ. ૧—૧૨—૦ ભાગ ૨ જો ૨—૦—૦.

**મૃગલોચની** અથવા માયા પ્રાબલ્ય—( સંપાદકઃ— રા. પ્ર૦ બા૦ ઠક્કર. ) ભાગ ૧-૨-૩-૪ આ નવલકથા વાર્તાપ્રિય વાંચકોને એક વખત વાંચવાની અમે ખાસ ભલામણ કરીએ છીએ. શુદ્ધ સ્નેહનું સ્વરૂપ સમજવું હોય, વફાદાર દોસ્તની દિલોજાન દોસ્તીનું દર્શન કરવું હોય, વેશધારીઓના કલ્પનામાં પણ ન ઉપજી શકે એવા અવનવા ચમત્કારોથી પરિચિત થવું હોય, વીરપુરુષોની વીરતા જોવી હોય તો આ નવલકથા અવશ્ય વાંચજો. પ્રેમિક પ્રેમિકાની વિયોગવ્યથાનો હૃદયવિદારક ચીતાર વાંચતાં તમે અશ્રુજળને અટકાવી શકશો નહિ. પ્રેમ, વિરહ, મિલન, ચમત્કાર, કર્ત્તવ્યનિષ્ઠા, દેશદ્રોહ, દેશભક્તિ વગેરે સઘળું આ નવલકથામાં છે. આજે જ મંગાવો. દરેક ભાગનું મૂલ્ય રૂ. ૧-૮-૦ કુલ રૂ. ૬ પાકાં રૂપેરી પૂઠાં. ભાગ ૧-૪.

**સંસાર કે નરકાગાર ?**—આજકાલના કહેવાતા સુધારકોનું આંતર્જીવન કેવું પાપપૂર્ણ અને શોચનીય છે. જ્ઞાનશૂન્ય વિધવાઓ ધર્મશિક્ષણના અભાવે સ્વધર્મનો ત્યાગ કરી કેવી રીતે પાપિકા થાય છે, વેશ્યાવિલાસથી અંતે કેવી પાયમાલી અને ખાનાખરાબી થાય છે એનો આબેહુબ ચીતાર આ નવલકથામાં ચીતરવામાં આવ્યો છે. પૃષ્ઠ સંખ્યા લગભગ ૨૫૦, છતાં કિમ્મત રૂ. ૧-૪-૦

**રાજનૈતિક ષડયંત્ર** અથવા મરૂભૂમિની મોહિની

રણશૂરા રજપૂતોના ઇતિહાસને અનુસરીને આ નવલકથા લખવામાં આવી છે. કોટામાં જે સમયે જાલિમસિંહ રાજપ્રતિનિધિ હતો તે સમયે તેણે પોતાનો અધિકાર વંશાનુક્રમિક ચાલૂ રાખવા માટે કેવો

ભગીરથ પ્રયત્ન કર્યો હતો, ઝાલોરરાજનન્દિની અલકાસુંદરીને મેળવવા માટે જેશલમીર રાજનન્દન ગજસિંહે કેવાં ભયંકર સાહસિક કાર્યો કર્યાં હતાં, જાલિમસિંહનો પુત્ર ગરધનદાસ કેવી રીતે પોતાના પ્રણય પ્રતિસ્પર્ધાના હાથે અકાળે આલોકનો ત્યાગ કરી ગયો હતો, સ્વાધીનતા મેળવવા માટે રાજકુમારોએ કેટલું બધું કષ્ટ ઉઠાવ્યું હતું આદિ અનેકવિધ મનોમુગ્ધકર, વિસ્મયકર અને ચિત્તહર ઘટનાઓથી પરિપૂર્ણ; પાકું સોનેરી પૂઠું, મૂલ્ય માત્ર રૂ. ૧–૪–૦

**મનોહારિણી માયા**—એક ત્રિભુવનમોહિની બાળિકાના પ્રેમના બે પ્રાતિસ્પર્ધી યુવકો એક બીજાની વિરુદ્ધ કેવાં પ્રાણહારક ષડયંત્રો રચે છે, દુરાચારી અધમ મનુષ્યો પોતાની સત્તાનો દુરુપયોગ કરી અંતે કેવાં પસ્તાય છે વગેરે આકર્ષણીય ઘટનાઓનું દર્શન કરવું હોય તો આ નવલકથા અવશ્ય વાંચો. છતાં મૂલ્ય માત્ર રૂ. ૧–૮–૦ આજે જ મંગાવો.

**અંગના કે દેવાંગના?** આ સામાજિક નવલકથામાં ઘણા ઉપયોગી સ્વદેશાહતના અનેક વિષયોની માર્ગદર્શક તેમજ સપ્રમાણ ચર્ચા કરી છે. જે ભારત વર્ષ પૂર્વે સકળ દેશોનો શિરોમણિ હતો, જે આર્ય લોકો પૃથ્વીની સકળ જાતિઓમાં ચઢિયાતા ગણાતા હતા તેજ ભારતવર્ષ અને તેજ હિન્દુ જાતિની વર્તમાન શોચનીય સ્થિતિ અને તેનું નિવારણ કરવાના માર્ગદર્શક ઉપાયો હોય તો તે માત્ર આ એક જ નવલકથામાં છે. પૃષ્ઠ સંખ્યા લગભગ ૩૫૦ સોનેરી પાકું પૂઠું છતાં મૂલ્ય માત્ર રૂ. ૧–૧૧–૦

**ગુલશાના**—ઐતિહાસિક પ્રેમકથા. અકબર બાદશાહના સમયની એક મર્મભેદક રહસ્યપૂર્ણ ઘટનાને આધારે આ નવલકથા લખવામાં આવી છે, અકબરશાહની ઉદારતા, દીવાના

ઇસ્કાન્દારનું ભાગ્યચક્ર, વીર સોહાણીનું શોચનીય અકાળ મૃત્યુ, કુલસમયની પ્રમાણિકતા, શેખજીનો ભ્રમ, બહાદુર રમણી ગુલશાનો અપૂર્વ પતિપ્રેમ, મહાત્મા શાહજલાલની શીષ્યપ્રીતિ, રાજકુમારી રૂબિયાનું મરણુ પામ્યા પછી સજીવન થવું વગેરે ભેદ ભરેલા બનાવોથી ભરપૂર. **સોનેરી પાકું પૂઠું** છતાં કિંમત માત્ર રૂ. ૧—૦—૦

## અન્ય ગ્રંથકારકૃત રસિક નવલકથાઓ.

**કમળાદેવી**—આ નવલકથામાં ભારતીય વીર રાજપૂત જાતિનાં પ્રબળ પરાક્રમો, પ્રેમ, વિરહ, સંયોગ વિયોગ વગેરેના વિવિધ પ્રસંગો, સ્વદેશભક્તિનું માહાત્મ્ય, મોહની માયાજાળ, આત્મોત્સર્ગ વગેરેનું ઉત્તમ પ્રકારે આલેખન કરવામાં આવ્યું છે. મૂલ્ય માત્ર રૂ. ૧—૮—૦

**મુરાદેવી**—**અથવા મૌર્યવંશનાઅભ્યુદયનો આરંભ**—ભાગ ૧—૨—૩. આ પુસ્તકમાં મગધદેશના રાજકર્ત્તાઓનો સંપૂર્ણ હેવાલ આપવા ઉપરાંત, નંદવંશનો નાશ કરીને મહાબુદ્ધિમાન અને કૌટિલ્યવિદ્યાવિશારદ ચાણુક્યદેવે મૌર્યવંશની સ્થાપના શી રીતે કરી, ચંદ્રગુપ્તને રાજ્યાધિકાર અપાવવા માટે મલયપુરની રાજનંદિની મંદાકિનીએ કેવા કેવા યત્નો કર્યા હતા, મિત્રધર્મ બજાવવા માટે પહાડી રાજા સમરકેતુએ કેવી દક્ષતા દર્શાવી હતી, ચાણુક્યે પોતાના અપમાનનો બદલો લેવા માટે ભયંકર પ્રતિજ્ઞા ધારણુ કરીને 'બ્રહ્મબળથી બ્રહ્માંડ પર ડોલી શકે છે' એ સૂત્રને સિદ્ધ કરવા માટે શા શા ભયંકર ઉપાયો યોજ્યા હતા તે સર્વે વિષયોનું ઘણીજ સરળતાથી આ નવલકથામાં વિવેચન કરવામાં આવ્યું છે. કીં. રૂ. ૫—૦—૦.

**ગેબીખૂન**—ખૂન, મારામારી અને ભેદી મામૂલાઓથી ભરેલી આ નવલકથા વાંચવાથી રૂંવેરૂંવાં ઉભાં થઇ આવે છે. ખરો ખૂની કોણ છે અને ખૂનનો આરોપ કોનાપર આવી પડે છે એનું પરિણામ કેવું વિકટ આવે છે વગેરે એક પછી એક એવા ગેબી બનાવો બનતા જાય છે કે જેની આખર સુધી કોઇને કશી ખબર પણ પડતી નથી. કિં. ૧–૧૨–૦.

**ભેદી ખજાનો**—ડિટેક્ટીવોની ચાલાકી, ભેદમાંથી ભેદ પકડી પાડવાની દિલને હેરત પમાડનારી બહાદુરી, ચોરોની ચતુરાઇ, અબળાઓની અજાયબી ભરેલી ભૂલથાપ ખવડાવનારી બાહોશી વાંચતાં દિલ કમકમી ઉઠે છે. ખૂનપર ખૂન, જાસૂસપર જાસૂસ અને ચોરના પણ ચોર એવા એટલા બધા ભેદી બનાવો આ પુસ્તકમાં આબેહુબ રીતે લખેલા છે કે, પાકું પુઠું પૃષ્ટ ૪૦૦, મૂલ્ય રૂ. ૨–૪–૦.

**રાજા દેવીદાસ** અથવા **રમણીની રણભૂમિ**—ક્ષણભંગુર સંસારની માયામાં લુબ્ધ થઇને મનુષ્ય કેવાં કેવાં કુકર્મો કરે છે, જાતિ ધર્મ નીતિ અને કુળનું સન્માન ગુમાવીને પરધર્મમાં પ્રવેશ કરી પોતાની જાતિનો વિધ્વંશ કરવામાં કેવી કારમી કુટિલતા દર્શાવે છે, જગત જે નારીજાતિને અબળા કહીને બોલાવે છે. તે અબળા રણમાં મદોન્મત થઇ શત્રુઓનો સંહાર કરવામાં કેવી દક્ષતા દેખાડે છે, રણશૂરા રજપૂતો રણભૂમિમાં ઝંપલાવી કેવી રીતે કેસરીયાં કરી તૂટી પડે છે, આવા રસિક પ્રસંગોથી આ વાર્તાનું પાનેપાનું ભરેલું છે. મૂલ્ય રૂ. ૨–૮–૦.

**બાગે શયતાન** અથવા **તલ્વારનું તૂફાન**—આ નવલકથામાં હિન્દમાં ઇ. સ. ૧૮૫૭ માં થએલા ભયંકર પ્રાણહારક બળવાનો તાદૃશ્ય ચિતાર ચિતરેલા હોઇ, તે ઉપરાંત નાનાસાહેબ અને તાતીઆ ટોપીની અનેક ગુપ્ત બાબતોને પણ પ્રકાશિત કરવામાં આવી છે. કિમ્મત રૂ. ૨–૦–૦.

## રાક્ષસોની રતિક્રીડા અથવા પિશાચોની પાપીલીલા—

માયાવી માનિના ભયંકર ભેદો, લુચ્ચાઓની લુચ્ચાઇઓ, તિલસ્માતી મકાનોમાં થતાં કારસ્થાનો, એક આર્ય લલનાની આદર્શ શૂરવીરતા, ધર્મપરાયણતા અને પોતાના પતિને પિશાચોની જાળમાંથી મુક્ત કરવાની અજબ યુક્તિઓ વગેરે વાંચીને ખરેખર તબિયત ખુશ થયા વિના રહેતી નથી. શૃંગાર અને હાસ્ય રસ પણ તેટલોજ ફૂટી ફૂટીને ભરવામાં આવ્યો છે કે જે વાંચતાં દિલ આનંદથી ઉભરાય છે અને મનનો બધો શોક દૂર થાય છે. પૃષ્ટ ૪૦૦ પાકું પુઠું મૂલ્ય રૂ. ૨—૦—૦.

## સંતપ્ત શયતાન અથવા કામાંધનાં કાળાં કામ—

કામથી અંધ થએલાં મનુષ્યો આ જગતમાં કયું ભીષણ કાર્ય નથી કરી શકતાં ? જગતને ઠગવા માટે ધર્મનિકેતનો સ્થાપી પાપનો પ્રચાર કરનારા, મુખમાં રામ બગલમાં છુરી લઇ ફરનારા, હાથમાં માળા ગળામાં વિષની જવાળાને છૂપાવી રાખનારા, સત્યનો આડંબર ધારી કેવળ અસત્યનો જ વિસ્તાર કરનારા અને પોતાના દગાથી નિરપરાધી, સરળ અને ભોળાં માણસોનાં ગળાં રેંસનારા આ પૃથ્વીપર અનેક મનુષ્ય નામધારી પિશાચો પડેલા છે અને તેવાજ એક મનુષ્ય પિશાચ તથા માનવી પિશાચિકાનું આ નવલકથામાં સુંદર ચિત્ર આલેખવામાં આવ્યું છે. પૃષ્ટ ૪૦૦ મૂલ્ય ૧—૧૨—૦

## અઠંગ ઉઠાવગીર અસંખ્ય ભેદ ભરમોથી ભરપૂર નવલકથા—

ઉઠાવગીરોના અદ્‌ભુત અડ્ડા, તસ્કટી ટોળીનાં ભયંકર કારસ્થાન, ચાલાક ચોરોની તાલમબાજીઓ વગેરે એવા બનાવો બન્યા જાય છે કે, ભલભલા જાસૂસો પણ ચક્કર ખાઇને સપડાઇ જાય છે. પ્રેમઘેલા પેમલાઓની કેવી બરબાદી

ચારીઓનાં દુષ્કર્મો, પિશાચિની પ્રેમદાઓની કામજવાળા, પ્રણય ભક્તિ વગેરે સર્વ ઘટનાઓ એટલી બધી આકર્ષક અને અજાયબી ભરેલી છે કે, જે વાંચતાં આંખમાંથી આસુની ધારાઓ વહ્યા વિના રહેશે. મૂલ્ય રૂ. ૨—૦—૦

## કિશોરસિંહ અથવા દુઃખનો પહાડ!

આ હૃદયરંજની નવલકથામાં પ્રેમીજનોના પ્રેમમાર્ગમાં આવી પડતાં અત્યંત અસહ્ય સંકટો, રાજસંસારનાં ભેદ ભરેલાં ભોપાળાં, અદ્‌ભુત આકૃતિના વારંવાર દેખાતા અવનવા ચમત્કારો, લૂટારાઓની હૃદયને કંપાવનારી લૂટફાટો—બહાદુરીઓ, દીવાનીની અજાયબી ભરેલી ચાલાકીઓ, કિશોરસિંહનો કારાગ્રહવાસ રાજકુમાર વરુણસિંહનું અદ્‌ભુત રીતે ગુમ થવું, એ બદલ કિશોરસિંહપર તેના ખુનનો આરોપ મૂકી તેને ફાંસીના લાકડાપર લટકાવવો, અંતરિક્ષ મદદથી તેમાંથી એકાએક તેનો બચાવ થવો, ભેદી રાજતનયનું ભેદી જીવન, એ ભેદી જીવનનાં ભેદ ભરેલાં કામો, નિર્દોષપર તુટી પડતા દુઃખના પહાડો, ખૂનખ્વાર લડાઇઓ, રાજ્યમાં ભયંકર વિગ્રહો, નીતિ અને અનીતિનાં યુદ્ધો વગેરે ઘણા ઘણા રોમાંચકારક બનાવોથી આ વાર્તા ભરપૂર છે. મૂલ્ય રૂ. ૨—૪—૦

## કરૂણા કુમારી અથવા આદર્શ અંગના

—આ નવલકથાની વસ્તુસંકલના આજથી ઘણા સમય પૂર્વના એક મહાન્ રાજ્યના ઇતિહાસના આધારે યોજવામાં આવી છે. વૃદ્ધ વારાંગનાનો વિનોદ, કામપરાયણ કામિનીની કુટિલતા, ધર્મભ્રષ્ટ માનવામાં દાનવતુલ્ય હૃદયભેદક કુકૃત્યો, પાપિણીની પ્રપંચજાળ આદિ સર્વ વિષયો વાંચવાથી રૂંવે રૂંવાં ઉભાં થઇ આવે છે. મૂલ્ય રૂ. ૨—૮—૦

**તરૂણ તપસ્વિની**—ભાગ ૧-૨—સાધુના વેશમાં ફરતા શયતાનો કેવી પ્રપંચજાળ પાથરી ભોળાં મનુષ્યોને ભરમાવે છે તેનો આબેહુબ ચીતાર વાંચતાં વાંચકોને અનહદ આનંદ સાથે અપૂર્વ જ્ઞાન પ્રાપ્ત થયા સિવાય રહેશે નહિ. તે ઉપરાંત ભોળા હૃદયના શ્રીમંત યુવકોની ખરાબ સોબતથી કેવી પાયમાલી થાય છે વફાદાર મિત્રો કેવા હોય છે, સતી સાધ્વી પત્ની કેવી હોય છે, પરોપકાર કેવી રીતે કરી શકાય છે એ વગેરે હકીકતથી ભરપૂર. પ્રથમ ભાગમાં ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો આપવામાં આવેલાં છે, બન્ને ભાગની કિંમત રૂ. ૪-૦-૦

**કુસુમકાન્ત** અથવા સંસાર શેત્રંજ—આધુનિક સમાજમાં સુધારાના નામે કેવો ભયંકર સડો ચાલી રહ્યો છે, ભદ્રનામધારક શયતાનો કેવાં કેવાં કાળાં કામો કરે છે, સ્વદેશનું હિત ચહાનારા તરુણ પુરુષો કેવી રીતે દેશનું કલ્યાણ કરે છે, સતી સાધ્વી સ્ત્રીઓ સતીત્વને કેવી રીત નિભાવે છે આદિ સર્વ વિષયોનું ઉજ્જવલ ચિત્ર આ વાર્તામાં આલેખવામાં આવ્યું છે. પાંકું પૂઠું, મુલ્ય. ૧-૧૨-૦.

**વસંત વિજય** યાને ચડતી પડતીના ચમત્કાર—જે દુરાચરણી રાજા મહારાજાઓ સ્વાર્થવૃત્તિથી વિલાસપ્રિયતાથી અને એક બીજા પ્રત્યેના દ્વેષથી આ નંદનવન સમાન ભારતભૂમિની દુર્દશા થઈ છે તેવા એક નિષ્ઠુર હૃદયનાં દંપતીનાં રાક્ષસી કુકર્મોનો અસરકારક ચીતાર આ નવલકથામાં આપેલો છે. સત્ય પ્રેમ-વિયોગ, મિલન, ધર્મ, કર્મ સ્વદેશસેવા વગેરે અનેક બોધક વિષયો સમાવવામાં આવ્યા છે. કીં. માત્ર રૂ. ૧-૮-૦.

**કલ્યાણી** અથવા હજાર વર્ષ પૂર્વેનું હિન્દુસ્તાન–જે નગર અત્યારે હિન્દુસ્તાનમાં અસ્તિત્વ ધરાવતું નથી અને જેનું નામ નિશાન પણ અત્યારે ભારતભૂમિના વક્ષસ્થળ ઉપરથી ઘસાઇ ભુંસાઇ ગયું છે, એવું શહેર એક હજાર વર્ષ પહેલાં પોતાના ગૌરવની કેવી વિજયઘોષણા કરી રહ્યું હતું તથા તે નગરના રાજવંશીઓની કીર્ત્તિ અને સત્તા કેટલી પ્રબળ હતી તેનું આબેહુબ વર્ણન આ નવલકથામાં કરવામાં આવ્યું છે. પાકું પુઠું કિં. ૨–૦–૦.

**સ્નેહમયી અને વિષયમયી**–આ નવલકથામાં જુદા જુદા સ્વભાવવાળી બે યુવતીઓ એકજ પ્રિયતમને ચાહે છે અને પ્રિયતમનો પ્રેમ સંપાદન કરવાને તેમની તરફથી જે જે પ્રયાસો કરવામાં આવે છે. તે વાંચકને એટલા બધા અદ્ભૂત લાગે છે કે સ્વપ્નમાં પણ કદિ તેમણે જોયા હોય નહિ. સુશોભિત પાકું પૂઠું કિં. રૂ. ૨–૦–૦.

**અલ્લાઉદ્દીનનો ઉદય**–દિલ્હીનો સુપ્રસિદ્ધ બાદશાહ અલાઉદ્દીન કપટથી પોતાના કાકા જલાલુદ્દીનને મારીને કેવી રીતે બાદશાહ થયો અને બાદશાહ થયા પછી જલાલુદ્દીનના બન્ને દીકરાની કેવી નિર્દયતાથી આંખો ફોડી નાંખી તેનું આબેહુબ ચિત્ર આ નવલકથામાં આલેખાયલું છે. આર્ય સન્નારીઓના શિયળનું રક્ષણ કરવા માટે તે વખતના રજપૂત રાજાઓ પોતાનો કેવો આત્મભોગ આપતા અને આર્ય મહિલાઓ પણ પોતાના પતિવ્રતનું રક્ષણ કરવા માટે કેવાં ભયંકર દુઃખો સહન કરતી હતી તેનું વર્ણન આ નવલકથામાં કરવામાં આવ્યું છે. કિં. રૂ. ૨.

**મહાકાળીનું ખડ્ગ**–પતિવ્રતા ભક્તિપ્રભાનો તેના સ્વામી પ્રત્યેનો અથાગ પ્રેમ, પતિપત્નીઓ ઘોર અંધારી રાત્રે કાલિકા માતાનું દર્શન કરવા સ્મશાનમાં જવું,

સ્મશાનમાં કાલિકા માતાની અદ્દભુત લીલા, માતાનું ભયંકર સ્વરૂપ અને સ્મશાનનો દેખાવ, માતાનું ખરૂં સ્વરૂપ ઓળખી નહિ શકવાથી ભક્તિપ્રભાવે કરેલી માતાની નિંદા અને તેના બદલામાં માતાએ આપેલો શાપ વગેરે ઘટનાઓ વાંચતાં વાંચકના મનમાં પુરાતન કાળની અનેક ભાવનાઓ ઉત્પન્ન થાય છે. મૂલ્ય રૂ. ૨—૦—૦.

**નવદંપતીને શિખામણ**—અજ્ઞાન, વહેમ, ખરાબ સોબત્ત, કુટેવો, વિહારનો, અતિયોગ, સ્ત્રીઓની આરોગ્ય સંબંધી અણસમજ, વાંઝીયાપણું, જુવાન વયમાં થતાં અનેક ભયંકર તથા ગુપ્ત દર્દો, ગર્ભસંચાર, પ્રસવ અને બાળકની માવજત સંબંધી અજ્ઞાનતા વગેરે કારણથી દુઃખી થતાં પતિપત્નીઓએ આ પુસ્તક પોતાના નિત્યના મિત્ર તરીકે સાથે રાખવું જોઇએ. ૫૦ પ્રકરણ, ૩૦૦ પૃષ્ઠ, પાકું પુઠું મૂલ્ય રૂ. ૧॥.

**ખૂન કે જાદુ ?**—આ ડિટેકટીવ નવલકથા એટલી અદ્દભુત છે કે વાંચક તેના પ્રવાહમાં ખેંચાતાં સમજી શકશે નહિ કે પોતે જે બનાવ વાંચે છે તે ખરેખરો બનાવ હશે કે જાદુનો કોઈ પ્રયોગ હશે ? ફોટોગ્રાફિક ચિત્રો સાથે પાકું પુઠું મૂલ્ય રૂ. ૧.

**કમનસીબ લીલા**—ફેશન આડંબરવાળી ઉચ્છૃંખલ સ્વેચ્છાચારિણી અબળા સાથે વિવાહ કરવાની પ્રાણહારક મહત્વાકાંક્ષા, યુવકોની કેવી ખાનાખરાબી અને પાયમાલી થાય છે. પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવાને માટે તેઓ કેવાં કમકમાટી ઉપજે એવાં કુટિલ કાર્યો કરે છે, સમજુ યુવકોનું શું કર્તવ્ય છે, આદર્શ જીવન કેવું હોવું જોઇએ વગેરે અનેક સાંસારિક ઘટનાઓ તાદૃશ્ય દૃષ્ટિ સમક્ષ ઉભી જ હોય એવું વર્ણન આલેખવામાં આવ્યું છે ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો. કિંમત માત્ર રૂ. ૧—૧૨—૦

પર્યંત પોતાનું કેવું ચતુરાઇથી રક્ષણ કરે છે, રહસ્યભેદક લાલ ચક્રરનો ભેદ જાણવા માટે કેવી મહેનત ઉઠાવે છે વગેરે અસંખ્ય રસિક વિષયો છે. છતાં કિંમત માત્ર રૂ. ૨-૦-૦.

**સુન્દર અને વિજ્ઞાનંદ**-(આવૃત્તિ બીજી) આ નવલ કથામાં તેના વિદ્વાન લેખકે સાંસારિક ઘટનાઓનું એવું આબેહુબ આલેખન કર્યું છે કે જે વાંચતાં વાંચક મુગ્ધ બની જાય તેમ છે. શુદ્ધ સ્નેહ, વિષયવાસના, આશ્ચર્યજનક કિન્તુ સંભવિત બનાવો વગેરે વાંચતાં મનરંજક થાય તેમ છે. સુંદર ફોટોગ્રાફિક ચિત્રો, મ્હોટી સાઇઝનાં પૃષ્ઠ લગભગ ૨૦૦, સુંદર શફેદ કાગળ, પાકું રૂપેરી બાઇન્ડીંગ છતાં કિંમત રૂ. ૧-૪-૦.

**મધુર મધુરી** અથવા મુંબઇની મોહિની—અલબેલી મુંબાઇની આકર્ષણીય મોહિનીનું દિગ્દર્શન કરી તેમના કામબાણની વિલાસી યુવકો ઉપર કેવી રામબાણ અસર થાય છે. અને પરનારીના પ્યારથી તેમની કેવી પાયમાલી તેમજ ખાનાખરાબી થાય છે, એક આદર્શ આર્ય અબળાનું શું કર્તવ્ય છે, વફાદાર મનુષ્ય આત્મત્યાગનું ઉત્તમ દૃષ્ટાંત કેવી રીતે દર્શાવે છે વગેરે રસમય અને ચમત્કારિક બનાવોથી ભરપૂર, ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો સહિત, કિંમત રૂ. ૧-૮-૦

**પંદરલાખપર પાણી**—મુંબઇમાં એક શ્રીમંત ગૃહસ્થે પોતાના દીકરાને આપેલો પંદર લાખ રૂપીઆનો વારસો ફક્ત એક વર્ષના અરસામાં કેવી રીતે ઉડાવી નાંખ્યો ? તેનો અસરકારક અને આબેહુબ ચિતાર વાંચવા યોગ્ય છે. આ વાર્તા એક વાર વાંચવા લીધા પછી તે પુરી કર્યા વિના પડતી મૂકવાનો હજુ એક પણ દાખલો બન્યો નથી. એજ તેનું મહત્વ બનાવે છે ! શુશોભિત પાકુ પુઠું મુલ્ય રૂ. ૧-૪-૦

**કામાંધ કામિની**—ચોરી ખૂન અને હરણના ત્રણ ત્રણ બનાવોની બાતમી મેળવવામાં જાસુસોએ જે અથાગ પરિશ્રમ ઉઠાવ્યો છે, તે જોઇને મન વિસ્મયતાના સાગરમાં ડૂબી જાય છે. ચોરની ચાલાકી હૃદયને ચમકાવી મૂકે તેવી છે. એક ચોર એવું સરસ કામ બજાવી બતાવે છે કે, તેની બહાદુરી માટે 'વાહ વાહ' નો પોકાર કર્યા સિવાય રહેવાતું નથી. જાસુસ પણ ચોરના માથાનો થઇને છેવટ સુધી તેની પાછળ લાગ્યો રહે છે અને છેવટે તેના કુકૃત્યના ભેદને ફોડી દઇને અપૂર્વ દક્ષતા દર્શાવે છે. મૂલ્ય રૂ. ૨—૦—૦

**બગદાદનો બાદશાહ**—અત્યંત મનોહર દિલભેદક અને અજાયબી ભરેલા બનાવોથી ભરેલી આ વાર્ત્તા બગદાદના ખલિફાઓના રાજત્વનો આબેહુબ ચિતાર કરાવનારી છે. અબળા બનીને મોટા મોટા વીરપુરુષોને પણ કેવી રીતે કંપાવી મૂકે છે, શયતાનિયતથી ભરેલી સુંદરીઓ સંસારમાં કેવા અનર્થો કરે છે, દેવતુલ્ય મનુષ્યો કેવું અનુપમ દેવત્વ દર્શાવી શકે છે, આદી સર્વે બનાવો ખાસ વાંચવા લાયક છે. મૂલ્ય રૂ. ૨—૦—૦.

**રાણી વ્રજસુન્દરી**—હિન્દુત્વનો ત્યાગ-કરી મુસલમાન થએલા કાળાપહાડનાં કુકૃત્યો, વ્રજસુંદરીનો ભીષણ પ્રતિશોધ, સાધારણ બ્રાહ્મણકન્યામાંથી રાજરાણી થઈ પતિ કાળાપહાડની સ્હામે રણભૂમિમાં કૂદી પડવું, ભૂપબાળાની ભયંકરતા, નવાબનન્દિની દુલારીની દુર્દાન્ત દુષ્ટતા, મુકુન્દદેવનું વ્રજબાલામાં આસક્ત થઈ રાજપાટ તેના ચરણોમાં સમર્પણ કરવું. આદિ અનેક સત્ય ઐતિહાસિક ઘટનાઓથી ભરપૂર આ નવલકથા પ્રત્યેક સ્ત્રી પુરૂષોને વાંચવા લાયક છે. મૂલ્ય રૂ. ૨—૦—૦.

વિધવાવિવાહ વાંચવો હોય તો **ઘેલી કુસુમ** વાંચો! જો રાજ-પ્રજાનો સંબંધ જાણવો હોય તો **ઘેલી કુસુમ** વાંચો! જો વટાળ અને જ્ઞાતિપ્રબંધ વિષય જાણવો હોય તો **ઘેલી કુસુમ** વાંચો. જો વિદ્યા અને લક્ષ્મીનો યથાર્થ ઉપયોગ જાણવો હોય તો **ઘેલી કુસુમ** વાંચો. આ નવલકથા વિષે વિદ્વાનોના ઘણા અભિપ્રાયો મળ્યા છે તેજ આ મહત્તા બતાવે છે. સોનેરી પાકું પૂઠું ઉત્તમ કાગળ છતાં માત્ર રૂ.૧ાા

## પદ્મલતા યાને કંટકમાં ગુલાબ. આવૃત્તિ બીજી. { સચિત્ર.

આ લોકપ્રિય નવલકથામાં ધર્મ, નીતિ, સત્ય અને સ્વદેશપ્રીતિ વગેરેનો અસરકારક ઉપદેશ આપેલો છે. દગાફટકાથી પરાયાનું રાજ્ય પડાવી લઇ મહારાજાધિરાજ થઈ પડેલા ચંદ્રનગરના જાલિમ જુલ્મી રાજા કાળસિંહનાં ક્રૂર કર્મોની કથા વાંચતાં વાંચતાં તમારાં રોમાંચ ઉભાં થયા સિવાય રહેશે નહિ. સંકટો સહન કરી નિષ્ઠુર નૃપતિ સામે કેવા અડગ રહી સ્વદેશ પ્રત્યે પ્રેમ દર્શાવે છે, પાપી પિતાની પવિત્ર પુત્રી રાજકન્યા પદ્મલતા અને ભાગ્યદેવીની ભયંકરતાથી દુશ્મનના આશ્રયે રહી મોટો થએલો રાજકુમાર સુરેન્દ્રસિંહ પોતાના દૈવી પ્રેમથી એક બીજાનાં હૃદય ઉપર કેવી રીતે અધિકાર મેળવી દેશસેવા કરે છે એ દર્શાવ્યું છે. દળદાર પુસ્તક હોવા છતાં **કિં. રૂ. ૧-૧૨-૦**

## રતિશાસ્ત્ર કિંવા કોકશાસ્ત્ર—

આ અમૂલ્ય અદ્વિતિય ગ્રન્થ સર્વોપરી છે. એમાં ઘણાં જુનાં જુનાં પુસ્તકો શોધીને યુવાન સ્ત્રી પુરૂષોને અતિ ઉપયોગી થઈ પડે એવા ગુપ્ત વિષયો–દવાઓ પ્રકટ થયાં છે. એમાં સ્ત્રી પુરૂષની ચાર જાતિ, તેમનાં લક્ષણ કામદેવનાં રહેવાનાં સ્થળ, ગુપ્ત આસનોનાં વર્ણન, સંયોગ માટે તીથી, વાર, નક્ષત્રનો વિચાર અદ્દભુત વાજીકરણ પ્રયોગો વગેરેનો સમાવેશ કરેલો છે, **સચિત્ર કીંમત રૂ. ૩–૦–૦**

સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતાકૃત

## લોકપ્રિય નવલકથાઓ.

કાળરાત્રિનું ખૂનીખંજર (સચિત્ર) ભાગ ૧ રૂ. ૨–૦
કાળરાત્રિનું ખૂનીખંજર ભાગ ૨ જો. રૂ. ૨–૮
જુલ્મિી જાલિમ યાને ધ્રુજતી ધરા ... રૂ. ૨–૮
ઝેરી જમાનો. ... ... ... રૂ. ૨–૦
ઝેરી જમાનો ભાગ ૨ છપાય છે. ... રૂ. ૨–૦
કુસુમકાન્ત યાને સંસાર શેત્રંજ. ભાગ ૧ લો રૂ. ૧-૧૨
તરૂણતપસ્વિની—બીજી આવૃત્તિ.
(સચિત્ર) ભાગ ૧ લો. રૂ. ૨–૦–૦
તરૂણતપસ્વિની—બીજી આવૃત્તિ.
(સચિત્ર) ભાગ ૨ જો. રૂ. ૨–૦
વસંત-વિજય યાને ચઢતી પડતીના ચમત્કાર
ભાગ ૧ લો. રૂ. ૧–૮
માયાવિમોહિની. ... ... રૂ. ૧–૧૨
કુન્જકિશોરી. ... ... ... રૂ. ૧-૧૨
પદ્મલતા યાને કંટકમાં ગુલાબ–સચિત્ર :રૂ. ૧-૧૨
કુમુદકુમારી–(સચિત્ર) ... ... રૂ. ૨–૦

**બુકસેલર કચરાભાઇ વનમાળી.**
મ્હોટી હમામ—અમદાવાદ.

અમદાવાદ—ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું. ૧૯૧૯.